## ધી. લખમીદાસની કંપની.

**પુસ્તકો વેચનાર તથા પ્રગટ કરનાર.**

પારસી બજાર—કોટ મુંબઈ.

# ખુલાશે જાદુ

**આવૃતી બીજી—જેમાં ૨૫૦ ખેલોની સંખ્યા છે.**

જેમાં સેકડો જુદી જુદી નાની અને મોટી રમતો જાદુથી ... હોય એવા દેખાતા હાથ ચાલાકીના ખેલો, રસાયણી વીજલીક અને ...મા કામની તરેહવાર કરાંમતો, પાનાને લગતી મન પસંદ જાદુઇ ...ઓ, ગુપ્ત ગણત્રીઓ, અને ભેદી સવાલોનુ ખુલાશાવાર વર્ણન આપ...ાં આવ્યુ છે. કીંમત રૂ ૧—૦—૦

**...લસી ગાયન**—તેમાં ગણી જાતની રાગરાગ-ણીઓનો શમાવેશ કરેલો છે. કીમત રૂા. ... ડવી પોસ્ટ—

**...સ્તાન** જેમાં ઉમદા ગજલો, હોરી, લાવણી, ઉપરાંત તમામ જાતની રાગરાગણીઓનો મોટામાં મોટો સંગ્રહ છે, પંદરસેથી વધુ ગાયનો છે. ... ... ... ... .. ૧ ૮ ૦

**...હુસ્તાની ગાયન સંગ્રહ** ભાગ ૧ લો જેમાં ૬૦૦ થી વધુ ગાયનો તથા ૬ આખા ઉરદુ ઑપિરા છે ત્રીજી આવૃતી ... ... .. ૧ ૦ ૦

**...હુસ્તાની ગાયન સંગ્રહ** ભાગ બીજો જેમાં ૧૦૦૧ ગાયનો તથા ૫ આખા ઉરદુ ઑપેરા છે, (બીજી આવૃતી. ) ... ... ૧ ૦ ૦

**...રી સાગર** (જુની તથા નવી મલી નજદીક ૩૫૦ હોરીનો જમાવ)... ... ... ... ૦ ૮ ૦

**ધી. લખમીદાસની કંપની,**

પારસી બજાર સ્ટ્રીટ—કોટ—મુંબઇ.

# સપટ કપનીના માલેક વૈદ્ય
# પુરૂષોત્તમ નેણશી.

નંબર ૨૫૯—૨૬૧ કાલબાદેવી બુદ્ધિવર્ધક સ્કુલ સામે મુંબઇ.

## સપટ લોશન.

દરાજ કે દાદરની અકસીર દવા આ દવા સુગંધી પાણી છે તેથી કપડા ખરાબ થતા નથી ને લગાડવાથી તરત સુકાઇ જાય છે દાદર કે દરાજ ચળ, ભીંગડા, કુષ્ટ, ઉકઇ, પગમા ફાટફુટ પડે છે ને તથા જુનામા જુનુ પીત્ત, સુકુ ખરજવુ, સુકી ખુજલી, આ દવાથી ફકત ત્રણ દહાડામા સાફ થાય છે, ને જો ફાયદો ન થાય તો પૈશા પાછા આપવામાં આવશે **કીમત શીશી એકના આના ૪.**

વાપરવાની રીત—સળીપર રૂ વીંટાળી તેનાથી લગાડવી

સેંકડો ભરૂસેદાર સરટીફીકેટોમાથી ફક્ત આટલીજ વાંચો

સુરત તા૦ ૨૯ મી જુન ૧૯૦૧

જત તમો સાહેબનો કાગળ તા૦ ૨૮ મી ચાલતા માસનો પોતો છે ને ઘણી ખુશીની અને ઉપકારની સાથે લખી મોકલુ છુ તે નીચે મુજબ—

ખરજવુ મારા બને પગે થયુ હતુ તેના કારણથી હુ આસરે દશ માસ સુધી ઘણો હેરાન થતો હતો ને અંગ્રેજી તથા દેશી ઇલાજો ઘણા કરવામાં આવ્યા હતા પણ તે દરદ બીલકુલ સારૂ થયુ નહીં આખરે મારા ભાગ્યે તમારૂ જાહેર પત્ર વાંચવામા આવ્યાથી સપટ લોશનની એક શીશી લેતા વારને જ એ દરદ સાફ થઇ ગયુ તે ઉપરથી મારા મીત્રોને એ ખબર આપી તે લોકોને એ લોશનનો ઉપયોગ કરવા ભલામણ કરી હતી ને તે લોકોમાથી બી કેટલાકોને ફાયદો થયો હજુબી એના વીશે લોકોને ભલામણ કરતો રહીશ. અંગ્રેજી દાક્તર એવુ કહે છે કે એ દરદનો પાકો અને ખાત્રી લાયક ઇલાજ છે પણ અમારા અનુભવ પ્રમાણે એમના મતો ખોટા ઠરયા લોશન સાબત કરી આપે છે




ીસો મોગલ શાહનશાહ જહાંગી

# પ્રસ્તાવના.



આજે તા૦ ૨૫ મી ડીસેમ્બર છે—રાજકર્તાની દિવાળી છે. આજથી આઠમે દિવસે, જે પ્રતાપી શાનશાહના દરબારમાં સર ટામસ રો બ્રિટિશ રાજ્યના પ્રતિનિધી તરીકે પધાર્યો હતો, તેજ પ્રતાપી રાજ્યના પહેલા રાજાનો અને આ દેશના શાહનશાહનો, પહેલો જ રાજ્યાભિષેક થાય છે, તે ટાણે આ ભેટ આપું છું તે સ્વીકારશો.

લોકોમાં લૌકિક અને પારમાર્થિક ઉન્નતિનાં સાધનો છુટથી પ્રવર્તાવવાં એવા ઉદ્દેશથીજ વર્ષોવર્ષ "ગૂજરાતી" પત્ર તરફથી જે ઐતિહાસિક નવલકથાઓ ઉપહાર તરિકે આપવામાં આવે છે તે નિયમાનુસાર આ વર્ષે ઉપહાર તરિકે આપવામા આવેલી 'નૂરજહાન' નામની નવલ કથામાં પણ તેજ ઉદ્દેશ સમાયલો છે. મહત્વાકાંક્ષી થયું થવાતુ નથી, પરતુ જન્માયજ છે, તેને માટે મહાન પ્રતાપી મોગલ શાહનશાહ અકબરનો નણીય પ્રસંગ ઘણો જ બોધપ્રદ છે. દુરાચરણી પુત્રથી નિરાશ થઇ પડેલા પિતાનો શાપ તેના વશજોમાં પરંપરાએ કેવી રીતે ઉતરે છે, તે મોગલોનો ઇતિહાસ વાંચનારાઓને વિદિતજ છે. સલીમ ઉર્ફે જાહાંગીર—દુનિયા જીતનારાએ, પોતાના પિતા સામા બંડ કરીને જેવો પિતાને રંજાડયો હતો, તેવીજ બુરી દશા તેને પણ ભોગવવાનો વારો આવ્યો હતો, તે શાહાજહાનનાં બંડ પરથી સિદ્ધ થાય છે. શાહજાહાની પણ તેજ અવસ્થા થઇ. ઔરંગઝેબે તેની સામા બંડ કરી, શાહજાહાને આગ્રાના કિલ્લામાં કેદ કીધો ઔરંગઝેબના પુત્રે પણ તેની જ સામા બલવો કીધો હતો. એમ પ્રતાપી અકબરનો શાપ આખા મોગલ વંશપર ઉતરતો આવ્યો હતો વાંચનાર આ શાપનો તું વિચાર કરી તારા પૂજ્ય તરફ વર્તજે.

દેશદ્રોહ અને દેશબાંધવોના તરફ તિરસ્કારબુદ્ધિ એ મોટુ પાપ ગણાય છે, તેને માટે પશ્ચાત્તાપ કરતા મોહોબતખાનને અકતીયાદખાને કહેલા શબ્દો ધડો લેવા લાયક છે. સદ્દગુણી ને પતિવ્રતા નૂરજહાનનું કલુષિત ઉત્તર વય, સંગમહાત્મ્યનુ એક મોટું ઉદાહરણ છે. તેમજ સ્વતંત્રતાનાં રક્ષણ માટે અને કુળગૌરવના રક્ષણ માટે एकोहमसहायोहम् એમ માનીને પર્વતોની ગુફામાં જીવન ગાળનારા પ્રતાપનો અચળ આશય પણ સંકટ વેળાએ ગ્રહણ કરવા જેવો છે.

આમ આ નવલકથામાં ભિન્ન ભિન્ન અનેક ઉપદેશો સમાયલા છે અને તે સર્વેનું તાત્પર્ય એટલુંજ છે કે મનુષ્ય જો પોતાનું કર્તવ્યપાલન કરે છે તો જ તેનો અંતે વિજય થાય છે.

વાંચકવૃંદો આ નવલકથાના ઉદ્દેશને ધ્યાનમાં રાખીને જો પોતાના કર્તવ્ય કર્મમાં તત્પર થશે તો તેઓ આત્મોન્નતિની સાથે પોતાનો દેશોદય જોવાને પણ ભાગ્યશાળી નિવડશે.

# અનુક્રમણિકા.

## પ્રથમ ખંડ—અદૃષ્ટ—ચાબકાર.



## ખંડ ૨ જો—આશા—નિરાશા.

# નૂરજહાન.

## પ્રથમ ખંડ—અદૃષ્ટ—અંધકાર.

### પ્રકરણ ૧ લું.

#### કંદહારનું રણ.

પંદરમી સદીમાં આપણી વાર્તાની શરૂઆત થાય છે. ગરમીની ઋતુ ચાલતી હતી. સૂર્યનો સખત તાપ પડતો હતો પ્રેમમાં નિમગ્ન થયેલું એક પ્રેમી જોડું આવા સખત ગરમીના દિવસોમાં કંદહારના ભયંકર રેતીના રણમાં મુસાફરી કરતું હતું. રણ એવું તો ભયંકર હતું કે તેનું નામ સાંભળતાજ લોકોનું હૃદય કંપી ઉઠતું; મન મૂર્છિત થઇ જતું, શરીર શિથિલ થઇ જતું. અને આંખે અંધારાં આવી જતા હતાં. આપત્તિમા આવી પડેલું આ પ્રેમી જોડું આજે અણુછૂટકે તેજ ભયાનક રણ ઓળઘતું હતું તેમનો પ્રવાસ ઘણો દુ:ખદાયક અને હૃદયદ્રાવક હતો આ હણાયલાં જોડાએ પોતાપર તૂટી પડેલા દુ:ખના વાદળાથી બચવાને માટે આ ભયંકર સાહસ વહોરી લીધું હતું, પરંતુ ભવિષ્યમાં તેના કરતા પણ વધારે વિપત્તિમા તે આવી પડનાર છે, તેનું તેને બિલકુલજ્ઞાન જ ન હતું.

રણના પ્રદેશો રેતીઓના ભયંકર ઢગલાઓથી ભરપૂર હતા એક પછી એક ઉભેલાં રેતીનાં મોટાં મોટાં શિખરોથી ચારે દિશાઓ ઢંકાઇ ગઇ હતી, તેથી આકાશ અને પૃથ્વી એકત્ર થઇ ગયાં હતા. ચારે તરફ નજર ફેરવતાં રેતીનાંજ પહાડો નજરે પડતા હતા—જાણે કે રેતીનું એક મહારાજ્ય હોય! વખતો વખત જોસથી ફૂંકતા પવનના સપાટાની સાથે ધૂધૂ કરી ઉડતા રેતીના મોટા મોટા ઢગો આકાશમાં ઉડીને પૃથ્વી તથા આકાશને એકત્ર કરી દેતા હતા. આ ભયાનક દેખાવ જોતા વેંતજ ગમે તેવી કઠણ છાતિના પુરુષનાં પણ નેત્રો બંધ થઇ જાય, હૃદય કંપી

[illegible] અબ-
ળોનું તો શું ગજું? ત્યાં ભયાનક દેખાવ થઇ રહ્યો હતો. ન મળે ઝાડ, ન મળે શીતળ છાયા, ન મળે વિશ્રામસ્થાન, તેમ ન મળે કોઇ પણ નવાણુ કે જ્યા બે ઘડી બેસીને મુસાફરો માર્ગનો પરિશ્રમ દૂર કરે! ચોતરફ પડતા સૂર્યનાં ઉભા કિરણોમાંથી વરસતી આગને લીધે આખુ રણ તપીને અગ્નિમય થઇ રહ્યુ હતુ વચ્ચે વચ્ચે અગ્નિની ઝાળનો અનુભવ કરાવતા વટોળીઆઓ પોતોની બાથમા રેતીના મોટા મોટા ટગોને ઉચકીને એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઇ જતા હતા, તેથી જ્યા મોટમોટા ટેકરાઓ હતા, ત્યા ક્ષણમા સપાટ પ્રદેશ થઇ જતો અને જ્યાં સપાટ પ્રદેશ હતો ત્યાં ઉંચા ટેકરાઓ બની જતા હતા. આવા સીમાડા વિનાના, છેડા વિનાના, અમાપ, અનંત અને ભયાનક રેતીના ઢગોના હ્રાસવૃદ્ધિનો અથવા તો રણપ્રદેશના છેડાનો કોણ નિર્ણય કરી શકે?

આવા પ્રાણઘાતક રેતીના ભયંકર રણમા એક પ્રેમી જોડુ આફ-તમાંથી બચવા માટે મુસાફરી કરતું હતું.

સમય પ્રભાતનો હતો, સૂર્યનાં કિરણે દુનિયા પર પોતાનો સોનેરી ઉજાસ પાથરી દીધો અને અંધકારના રાજ્યનો અસ્ત થયો પરતુ સૂર્યોદયની સાથે સાથે જગતમા જે આનદ, જે ઉલ્હાસ, જે ચૈતન્ય, જે આશા, પોતાનુ કાર્ય કરવા માડે છે, તેમાનુ આ પ્રેમી જોડાને કંઈ પણ માલમ પડતુ નહતું. પ્રભાત થતાંજ પક્ષિઓનો મનોહર કલરવ, ભમરાઓનો ગુંજારવ, આનદી પશુઓનો કોલાહલ, લોકોનો અવરજવર તથા પરસ્પર મધુરાં સંબોધનો, આ સર્વનુ આ રણ-રાજ્યમા માત્ર સ્મરણ જ થતુ હતું. માત્ર ભયંકર દેખાવોનુ જ રાજ્ય છવાઇ રહ્યુ હતું જે દેખાવો નજરે જોતાં વેંત જ મનુષ્યો મૂર્છિત થઈ પડે તેવા અવર્ણ્ય દેખાવોથી રણ-પ્રદેશ ભરપૂર હતો, અને તેમા સૂર્યનો ઉદય થઈ ચૂક્યો હતો.

જેમ જેમ સૂર્ય ઉચે આકાશમા ચઢવા લાગ્યો, તેમ તેમ વધારે તીક્ષ્ણતા ધારણ કરવા લાગ્યો. તેનાં કિરણોમાંથી રેતીના ઢગલાઓપર આગ વરસવા લાગી. સૂર્યના ચળકાટ મારતાં કિરણોથી વધારે ચળ-કાટ મારતી રણની રેતી વધારે ભયાનક દેખાવા લાગી રાત્રિ દેવીની ઉદાસીનતા તથા નિર્જીવતાનો ક્ષોભ દૂર કરવા માટે જાણે રેતીના અનંત ઢગો જાગ્રત થઇને પોતપોતાનુ પરાક્રમ દેખાડતા હોય તેમ ઉડવાનો પ્રયત્ન કરી રહ્યા હતા. એટલુ જ નહી, પરતુ ભાગ્યહીન

આકાશની પેઠે રેતીનુ રણ પણ સિમાડા વિનાનુ હતું. જ્યાં નજર ફેરવો ત્યાં રેતી રેતી ને રેતી જ, તે વિના બીજું કાંઇ પણ નજરે પડતું નહતુ. આકાશની સાથે એક થઇ ગયલા માત્ર ઉચા ઉચા રેતીના પર્વતો જ નજરે પડતા હતા. એક પછી એક પડેલા રેતીના મોટા મોટા ટગો, જાણે રેતીના સાગરમાં ઉછળતા રેતીના મોટા મોટા મોજાઓ એક પછી એક ઉછળતા હોય તેવા દેખાતા હતા. તેને નહતો કિનારો કે ન હતી સિમા. રેતીનો અસીમ મહાસાગર તે રણભૂમિપર પોતાનુ રાજ્ય વિસ્તારી રહ્યો હતો. રેતીના મોટા મોટા ઢગો વારવાર પવનની સહાયતા લઇને ઘૂ ઘૂ કરતા યુદ્ધ કરતા હતા, ત્યા આકાશ અને પૃથ્વી વચ્ચે કશો પણ અતર જણાતો નહતો. પરંતુ આખુ વિશ્વ એકાકાર થઈ જતુ હતુ આ દેખાવ મહાપ્રલયનુ ચિત્ર નજર આગળ ખડું કરતો હતો. મહાપ્રલયની પેઠે ક્ષણભર સૂર્ય ને દિશાઓ એ સર્વ ઢકાઈ જતા હતાં. ક્ષણમાં વળી રેતીની આધી દૂર થઈ જઇને નિર્મળ આકાશ, સૂર્યનાં ચળકતા કિરણો અને દિશાઓ દેખાવ દેતાં હતાં. આ રીતે રણભૂમિની અલૌકિક ભીપણતા અને સૌન્દર્ય ક્ષણે ક્ષણે કલ્પનાના નેત્રને અનેક રંગો દેખાડીને અદૃષ્ટ થઇ જતી હતી

પ્રભાતનો સમય પૂરો થઇને મધ્યાહ્નનુ રાજ્ય આરભાયું. પેલા દુ:ખી જોડાંએ તે વખતે આ ભયંકર રણમા મુસાફરી ચાલુ કરી. ઉપરા ઉપરી મુસાફરી કરવાથી થાકને લીધે બન્ને જણા અશક્ત થઇ ગયા હતા, તોપણ ચાલ્યા વિના છૂટકો જ ન હતો સાથે એક ઘોડો હતો. તે પણ જાણે તે બન્નેનું કરજ અદા કરતો હોય તેમ તેમની સાથે આ ભયંકર રણમાં તેમનો સાથી થયો હતો. તેના શરીરમાં માત્ર હાડ અને ચામ શિવાય બાકી કાંઇજ નહોતું. તે ફક્ત પોતાનુ દેણુંજ ધણીને પૂરુ કરવાને જીવતો હોય તેમ તેના શરીર તરફ નજર કરતા જણાતુ હતુ. તે ટટ્ટુની પીઠ ઉપર ચામડાનો એક ચેલો લાદેલો હતો તેમા કેટલીક ખોરાકની ચીજ ભરેલી હતી અને બીજી બાજુ તરફ એક મસક લાદેલી હતી, જેમા પીવાનુ પાણી ભરેલુ હતુ. ઘોડાને તો તે રણમાં ઉગતા ખારાં ઉસ જેવા ઝરડાં ઝપટાપર જ ગુજારાના કરવા પડતા હતા, અને કોઇ કોઇ વાર તો ખુદાના

નામપરજ આધાર રાખીને આખો દિવસ ખેંચી કાઢવો પડતો હતો, તો પણ તે પોતાના ધણીનું બાકીનું કરજ ફેડવા માટે જીવતો હતો; અને આ મુસાફરીમા ધણીના દુઃખમા પોતે પણ ભાગ લેતો હતો. ચાલવાનુ શરૂ રાખ્યા છતાં પણ રસ્તો ખૂટતો ન હતો. લાંઘણો, રસ્તાનો થાક, ઉદ્વેગ, આશંકા, પ્રાણ ભય વગેરે બાબતોને લીધે સ્ત્રી પુરૂષ, બન્નેના શારીરિક અને માનસિક બળ ભાગી પડયાં હતાં. આ રેતીનાં રણનો છેડો કયારે આવશે ? ભયંકર માર્ગનો અંત કયારે આવશે ? નથી કોઇ વટેમાર્ગુ મળતું કે નથી કોઇનાં પગરવો જોવામા આવતાં કે જેની સહાયતાથી આગળની મુસાફરીને માટે સરળતા થઇ પડે! "ઓ ઇશ્વર! હવે તો તારો જ આધાર છે." આમ તે જોડામાંનો પુરુષ ઊંડા નિસાસા સાથે બોલી ઉઠયો

આ જોડામા જે પુરૂષ હતો, તેના કદાવર શરીરે તરફ જોતા તે દુઃખ સહન કરે તેવો જણાતો હતો. તેનું લલાટ વિશાળ હતું. હાથ ગોઠણ સુધી લાંબા હતા, નેત્રો ચળકતા ને તેજસ્વી હતા, મુખ ઉપર મહત્વની છાયા પથરાઇ રહેલી હતી, આટલા બધા દુ.ખમા આવી પડયા છતાં પણ તેના કદાવર શરીર તરફ જોતાં તેના અવયવો પણ લોહીઆળ દેખાતા હતા. સામટી રીતે જોતાં તે કોઇ ધરાની ઉમરાવ કુટુંબનો હોય તેવો દેખાતો હતો.

તેની સ્ત્રી પણ એક અનુપમ સુંદરી હતી. સુવર્ણના કાચા રંગથી તેના શરીરને ચિત્રેલુ હોય તેમ જણાતુ હતું. સરળતા તથા પવિત્રતાની વચ્ચે સ્વર્ગીય લાવણ્ય તેના શરીરપર તકતકી રહેલુ હતુ. તેના મુખપર પ્રેમછાયા પ્રકટી નીકળેલી હતી. તેની બન્ને આંખમાં હાસ્યની સાથે અશ્રુકણો રાજ્ય કરી રહ્યા હતા. તે પારકાના દુ.ખે દુઃખી થનાર અને દયાના ઝરાનો પ્રાદુર્ભાવ દેખાડી આપતા હતા. એ સુંદરીને આપણે સર્વાંગ સુંદરી કહીએ તો ચાલી શકે.

આવું પરમ સુંદર જોડું દુ ખનું માર્યું કંદહારના ભયંકર રણમાં મુસાફરી કરતું હતું. અધુરામા પુરૂ સ્ત્રી ગર્ભવતી હતી. પ્રસુતિકાલ નજદીક આવી લાગ્યો હતો. પતિના મનમાં તેને માટે વારંવાર અનેક વિચારો આવ્યા કરતા હતા. હું શુ આ સગર્ભા સ્ત્રી સાથે આ ભયંકર રણને પાર કરી શકીશ? આમ વિચારમા ને વિચારમા પેલો પુરુષ સ્ત્રીની સાથે રેતીના ઢગો ઓળંઘતો જતો હતો

## પ્રકરણ ૨ જું.

### આશક માશુક.

૨ રણમાં ખાવાને ઉપયોગી કેટલોક ખોરાક તથા પીવાને પાણી સાથે લઇ લીધું હતુ; પરંતુ મુસાફરી કરતાં લાંબો વખત થવાથી ખોરાક અને પાણી બન્ને ખૂટી જવા આવ્યાં હતાં. રણમાં કોઈ મુસાફર નજરે પડતો ન હતો કે પ્રાણ રક્ષાને માટે તેનો આશ્રય માગે આગળ પાછળ રેતીના ઢગલા સિવાય કાંઇ પણ નજરે પડતું ન હતું. ઉપર નીલ રંગનુ આકાશ અને નીચે ધૂધૂ કરતો ભયકર પવન, રેતીના ઢગોની સાથે ઘૂમતો નજરે પડતો હતો. તે વિના કોઇ નગર અથવા તો ગામ અથવા તો માર્ગ નજરે પડતો નહોતો. સિમાડા વિનાની રણભૂમિ મહા ભયંકર દેખાતી હતી. ખોટા ખોટા વિચારો કરીને એક જગ્યાએ બેસી રહેવાથી પ્રાણ ભય સિવાય બીજું કાંઇ પરિણામ આવે તેમ જણાતુ ન હતુ. કેટલોક વિચાર કર્યા પછી મુસાફરી ચાલુ રાખવામાંજ ફાયદો છે, આવા વિચારપર આવીને પેલા ઇરાનીએ પોતાની પ્રિયતમાને હાથનો ટેકો આપીને ઘોડાપર બેસાડીને ઘોડાને ચાલતો કર્યો, અને પોતે સૂર્યના તડકાથી પોતાનો બચાવ કરવા માટે છત્રી ઓઢીને ઘોડાની પાછળ પાછળ ચાલવા લાગ્યો. ઘોડો કેટલાએક દહાડા થયા મન માનતુ ઘાસ ન મળવાથી ભૂખ વેઠતો હતો, તેમા વળી ઉપરાઉપરી મુસાફરી પણ ખેડતો હતો તેથી લોથપોથ જેવો થઇ ગયો હતો. તે ધીરે ધીરે ડગ ભરતો હતો તેથી પેલા ઇરાનીને પણ તેની સાથેજ ધીરે ધીરે ચાલવુ પડતુ હતું. પુરુષ હીંડતો આવે ને સ્ત્રી ઘોડા ઉપર બેસે તે દેખાવ કદાચ વાચનારાઓને કઢંગો લાગશે, પરતુ આજે તેમ કર્યા સિવાય છૂટકો તો નહતો. સ્ત્રી ગર્ભવતી હતી અને પ્રસૂતિકાળ આવી પહોચ્યો હતો, તેથી તેમ કર્યા વિના ચાલે તેમ ન હતું દિવસ જેમ જેમ વધતો ગયો તેમ તેમ રણની ભયંકરતામાં પણ વધારો થવા લાગ્યો સૂર્યના ધખધખી રહેલા કિરણોથી ઉપર અને નીચે, બન્ને તરફથી, ત્રણે મુસાફરો બળવા લાગ્યા. ભૂખથી તેઓના પ્રાણ બળી ઉઠયા, અને તૃષાથી તેઓના ગળામા કાચકી બાઝી. સ્ત્રી પુરુષે તૃષા છીપાવવા મસકમાંથી પાણીનો એકેકો ઘુંટ પીને કંઠતટને શાંત ને રણભૂમિમાથી કાપી લીધેલુ ખારૂ ઉસ જેવુ થોડુક ઘાસ

મોઢા આગળ પણ નાખ્યું, ને મરણતોલ થયલા ઘોડાએ પણ. બન્ને દુ ખી જોડાના મોઢા સામે, અશ્રુ ભરી આંખે જોતાં જોતાં ખાવા માંડ્યું અને પેટનું ભાડું પૂરૂં કર્યું.

તે વખતે ધણીના મનમાં પોતાની પ્રિયતમાના પ્રાણ રક્ષણને માટે અનેક વિચારો આવવા લાગ્યા. વિચારોના વમળમાં તણાતો પુરુષ મનમાં ને મનમાંજ બોલી ઉઠ્યો કે, "હાય ! આ વહાલીને હવે હું કેવી રીતે બચાવી શકીશ ? જેને માટે માતા પિતાનો ત્યાગ વહોરી લીધો છે; જેને માટે સ્નેહી સંબંધીઓનો ક્રોધ અને તિરસ્કાર પણ ગણકાર્યો નથી, જેને માટે જન્મ ભૂમિ અને સ્વદેશ હમેશાને માટે ત્યાગ કરવો પડ્યો છે, જેને માટે આવા ભયંકર રણની મુસાફરી પણ માન્ય કરવી પડી છે, તે હજારો સકટો સહન કરીને મેળવેલી પ્રાણપ્રિયાનું હવે કેવી રીતે રક્ષણ કરવુ ? શુ દૈવ હાથમાં આવેલા રત્નને એકાએક હરી લેશે ?" આવા વિચારમાં ને વિચારમાં તે પુરુષના મન ઉપર ભય, નિરાશા, દુષ્ટ વિચારો, એક પછી એક રાજ્ય કરવા લાગ્યા.

સ્ત્રી અને પુરુષ બન્નેનાં શરીર ઉપર તડકાને લીધે ઝોબમ ઝોબ પરસેવો વળ્યો હતો તેથી શરીરપરના મેલા કપડાં વધારે મલીન થઇ ગયાં હતા; તોપણ ઇરાનીની રીત મુજબ લાંબા ઝભ્ભાને કેડના ભાગમાં કમરપટાથી બાંધેલો હોવાને લીધે પુરુષ ટટારબધ જણાતો હતો અને મરણભયના ભયકર વિચારથી તેનો વર્તમાન કાળનો દેખાવ ભયકર થઈ પડ્યો હતો, પરતુ ભવિષ્યકાળ ઘોર અંધારામા છૂપાયલો હતો આ બન્ને જોડામાં એક બીજાની દશા તે વખતે કેવી ભયંકર આપત્તિમા આવી પડી હતી તે તેઓજ જાણતા હતા.

પોતાનાપર આવી પડનારી વિપત્તિને માટે ધણી પોતાની સ્ત્રીની આગળ ખુલ્લી રીતે કહી શકતો ન હતો; પરતુ તે પોતાના મનમા ને મનમા જ વિચાર કરતો હતો કે, ખોરાક ખુટી ગયો છે, હવે કેવી રીતે ક્ષુધાની શાંતિ કરવી ? આમ વિચારતો વિચારતો તે ઘોડાની પાછળ પાછળ ચાલતો હતો.

થોડી વાર પછી પાછો તેના મનમા વિચાર આવ્યો કે, "જેણે આવડુ મોટુ જગત પેદા કર્યુ છે, તેને જ તેના પોષણ કરવાની ચિંતા રહે છે. જે હાથ વિનાના અને મુગા પ્રાણીઓનુ પોષણ કરે છે તે જ અહીં અમારૂં પણ પોષણ કરશે" પરન્તુ તેની ધીરજ થોડો જ વખત ટકી રહી, તૃષાથી તેના ગળામાં દાહ થવા માંડ્યો, શરીર પણ ઉપવાસને લીધે નિસ્તેજ થઈ ગયું, નજદીકમા કોઇ લીલુ ઝાડ પણ દૃષ્ટિએ પડતુ ન હતુ, કે જેનાં પાદડાં ચાવીને મોઢાને ભીનુ કરે.

આવા ભયંકર કષ્ટમાં આવી પડવાથી તે જુવાન ઇરાનીના મુખ-થી એકાએક એવા શબ્દો નિકળી ગયા કે; "ઓ ખુદા ! તોબાહ ! રે તો આ દુ:ખ ખમાતુ નથી ! રે અમારાપર હજી કેટલી આફત જરનાર છે ?"

પોતાના ધણીના મોઢામાંથી ઉપલા વાક્યો સાભળતાજ ઘોડાપર ઠેલી સ્ત્રીએ પોતાના ઘોડાને ઉભો રાખીને ધણીના મોઢા તરફ જોયું . ભય, નિરાશા, ખેદ, વગેરેની ભયકર નિશાનીઓથી તેનું મોઢુ રાયલુ નજરે પડયુ. આ દેખાવ ઝાઝો વખત જોવામા આવ્યો નહીં. લેજ ક્ષણે તેના ધણીએ સાવધ થઇને તેની સ્ત્રીને ધીરજ આપતા હ્યું કે; "કઇજ નથી. એ તો હુ કોઇ વાત યાદ આવી જવાથી શ્વરની પ્રાર્થના કરૂ છું."

"વહાલા ! ગઈ ગુજરી વાત સભારવાથી શો ફાયદો ? જેમાથી ખ ઉપજે એવી વાતોને ઘણું કરીને વિસારે પાડવી જોઇએ."

સ્ત્રીએ ધણીને ધીરજ તો આપી, પરન્તુ બીજી પળે તેના મનમા ણુ પોતાનાપર ગુજરેલી આફતો એક પછી એક ઉત્પન્ન થવા લાગી. ન્ને જણાં ભાવિ દુખો સભારીને તેના સંબંધમાં વાતચિત કરવા ાગ્યા, અને પોતાનાં દુર્ભાગ્યને ધિક્કારીને ઠપકો આપવા લાગ્યા. વાચ-ારાઓના મનની આતુરતા પૂરી કરવાને પ્રેમમાં પડેલાં આ જોડાંની ોળખાણ આપવાની જરૂર છે.

આ પ્રેમી જોડુ ઈરાનમાં આવેલા તેહેરાન શહેરમા રહેતુ હતું. તે મુસલમાન ધર્મી હતુ સ્ત્રીનુ નામ અમીના હતું, અને પુરુષનું ામ આયાસ બેગ હતુ. આયાસ ભણેલો, ગુણી, અને રસિક હતો. તેનો પેતા કવિ હતો, તેથી તે સબધી કેટલાક ગુણો આયાસમાં ાસ ઉતર્યા હતા આયાસે જે પોતાની કવિતાને મારે શૃંગારરસ પસંદ ર્યો હતો, અને કેટલીએક આશક માશુકની કથા કહાણીઓ વાચ્યા છી તેણે જાતેજ મનમોહના અમીનાને પસદ કરીને પોતાની હૃદયેશ્વરી નાવી હતી. અમીના પણ કાવ્યના ભાવોને સમજી શકે તેવી હતી. ેણે પણ અનેક ફારસી સાહેરોની કવિતાઓ વાચીને કવિતા સબધી ાનમાં વધારો કર્યો હતો. તેના જ્ઞાનપર મોહીને જ, અમીના હલકા ુળની હતી તોપણ આયાસ તેનાપર મોહી પડયો. ગુણ ઉપરાંત અમી-નામાં રૂપ પણ અલૌકિક હતું, તે પણ આયાસના મોહનું કારણ થઇ ડયુ. કર્મ સંજોગે અમીના, આયાસના કુળ કરતાં ઉતરતા કુળની હતી ેથી તેઓની વચ્ચે લગ્ન થઇ શકે તેમ નહોતું, અને જો તે લગ્ન

થાય તો વકીલો તરફથી બન્નેને સંકટમાં આવી પડવાનો ભય હતો. તોપણુ આયાસ, અમીનાના અનુપમ સૌંદર્ય ઉપર મોહી પડયો અને બીજી તરફથી અમીના પણુ તેની રસિક બાનીપર પોતાનો જાન કુરબાન કરવાને તૈયાર થઇ. આશકમાશુક વચ્ચે વહેતા પ્રેમના નિર્મળ પ્રવાહે એક બીજાને ક્યારનાંએ જોડી દીધાં. આયાસ, અમીનાની પાસે આખા જગતને તુચ્છ ગણુતો, ને અમીનાને છોડીને તે જગતનું સામ્રાજ્ય પણુ ભોગવવા ઇચ્છા રાખતો નહતો. લોકો પ્રેમપૂર્ણુ હ્રદયના ભાવને જગતમાં અનેક રૂપે જુવે છે, પરતુ જેઓ જાણે છે કે પ્રેમ જ હ્રદયને સંજીવન કરનારો અને જીવનની સ્ફુરતી પ્રેમ જ છે, તેઓ તો જાણી શકે છે કે પ્રેમી પ્રેમની સેવા માટે પોતાના પ્રાણુને પણ તુચ્છ જાણે છે. પ્રેમઘેલા ઘીયાસે પણ એજ વ્રત ગ્રહણુ કરેલુ હોવાથી તેણે કોઇનુ કહેવુ, તેમ તે પ્રસગથી પોતાનાપર આવનારી આફતનો પણુ વિચાર કર્યા વિના જ, અમીના સાથે વિવાહ કરીને પોતાના જીવનને કૃતાર્થ કર્યુ, અને પ્રેમના પૂજારી તરિકે પોતે બહાર પડયો આયાસની તે ઉદ્ધતાઇને લીધે તેના સબધીઓએ તેને ઘરમાથી કાઢી મૂકયો, એટલુ જ કરીને તેઓ બેસી રહ્યા નહતા, પરતુ છેવટે તેના ઉપર જૂલમ ગુજારવા માડયો. આયાસ પાસે જ્યાં સુધી નાણાનુ બળ હતુ, ત્યા સુધી તો તેણે જૂલમ સામે પણુ ટક્કર ઝીલી, પરતુ છેવટે તે નિર્ધન દશામા આવી પડયો અને કુટુબીઓ તરફથી તેનાપર જૂલમ ચાલુંજ રહેવા લાગ્યો એટલે તે નિરાશ થઇ ગયો. તેણે મનમા વિચાર કર્યો કે હવે આહીથી કોઇ પણ બીજા દેશમા જઇ નસીબ અજમાવવાની જરૂર છે. અહીં રહીને દુઃખ ભોગવવુ એ ઠીક નથી.

મુસલમાન કુળતિલક મોગલ મહારાજા અકબર તે વખતે હિદુસ્તાનમા મહારાજા તરિકે રાજ્ય કરતો હતો. તેની રાજધાનીમા જવાનો આયાસે વિચાર કર્યો તે વખતે અકબરની ત્રણ મોટી રાજધાનીઓ હતી. લાહોર, આગ્રા અને દિલ્હી એ દરેકમા અકબરની આણ ફરતી હતી અને તે વારવાર પોતાની રાજધાનીઓની ભેટ લેતો હતો આયાસબેગ પણ હમણા દુઃખને લીધે અમીનાને સાથે લઇને એકદમ પોતાના વતનનો હમેશાને માટે ત્યાગ કરીને હિંદુસ્થાન તરફ આવવા નિકળ્યો.

મનુષ્યને જે દુઃખને લીધે પોતાની જનની સમાન જન્મભુમિ ત્યાગ કરવાનો સમય આવી લાગે તે સાધારણુ ગણાય નહીં સગા સબધી સિવાય બીજા લોકોમા પણુ આયાસ અળખતુ કાણુ થઇ પડયો હતો. અપકીર્તિ સિવાય તેના ઉપર લોકો તરફથી પ્રાણુઘાતના પ્રસગો

પણ ગુજારવામાં આવ્યા; પરંતુ નિડર આયાસ, પ્રિયતમા અમી-નાના પ્રેમામૃતને વરસતા મોહોડા તરફ નિહાળીને, બોલ્યા વગર તે સર્વ સહન કરતો. પરંતુ મનુષ્યની સહનશીળતાને પણ એક સીમા હોય છે. અહીંઆ કુટુંબીઓ જ્યારે અચળ પર્વતને, તેના સ્થિર નિશ્ચયથી ફેરવી શક્યા નહીં, ત્યારે તેઓ તેની પ્રેમમય પ્રફુલ્લિત, નવલતાને તેના પાસામાંથી ખસેડવાના પ્રયત્નો કરવા લાગ્યા. જે લતા એકજ ઉના નિશ્વાસથી શુષ્ક થઇ જાય તેવી સુકુમાર હતી, તેની તરફ દયાહીન પોતાના કુટુંબીઓનો દુષ્ટ વ્યવહાર જોઇને, આયાસે જાણ્યું કે હવે અહીં વધારે રહેવામાં સાર નથી, કાં તો હું જીવના જોખમમાં આવી પડીશ, અથવા તો પ્રિયતમાને ગુમાવીને જીંદગીને ઝેર કરીશ; માટે હવે તો સદાને માટે આ દેશને તજી દઇને બીજા દેશમાં નિવાસ કરવો સારો છે. આવો કેટલોક વિચાર કરીને તે દુ:ખી જોડું ઇરાનને હમેશાને માટે ત્યાગ કરીને હિંદુસ્તાન તરફ આવવા નીકળ્યું, અને કંદહારના ભયંકર રણુમાં અન્ન અને પાણી વિના અસહ્ય દુ:ખ વેઠતુ, સૂર્યના સખત તડકા અને રેતીના ધગધગતા ઢગોને ઓળઘતુ કુચ કરવા લાગ્યું.

રણપ્રદેશ મહા ભયંકર હતો બીજી તરફથી અમીના ગર્ભવતી હતી. આયાસે ગર્ભવતી સ્ત્રીને સાથે લઇને રણ ઓળંઘવાનું સાહસ માથે ઉઠાવ્યું હતુ ને કામ ઘણુંજ વિકટ હતું. આયાસ એક ઇરાની તુખમથી પેદા થયો હતો, તેથી તેનામા સાહસ ખેડવાનો મહાન ઉત્સાહ, તેની રગેરગમાં વ્યાપેલો હતો; અને તેથીજ તેણે કંદહારના ભયંકર રણનું વર્ણન સાંભળ્યા છતાં પણ, તે ઓળવવાનું સાહસ માથે ઉઠાવ્યું હતું.

માર્ગમા ચાલતા ચાલતાં બન્ને જોડા વચ્ચે વીનક વાતો થવા લાગી; તે વાતો એક બીજાના દુ ખ સુખની હતી વર્તમાન કાળના દુ:ખ સમયે ભૂતકાળના સુખની વાતો સંભારવાથી દુ:ખમાં વધારો થાય છે, તેમા જરાય સદેહ નથી, તોપણ તેમા એક જાતની અનિર્વચનીય મીઠાશ પણ ભરેલી હોય છે. દુ:ખી લોકો તે દુ:ખમાથીજ સુખનો આસ્વાદ કરે છે. એટલા માટેજ દુ ખી મનુષ્યો ભોગવેલાં સુખોનાં ચિત્રને કદી પણ વિસરી શકતા નથી રડતાં રડતાં દુ:ખી જીવન તરફ નિહાળીને તેઓ અતરનુ દુ ખ બહાર પાડી શકતા નથી; પરતુ તેઓ અદર ને અંદર અનેક વિચાર વમળોમાં ગોથાં ખાધા કરે છે. ભૂતકાળની સ્મૃતિ વર્તમાનમા દુ ખનો વધારો કર-નાર થઇ પડે છે; તોપણ તે દુ ખમાંથી પણ નિર્મળ આનદનો લાભ મળે છે. આ દુ:ખી જોડું પણ દુ ખથી આનંદનો અનુભવ કરવા માં

અમીનાએ દયામણું મોઢું કરીને કહ્યું, "મારી સાથે લગન કરવાથી તમે દુઃખમા આવી પડયા? શા માટે આ અભાગિણીનો તમે હાથ પકડીને દુઃખ વહોરી લીધુ?"

આયાસે પ્રેમથી ધાડા થયેલા સ્વરે ઉત્તર આપ્યો; "વહાલી! તારી સાથે લગ્ન કરીને હું દુઃખી થયો છુ એમ તારે મનમાં કદી પણ આણવું નહીં."

અમીનાએ તેનો ઉત્તર આપતાં કહ્યું; "બીજું તો કંઈજ નહીં, પરંતુ આજે તમારે જે દેશ તજવો પડયો છે, તે તજવાનો સમય તમને આવતજ નહી, તેમ આવા દુ:ખમાં પણ રીબાવું પડત નહી."

આયાસ બોલ્યો, "વહાલી, તારી ભુલ છે જે નસીબમાં લખેલું હોય છે. તે કદી પણ બન્યા વિના રહેતુ નથી. તુ પણ ભાગ્યને તો માને છે. ઇશ્વરે જે નસીબમા લખ્યુ હોય તે ભોગવ્યા વિના છુટકો થતો જ નથી."

થોડી વાર થંભી જઇને આશ્ચર્ય સાથે જરા હસી ઉઠીને તે ફરીને બોલ્યો, "વહાલી! તું જેને દુઃખ ગણે છે, તેને હુ દુઃખ ગણુતો નથી. તને મેળવવાથી મને જે સુખ મળ્યું છે તેની પાસે આ દુઃખ કંઇ પણ ગણુતરીમાં નથી! શુ આ દુર્દશા મારી ભવિષ્યની ઉન્નતિનુ મૂળ નથી? મનુષ્ય દુઃખ ભોગવ્યા વિના કદી પણ ઉન્નતિમાં આવતો નથી; માત્ર મને એટલોજ ઓરતો રહી ગયો છે કે હું તારી સાથે લગ્ન કર્યાં પછી હું કેટલો સુખી થયો છુ તે મારા સ્નેહી મનુષ્યોને દેખાડી શકયો નહીં."

અમીના બોલી, "વહાલા! તમારા જેવા એક કવિ રત્નની સ્ત્રી તરિકે હુ મને પોતાને સપૂર્ણ ભાગ્યશાળી સમજુ છુ. ગમે તેવા દુ:ખમાં પણ તમારો સહવાસ મને આનંદ આપનારો છે."

આમ બોલતા બોલતા અમીનાની આંખમા આંસુ ભરાઇ આવ્યાં. તે ઘોડાપર બેઠી બેઠી પોતાના પતિના મહત્વથી ભરેલા મુખ તરફ પ્રેમ ભરી આંખોથી નિહાળવા મંડી, તેની આંખમાં પ્રેમનો ચળકાટ એકદમ ઉભરાઇ જવા લાગ્યો તેણે તુરત પોતાના ધણીના હાથમાથી છત્રી લઇને બીડી દીધી અને ઘોડાપર બેઠા બેઠાંજ પ્રેમના ઉમળકા સાથે પતિને કંઠે વળગી પડી અને શ્યામ રંગના ઘેરા કેશ કલાપમા છુપાયલી પોતાની વિશાળ ગરદન, આયાસની છાતિપર ઝુકાવી દીધી. તે સમયે તેની આંખમાથી આસુના બે ટીપા આયાસની છાતિપર પડયા. આ આસુનાં ટીપાં ન હતા, પરતુ અમૃતનાં ટીપા હતાં. આયાસના હૃદયમા જન્મથી માંડીને જે સતાપ ધખધખી રહ્યો હતો તે આ અમૃતના બિંદુ પડતાજ ઠરી ગયો.

આ દુઃખ, આ આનદ, આ આત્મવિસ્મરણ બે ઘડીને માટે હતું, તે સમયે કદહારનુ ભયંકર રણ પણ નંદનવન બની ગયું હતુ.

પરંતુ તે આનંદ, તે સુખ, તે આત્મવિસ્મરણ બે ઘડીનું હતું. તે સર્વ બે ઘડી પછી ગંધર્વરાજ્યની પેઠે અદૃશ્ય થઈ ગયું અને રણભૂમિ પોતાની છાતિપર ધગધગતી રેતીના ઢગો લઇને પાછી ઘૂઘૂ કરવા માંડી.

તેનુ વિકરાળ સ્વરૂપ જોતાજ બન્ને જણા પાછા પ્રેમની નિદ્રામાંથી એકદમ કપીને જાગી ઉઠયાં માથા, ઉપર તીવ્ર સૂર્ય તપતો હતો, અને પગની નિચે ધગધગતી રેતી હતી. તે વિના કાઇ પણ નજરે પડતુ ન હતુ. બન્ને જણા પાછા મુગાં મુગા મુસાફરી કરવા લાગ્યા.

ગર્ભવતી સ્ત્રીને આ વખતે ઘણીજ વેદના થતી હતી. તોપણ તે પોતાનો પતિ ઉદાસ થઈ જાય માટે પોતાનુ દુઃખ અંતરમાજ સમાવીને મુગી મુગી રસ્તો પસાર કરતી હતી. પરંતુ આ વાત સહૃદય આયાસથી અજાણી નહતી. તે સર્વ સમજતો હતો, પરતુ નિરૂપાય હોવાથી તેણે મૌન ધારણ કર્યું હતુ. તેના મનમાં અનેક દુષ્ટ વિચારો વારવાર આવ્યા કરતા હતા. તે ચાલતા ચાલતા વિચાર કરવા લાગ્યો કે, આજનો દિવસ તો ગમે તે રીતે વીતી જશે, પરતુ રાત્રિ કેવી રીતે ગાળવી ? નથી પાસે પાણી કે નથી ખોરાક ! આવતી કાલનું પ્રભાત સુખમાં જોઈ શકાય તેમ જણાતુ નથી. આજની રાત્રિમાજ હું મારી વહાલીને ગુમાવી બેસીશ ! ! ! આવા વિચારોથી આયાસનો હૃદય સમુદ્ર ઉછળવા લાગ્યો, તે સહનશીળ હતો, તેને પોતાને માટે જરા પણ ચિંતા નહતી, પરતુ જેને માટે પોતે કષ્ટ વેઠતો હતો તે પ્રિયતમાને માટે તેના મનમા ચિંતાઓ થતી હતી.

ધીમે ધીમે દિવસ પૂરો થવા આવ્યો, રણભૂમિનું ભયકરપણુ પણ ઓછું થવા લાગ્યુ, અને સૂર્યદેવ પણ ધીમે ધીમે રેતીના વિશાળ સમુદ્રમાં ડુબી ગયા.

---

## પ્રકરણ ૩ જું.

---

### દિવ્યકન્યાનો જન્મ.

થોડી વારમાં જ ભયકર કાળરાત્રિ શરૂ થઈ રણભૂમિપર એકાએક તે ભયકરતા છવાઈ ગઈ. મૂર્તિમાન ભય, નિરાશા અને મૃત્યુ, પોતાના ડાચાંઓ ફાડીને ચારે તરફ ઘૂમવા લાગ્યા. આયાસ અને અમીનાએ તે ભયંકર અને ત્રાસદાયક રાત્રિ વિશ્રાતિમાં ગાળવા માટે આ મુસાફરી કરવી બંધ કરી દીધી; અને રેતીના એક મોટા ઢગલાનો આશ્રય કર્યો અને તેનાપર પાસેની કાળળી બીછાવી દીધી અને છત્રી ઉઘાડી તેને ઉભી મૂકીને તેની આસપાસ લૂગડુ વીટી લઇને એક નાનો તંબૂ ઉભો

કરી દીધો. કારણ કે તેમ કર્યા વિના રાત્રિના થંડા પવનથી બચી શકાય તેમ ન હતું. આયાસ કરતા અમીનાને થડીથી બચવાની વધારે જરૂર હતી. આયાસે તેને તુરત તે નાના તંબૂમાં દાખલ કરીને બીછાનાપર સુવરાવી અમીના દિવસના તડકાથી અમિત થઈ ગઈ હતી, તેમા વળી પોતે સગર્ભા હતી તેથી તે પણ વિશેષ વિવેક ન કરતાં તુરતજ બિછાનાપર લાંબી થઇને પડી.

આયાસે સ્ત્રીની વ્યવસ્થા કર્યા પછી નજદીકમા ઉભેલા એક રણભૂમિમા ઉગતા ઝાડની સાથે પોતાના ઘોડાને બાંધ્યો, અને ચામડાના થેલામાંથી બાકી રહેલું થોડુક ઘાસ કાઢીને ઘોડાના મોહોડા આગળ નાખ્યુ અને નિરાશાના અવાજથી કહ્યુ, "ઓ ખુદાના જીવ! મારી પાસે જે કંઇ ખોરાક બાકી બચેલો હતો તે તને આપી દુઉં છુ કાલની ચિંતા કાલપર રાખજે. અમારે તો આજને માટે પણ ફાકા પડે તેમ છે; ઉપવાસ કર્યા વિના છૂટકો જ નથી" આપરથી જણાશે કે, આજે આયાસ બહુ જ ગભરાટમા પડી ગયો છે. તેનું હૃદય દારુણ દુ ખ અને નિરાશાના બોજા તળે દબાઇ ગયું છે. તૃષાથી તેની છાતિમા ચરેડો પડ્યો છે લાઘણુ અને માર્ગના પરિશ્રમથી તેનું શરીર બેભાન થઇ ગયુ છે. કેટલાએક દિવસ થયા પોતે તો નામનુંજ ખાતો, પરતુ સ્ત્રીને પેટ પુરતો ખોરાક ખવરાવતો હતો પણ આજે તો બિલકુલ ખોરાક જ નહતો. કોથળાને વારવાર ખંખેરીને જોયો, પરતુ રોટલાનો એક કકડો પણ તેમા હોય તો બહાર પડે કેની? પાણીની મસક તરફ વારવાર પપૈયાની પેઠે નિહાળવા લાગ્યો, પરતુ તેમા પાણીનુ એક બુંદ સરખું પણ નહતુ. આજ અમીનાના પ્રાણની રક્ષા કેવી રીતે કરીશ એવા વિચારમાં તેનુ મન ડોલવા લાગ્યુ

દેશમાંથી નિકળતી વખતે તેણે જે દુ.ખનો વિચાર કર્યો હતો તેના કરતાં આજે સોગણુ દુ ખ તેનાપર આવી પડ્યુ છે તેમજ તેણે રણભૂમિ ઓળંધી જવા માટે જેટલા દિવસો મનમા ધારેલા હતા તેના કરતા વધારે દિવસો મુસાફરી કર્યા છતા પણ, હજી રણભૂમિનો છેડો આવ્યો નથી ધીયાસ બાવરો બની ગયો છે.

ધીયાસે પોતાનાપર આવી પડેલી આફતનો વિચાર કરતાં ચો તરફ જોયું તો અંધારા સિવાય કાઇ પણ જોવામા આવ્યુ નહી. આકાશ તરફ નિહાળીને જોતા પણ, આગળ અને પાછળ નજર કરી તો ત્યાં અંધકાર સિવાય કાંઇ પણ નજરે પડતુ ન હતુ

આવી ભયંકર સ્થિતિમા પોતાને સપડાયલો જોઇને આયાસે ઊંડો નિસાસો નાખ્યો અને તરત તબૂની અંદર દાખલ થયો. ત્યા પોતાની

પ્રાણપ્રિયા અમીના મુડદાંની પેઠે બેભાન સ્થિતિમા પડેલી છે, તેના મુખ ઉપર લાલાશને બદલે ફીકાશ છવાઇ રહેલી છે, અને નિરાશાનાં ચિહ્નોથી તેનું દેવતાઇ મુખ ઘેરાયલુ છે.

મોટી આફતમા ઘેરાયા છતાં પણ આયાસ હિમત હારી ગયો નહીં. તેણે ચકમકથી અગ્નિ પાડી તરત થોડુંક સુકુ ઘાસ સલગાવીને દેવતા કર્યો અને તેનાપર લુગડાના ગોટાઓ તપાવીને તેનાથી પોતાની સ્ત્રીના શરીરને શેકવા લાગ્યો અંદરના ભાગમા ગરમી પહોચતાં જ અમીના જાગ્રત થઇ ગઇ અને જાગ્રત થતા જ તેણે એક મોટી ચીસ પાડીને બોલવાનો પ્રયત્ન કર્યો, પરન્તુ તૃષાને લીધે સુકાઇ ગયેલા કંઠમાથી કે મોહોડામાથી એક પણ અક્ષર સ્ફુટ રીતે બહાર નિકળ્યો નહી.

આયાસ અમીનાનો અભિપ્રાય સમજી ગયો તરશથી તેનુ ગળુ ચપટ મળી ગયુ હતુ. તુરત આયાસ ચામડાની કોથળીમાથી એક ચળકતો છરો ને કટોરો લઈ બીલાડીની પેઠે કુદકો મારીને તુરત તબૂની બહાર નિકળી ગયો અને જ્યાં આગળ પોતાના દુઃખનો સાથી ઘોડો બાધેલો હતો ત્યા જઇને ઉભો રહ્યો. અને આડું અવળુ જોયા વિના ઓ ખુદાના પ્રાણી! ક્ષમા કરજે, એમ કહીને પેલા ઘોડાની ગરદનમા જોરથી તે છરો ભોકી દીધો કે તેમાથી ધકધક કરતુ લોહી ઝરવા માડ્યું. તે ઝરતા લોહીને સાથે આણેલા કટોરામા ઝીલી લીધુ, બીજી જ પળે તે ગરદન ઘોડાના ધડથી છુટી થઇને જમીનપર તુટી પડી. આ લખતા જેટલો વખત લાગ્યો હતો, તેના કરતા પણ ઘણો જ થોડા સમયમા એ સર્વ કાર્ય બન્યુ હતુ આયાસ ઘોડાનુ તાજુ લોહી કટોરામા ભરીને જેવો તબૂમા દાખલ થયો કે એક મોટી અજાયબી જોવામા આવી.

તેની સ્ત્રીએ એક દિવ્ય કન્યાને જન્મ આપ્યો છે, તે કન્યાની દિવ્ય કાતિથી અધકારાચ્છન્ન ભૂમિમા ઉજાસ થઇ રહ્યો છે તુરતની જન્મેલી કન્યાનુ રડવુ સાંભળીને આયાસના હૃદયમા વાત્સલ્ય ભાવનો ઉદય થઇ આવ્યો. પરતુ તે સમય સ્નેહવાત્સલ્યનો ઉપયોગ કરવાનો ન હતો. તેણે તુરતજ પેલુ તાજુ લોહી અમીનાના મુખ આગળ ધર્યું, લોહી સ્વાદવિનાનું અને કડવું હોવા છતાં પણ તૃષાતુર અમીના આખો મીંચીને બે ચાર ઘુટ પી ગઇ, તેથી પ્રાણઘાતિની પીપાસા શાત પડી અને ધાર્યા કરતા વિશેષ તેના શરીરમા ચેતન આવ્યુ. જે અત્યાર સુધી આંખો મીચીને મુડદાંની પેઠે પડેલી હતી તેણે આખો ઉઘાડીને એક મોટો નિઃશ્વાસ નાખ્યો. તે નિઃશ્વાસ અમીનાના જીવનને માટે નિરાશ થઇ પડેલા આયાસના મનને વધારે ભયજનક થઇ પડ્યો. આયાસે પ્રસૂતા અમીના તરફ જોઇને ઉડો નિસાસો નાખ્યો, તેના

નવ પ્રસૂતા સ્ત્રીને તુરતજ પથ કરવા, એ કામ ઘણુ કઠિન થઇ પડે છે. તેમા પણ છોકરાંને કાંધપર ઉચકીને પથ કરવો, એ કામ તો બહુજ વિકટ ગણાય. અમીનાએ પણ તેવુજ વિકટ કામ માથે ઉઠાવ્યુ. સહિષ્ણુતાની મૂર્તિમતી પ્રતિમા અમીના ભયંકર રેતીના રણમાં ધીરે ધીરે પોતાના પતિની સાથે ચાલવા માંડી. પરંતુ ડગલે ડગલે તેને દમ ભરાઇ જવા લાગ્યો, અને પ્રત્યેક નિશ્વાસે તેના આયુષ્યનો ક્ષય થવા લાગ્યો. તે ડગલે ડગલે મરણનો અનુભવ કરવા લાગી. રેતીના કણો તેના સુકુમાર પગમાં શલ્યની પેઠે પીડા કરવા લાગ્યા. પેલો ભાર ઉપાડનારો સુખનો સાથી ઘોડો હમણા ન હતો, કે જેનાપર બેસીને માર્ગનો પરિશ્રમ દૂર કરે. આયાસ સઘળા સામાનનો એક મોટો ગાંસડો માથાપર ઉચકીને ચાલતો હતો, તેથી આ વખતે પોતાની સ્ત્રીને કોઇ પણ જાતની મદદ કરી શકે તેમ ન હતુ. દારુણ દુઃખનો અનુભવ કરતુ દુઃખી જોડું નિરુપાય હોવાથી મુગે મોઢે મુસાફરી કરતું હતુ.

પ્રવાસ કરતું કરતું તે જોડું થોડેક દૂર ગયુ કે નિષ્ઠુર રણ પ્રદેશ તે જોડાને બહુજ દુઃખ દીધા પછી તેના તરફ દયાળુ બન્યો ક્ષિતિ તરફ નજર કરતા પાણીથી ભરેલુ એક સરોવર તેઓની નજરે પડ્યું. સરોવર નિર્મળ પાણીથી ભરેલું છે અને તેના તીર ઉપર વૃક્ષોની ઘાટી ઘટાઓ આવી રહી છે વૃક્ષોની ઘટા નીચે ઢોર ઢાખર આમ તેમ ફરતા ફરે છે, અને પક્ષિઓ વૃક્ષોની ઘટાઓમાથી ઉંચે આકાશમાં ઉડાઉડ કરી રહ્યાં છે. આ ઇશ્વરની અનુપમ લીલા નિહાળતા બન્ને જણાના હૃદયમાં શાંતિની સાથે આનંદ પથરાઇ ગયો, તેઓના શરીરમા નવીન જીવન આવવાથી તેઓ જોરથી ડગલા ભરવા લાગ્યા. દૂરથી દેખાતી મનોહર લતાઓ આમતેમ ડોલતી પરિશ્રમથી આતુર થયેલા વટેમાર્ગુઓને પ્રેમથી આહ્લાદ કરતી હોય તેમ તેઓને જણાવા લાગી

આયાસ અને અમીના, રણભૂમિમા એકાએક આવો અલૌકિક દેખાવ જોઇને મનમાં વિચાર કરવા લાગ્યાં કે, હવે થોડાક સમયમાંજ અમે મર્ત્યલોકમાંજ નંદનવનના અનુપમ સુખનો ઉપભોગ કરીશુ. આટલુ બધું દુઃખ પડવા પછી એકાએક સુખનો ઉદય થયો જોઇ તે બન્નેની આંખમા આનંદાશ્રુઓ આવી ગયા. અને બન્ને જણા મુક્ત કંઠથી આકાશ તરફ નજર કરીને પોકારી ઉઠયા કે, "ઓ દયાળુ પરમેશ્વર! આ તારી દયાનું ફળ છે. તારી માયાને કોઇ પણ જાણી શકતું નથી! અમારા અપરાધ ક્ષમા કર!"

અમીનાએ ગળગળા સ્વરે કહ્યુ, 'વાહલા! એ સઘળી ઇશ્વરની કૃપાજ સમજવી. આ નિરાધાર ભયંકર રેતીના રણમાં પણ આ બાળ-

કને કોણે બનાવ્યું છે? ચાલો વહાલા! આપણે આ સામે દેખાતા નવાણના તીરપર ઝાડની શીતળ છાયામાં જઇને બેસીએ અને વિશ્વ નિયતાના મહિમાનુ ગાન કરીએ."

દુઃખી જોડુ હર્ષ અને ઉત્સાહ ભર, સુખની આશાથી ઉતાવળા ડગલાં ભરતુ આગળ ચાલવા લાગ્યું. થોડેક દૂર ગયા પછી આયાસ બોલી ઉઠયો; "વહાલી! જો તો કેવો મનોહર દેખાવ! જલાશયના તીરપર કેવુ રમણીય શહેર આવી રહેલુ છે? તે નગરમા સેંકડો મનુષ્યો પોતાના મુખ ઉપર ઉત્સાહ અને આશા તથા નેત્રમા આનંદ અને પ્રીતિ ધારણ કરીને પોતપોતાના કામમાં લાગેલાં છે. પરદેશથી આવેલા પરોણાનુ આતિથ્ય કરવામા તેઓનો કેવો ઉત્સાહ દીપી રહેલો છે? ચાલ વહાલી! આપણે ઝટ તે ઠેકાણે પહોચી જઇએ."

'ચાલો! સ્વામીનાથ, ચાલો! આપણે એ પવિત્ર જલાશયના તીરપર જઇએ અને આપણી જીંદગીના દુઃખો દૂર કરીએ." આમ બોલતી બોલતી અમીના પોતાના ધણીના ખભાપર પોતાના જડ થઇ ગયેલા ખભાનો ભાર મૂકીને તેના ટેકાથી આશામાં ને આશામા ચાલવા લાગી. ઉતાવળે ચાલવાથી તેનો શ્વાસ ભરાઇ જતો, ત્યારે વળી જરાક થભી જઇને વિશ્રાંતિ લેતી હતી. અમીના મહા દુઃખ વેઠતી હતી, તોપણ પોતાના બચ્ચાંને કાંધ ઉપર મુકીને અંતરનું દુઃખ નિવેદન કર્યા વિના પતિની સાથે ને સાથે ચાલતી હતી. આ સમયે તેની સહિષ્ણુતાની અસામાન્ય શક્તિ દૃષ્ટિએ પડતી હતી. અરધા ગાઉથી પણ વધારે ચાલ્યા છતા જ્યારે જલાશય તેટલુજ દૂર જણાવા લાગ્યું ત્યારે બન્ને જણા આશ્ચર્યમા પડી ગયાં અમીનાનો પંથ કરવાથી શ્વાસ ભરાઇ ગયો અને આંખો પણ સ્તંભી ગઇ. તેણે ફાટી ગયેલા સ્વરે ભાગ્યા તુટયા શબ્દોમા કહ્યુ, આપણે તો અરધા ગાઉ કરતાં પણ વધારે આગળ આવી પહોંચ્યા, તોપણ હજી જલાશય તો તેટલુજ દૂર દેખાય છે? હજી તે કેટલું દૂર હશે?

આયાસે ઉત્સાહથી કહ્યુ; "વહાલી! ધીરજ ધર! હમણાં પહોંચી જઇશુ"

આયાસના મુખમાથી ઉત્સાહ પૂર્ણ ઉત્તર સાભળીને, અમીનાના મનમા જરા ધીરજ આવી, પરંતુ પાછો તેના અધીર મનમા ફરીને પ્રશ્ન ઉભો થયો કે, "આટ આટલું ચાલ્યા છતા પણ દુઃખદ માર્ગ તો ખુટતોજ નથી, અને જલાશય તેટલુજ દૂર દેખાય છે.

સ્ત્રીના મુખમાથી ભય અને નિરાશા સુચક શબ્દો સાંભળતાંજ આયાસ ચમકી ઉઠયો અને પાછળ જુએ છે તો પોતાના શરીરને ટેકો આપીને પોતાની આશામરીચિકા એક કુમળા બાળકને કાંધપર મુકીને

ધીરે ધીરે ચાલી આવે છે. આયાસે નિરાધાર રણભુમિમાં પોતાની આવી સ્થિતિનો વિચાર કરતા કરતા એક ઉંડો નિઃશ્વાસ નાખ્યો. આ નિઃશ્વાસમા રગેરગ નિરાશા છવાયલી હતી. નિઃશ્વાસની સાથેજ તેના હૃદયમાથી એક ઘુંટ લોહી શુકાઇ ગયુ.

આયાસનો તે નિરાશા સૂચક ઉષ્ણ નિશ્વાસનો સ્પર્શ થતાંજ તેની સહચારિણી અમીના એકદમ કપી ઉઠી અને એવી સ્થિતિમાંજ કંપિત કંઠે બોલી ઉઠી, "વહાલા! તમારા મનમા અત્યારે શા વિચારો ઘોળાય છે વારૂ? હુ તમારી અર્ધાંગના છું, પવિત્ર પ્રેમથી તમારી સાથે જોડાઇ છું તમે મારૂ બળ છો, હુ તમારા મુખ તરફ જોઇને સર્વ કાંઇ જાણી શકુ છુ; બોલો નાથ! બોલો! શું આફત ટાળી ટળે તેવી નથી? તમે બોલતા કેમ ડરો છો? ખરી વાત કહોને! હુ તમારી પ્રિયતમા, સ્ત્રી, દાસી, શિષ્યા, ધર્મપત્ની, જે કહો તે છું. તમને સકટની વેળા સહાય કરવી તે મારો ધર્મ છે. ગભરાઓ નહીં, જુઓ સામે પાણીથી ભરેલુ સરોવર દેખાય છે! કવી તેના તીર ઉપર વૃક્ષોની ઘટા શોભી રહી છે, આમ અધીરા કેમ બની ગયા છો? ધીર ધરીને પગ ઉપાડો હમણા આપણે તે મનોહર સરોવરના તીર ઉપર જઇ પહોંચીશુ. તે સરોવર આપણને દૂરથી આમત્રણ કરતુ હોય તેમ વારવાર દેખાવ દીધા કરે છે" આમ બોલતા બોલતા અમીનાએ આયાસના મુખ સામુ જોયા કર્યું, તે સઘળો વખત આયાસની આખોમાં નિરાશા સિવાય કાઇજ જોવામા આવતુ ન હતુ, તે જોવાથી અમીનાની નિરાશામાં પણ વધારો થઇ પડયો. તેણે તુરત આતુરતાથી કહ્યુ; "આટલુ ચાલ્યા છતા પણ હજુ તે જળાશય જાણે તેટલુજ દૂર જણાય છે. આપણે જાણે એક પણ ડગલુ ચાલ્યાં ન હોઇએ એમ જણાય છે. વહાલા! આ તે શુ ઇશ્વરી માયા છે?"

માયા એટલા શબ્દો અમીનાના મોઢામાથી નિકળતાં એક ગેબી અવાજ થયો, "માયા!" "ઝાંઝવાના જળ!" આયાસ પણ ચમકી ઉઠીને નિરાશા ભરેલા અવાજે બોલી ઉઠયો, "હા! માયા જ જણાય છે"

હાય! એ માયા છે, એ માયા. એવા ત્રણ ધ્વનિની સાથે સાથે જ તે મનોહરજલાશય, વૃક્ષોની ઘટાથી મનોહર જણાતો તેનો કિનારો તથા તેના તીર ઉપર આવી રહેલુ ગધર્વ નગર, એ સઘળુ એકદમ કોણ જાણે કયાઇ અંતર્ધ્યાન થઇ ગયુ! કોઇ પણ અજાણ્યા અને અદૃશ્ય રહેલા જાદુગરે જોતજોતામાં એક ફુંક મારીને તે સર્વ સુખનો નાશ કરી નાખ્યો અને જ્યાં આગળ જલાશય અને વૃક્ષોની ઘટા વિરાજતી હતી, ત્યાં સૂર્ય પોતાના તીક્ષ્ણ કિરણોમાથી આગ વરસાવતો પ્રકાશવા લાગ્યો. એ ઘડીનું નાટક એ ઘડીમાંજ સમાપ્ત થયું.

જડપ્રકૃતિ જગત હોહો કરીને હમી ઉઠયું. વટોળીઓ વાયુ ભયંકર વેગ સાથે રેતીના ઢગો લઇને આકાશમા ઉડવા લાગ્યો. ચારે દિશાઓ, પાછી રેતીઓની ડમરીઓ ચડવાથી અંધારી ઘોર બની ગઇ. આયાસના અને તેની સ્ત્રીનાં જીવન નાટકનો પાછો ભયાનક પ્રવેશ આરભાયો.

આયાસ કઇ પણ બોલ્યા ચાલ્યાં વિના ભયભીત થઇને પાષાણની મૂર્તિની પેઠે જડ બનીને ઉભો રહ્યો. તેનુ શરીર વિસ્મયથી વિહ્વળ બની ગયુ. વિચારોએ તેના મગજને શૂન્ય કરી નાંખ્યું. સુકુમાર અમીનાને પણ આખે અંધારા આવવા લાગ્યાં અને કાધપર ઉચકેલી કન્યા સાથે મૂર્છિત થઇને જમીનપર તૂટી પડી.

તે સમયે ભયંકર રણભૂમિ, ભયંકર શૂન્યતા, અને અનત રેતીના ઢગો, પોતાની છાતિપર લઇને ધૂધૂ કરતા પવનના વેગથી ગાજી રહેલા હતા. ચોતરફ ભય શિવાય કાંઇ પણ નજરે પડતું નહતું.

પ્રથમના જલાશય, વૃક્ષો, નગર વગેરે જોવામા આવ્યું હતુ તે શુ ઇંદ્રજાળ હતું? હા, આનેજ માયા, મરીચિકા, મૃગતૃષ્ણા, ઝાઝવાનાં પાણી કહેવામાં આવે છે. પૃથિવી! તારી પીઠ ઉપર આવા અનેક દેખાવો નિત્ય નજરે પડ્યા કરે છે, છતાં પણ અજ્ઞાની પ્રાણીઓ તે ઉપર મુગ્ધ બનીને તેમાં ઝપલાય છે!

## પ્રકરણ ૫ મું.

### માનુ હૃદય.

અત્યત વિપત્તિ, અત્યત નિરાશા અને અત્યત કષ્ટ ભોગવ્યા પછી. જે સુખાશાની મોહિની મૂર્તિનાં દર્શન થાય અને દુર્ભાગ્યના દોષને લીધે તેનો પણ પાછો નાશ થાય ત્યારે જે પ્રાણઘાતક દુ ખ અને ખેદ થાય છે, તેનો અનુભવ તેના ભોગી શિવાય બીજાથી જાણી શકાતો જ નથી

ક્ષિતિજમાં દેખાતું મનોહર જલાશય એકાએક અદૃશ્ય થવાથી આયાસને કેટલું બધું દુઃખ થયું હતું? તે આયાસજ જાણી શકે!

પણ આયાસ એક દુઃખનોજ અનુભવ કરવાને સરજાયલો નહતો તેના ભાગ્યમા અનંત દુઃખો લખેલા હતાં, પોતાપર પડેલા દુઃખનોજ તે ભોક્તા નહતો; તેણે બીજી પળેજ પોતાની સામે મૂર્છિત દશામા પોતાની વહાલીને પણ પડેલી દીઠી આયાસ ખિન્ન હૃદયે મૂર્છિત થયેલી

સ્ત્રીની સારવાર કરવામા ગુથાયો. કન્યાને માતાની કાંધ ઉપરથી ઉપાડી લીધી, અને લૂગડાનાં છેડાવતી અમીનાને પવન ઢોળવા લાગ્યો. શી મમતા! કેવું વાત્સલ્ય! કેટલો ભાવ! પોતાનુ સર્વ દુ:ખ ભુલીને બીજાને સુખ કરવાનો પ્રયત્ન! આયાસ પોતે મહા દુ:ખી અને મુમર્ષુ સ્થિતિમા હોવા છતા પણ પોતાની સ્ત્રીને સાવધ કરવા માટે પવન ઢોળવા માડયો અને થોડાક રણભૂમિના અર્ધદગ્ધ ઝાડના પાતરા લાવી, તેનો રસ કાઢીને તેના મોટામા મૂકયો. પાણીથી મુખ જરા ભીનું થયુ કે અમીનાનો અન્તરદાહ શાંત થયો. જીવનમા જીવન આવ્યુ અને તેની મૂર્છા વળી. તુરત સ્ત્રી પોતાના બન્ને હાથ લાંબા કરીને પોતાનાં બચ્ચાને પોતાની પાસે લેવાનો પ્રયત્ન કરવા માડી. કેટલો બધો માતૃપ્રેમ! કેટલુ વહાલ! આયાસે, ધીરે-ધીરે તે કન્યાને પાછી માતાના મંગળમય હાથમાં મૂકી.

અમીના કન્યાને હાથમા લઇને ધીરે ધીરે ઉઠીને ઉભી થઇ, આયાસે સામાનનુ પોટકુ માથા ઉપર ઉચકી લીધુ, અને બન્ને પાછા રેતીના રણમા ધીરે ધીરે મુસાફરી કરવા લાગ્યા, અમીનામા બિલકુલ ચાલવાની શક્તિ નહતી, તોપણ તે કોઇ પણ રીતે મૃત્યુના મુખમાથી છૂટે એવી દુરાશાથી પતિની સાથે રણ ઓળઘતી હતી.

અમીનાએ માર્ગમા ચાલતાં ચાલતાં મદ હાસ્ય કર્યું પરતુ તે વખતે તેના હાસ્યમા હાસ્યનો ખરો ઉત્સાહ કે આનદ નજરે પડતા નહતા, પરંતુ નિરાશાથી ભરેલું તેનુ હસવું નિસ્તેજ લાગતુ હતુ. અમીનાએ ઉતરી ગયેલા મુખે હસીને કહ્યુ "વહાલા, અરેરે આ તે ઇશ્વરનો કેવો માર! તેં એકવાર નદન-વન દેખાડીને અમને બળતા પહાડ ઉપર શામાટે લાવી મૂકયાં? તારી શી મરજી છે? અમે મરવાને તત્પર થયાં છીએ, તે સમયે પણ તારો અમારાપર ઉપરાઉપરી માર ચાલુ જ છે! ઓ દયાસિંધુ! તારી આ ભયકર ક્રીડા હવે સકેલી લે, ક્ષણમા માયિક જળાશય રચ્યુ, ક્ષણમા તે પાછુ હરી લીધુ. તારી માયા અલૌકિક છે. ઓ ઇશ્વર! હવે તો અમારાપર દયા કર! હું અજ્ઞાન બાળા છુ—નથી જાણતી તારી અલૌકિ માયાને કે નથી જાણતી તારાં અલૌકિક સ્વરૂપને! ઓ દયાસિંધુ! દયા કર? દયા કર?"

આયાસે નિસાસો નાખીને કહ્યુ, "વહાલી! ખુદા સ્વભાવથીજ દયાળુ છે, તે દયાની મૂર્તિ છે, એમ કહીએ તો ચાલે આપણે માર્ગમા જે ઝાંઝવાના પાણીના દર્શન કરીને ધારેલાં સુખથી છેતરાઇ ગયા છીએ, તેમાં પણ કાંઇક ઇશ્વરી કારણ સમાયલુ છે, આપણે અનેક આશાઓની સાથે દેશાંતર જવાને નિકળ્યાં છીએ. તેના મિથ્યા મોહને માટે ઇશ્વરે

આ શિક્ષા આપીને સસારની અસારતાનું અથવા તો અહંતા મમતાનુ આપણને ચિત્ર દેખાડી આપ્યુ છે. કોઇ પણ માણસ દુનિયાદારીના ખોટા લોભોમા ફસીને તેની ધારણા ઉપરાંત કામ કરવાને બહાર પડે છે, તેને ખુદા આ દુનિયામાંજ ફટકો મારે છે તેની લાકડીનો અવાજ નથી. લાગ્યા પછીજ તેનો અનુભવ થાય છે. અથવા તો આ દુનિયાજ ઇંદ્રજાલથી ભરેલી છે. જેઓ મહા મોહનીના પાશમાં બંધાએલા છે, તેઓ વારવાર તે ઇંદ્રજાલમા ફસાઇને દુ ખનો અનુભવ કરે છે મનોહર વૃક્ષોની ઘટા, તેની વચ્ચે જળાશય, તેની પડોશમાં એક નગર, એ સર્વ કલ્પના આપણે પોતે જ કરેલી હતી. એ કલ્પના માનસિક હતી, અથવા તો સ્વપ્ન-વાસનાનુ ફળ હતુ સ્વપ્નામાં મનુષ્ય જેમ રાજા થાય, વજીર થાય, અથવા તો ફકીર થાય, તેવોજ આ દુનિયાનો ઢગ પણ સમજવો. ઇશ્વરની માયાનો આ સર્વ ખેલ છે, તેમા ઇશ્વર કોઇને પણ સુખી દુઃખી કરતો નથી પરંતુ મનુષ્યો પોતાના સારાં નરસાં કર્મોને લીધે સુખ દુઃખના ભોક્તા બને છે. તારાં અને મારાં કર્મેજ આ સર્વ માયાથી ઇંદ્રજાલ ઉત્પન્ન કર્યું હતું. વહાલી ! આ જે કાઇ આપણાપર વીતે છે, તે આપણુ ભાગ્યેજ છે. રે ! આપણા ભાગ્યજ મદ છે. તેમા ઇશ્વરને ઠપકો આપવો એ આપણી ભૂલ છે. ઇશ્વિર દયામય છે"

અમીના બોલી, સોહર ! ક્ષમા કરો ! આ દાસીને ઇશ્વરનાપર અવિશ્વાસ નથી, એ તો માત્ર દુ ખનો ઉભરો હતો"

અયાસ બોલ્યો; એજ આદમીની મૂર્ખાઇ છે, અને તે મૂર્ખાઇને માટેજ ખોદા આદમના વિશ્વાસ અને ધૈર્યને તપાસે છે. આપણે રણભૂમિના ભયંકર દેખાવો અને મૃગતૃષ્ણિકાના દેખાવોને પ્રથમ જાણતા ન હતાં, તે ઇશ્વરે આપણને દેખાડીને આપણી મૂર્ખાઇને માટે આપણને શિક્ષા કરી છે. આ શિક્ષાથી આપણે ઇશ્વરનો મહિમા જાણવાને પણ ભાગ્યશાળી થયા છીએ. આપણને આજે જે શિક્ષા મળી છે, તે શિક્ષા આપણે જીવતા સુધી ભૂલીશુ નહીં. આટ આટલા દુ.ખો ભોગવતાં છતાં હજી પણ જીવીએ છીએ, તેને માટે ખુદાના સુકરાના માગવા જોઇએ, ઇશ્વરની કૃપા સમજવી જોઇએ."

આમ વાતચિત કરતા સ્ત્રી પુરુષ બન્ને રેતીના રણમાં ચાલતા હતા, પરતુ અમીનામાં ચાલવાની શક્તિ રહી નહોતી નવપ્રસૂતા હોવાથી અમીના તદન બળહીન થઇ ગઇ હતી. તેમાં વળી કન્યાને ઉંચકીને ચાલવાનુ હતુ. ખોરાકને અભાવે લાંઘણાપર લાંઘણો ખેંચવી પડી હતી; તરસથી તેનુ તાળવું સુકાઇ ગયું હતું, તે બેચાર ડગલાં ચાલીને શ્વાસ

ભરાઇ જવાથી વળી ઉભી રહેતી હતી અને પ્રેમપૂર્ણ નેત્રોથી પોતાનાં સુકુમાર બચ્ચાંની તરફ નિહાળતી હતી. માથા ઉપર પ્રચંડ સૂર્ય આગ વરસાવી રહ્યો હતો, અને પગ નીચે ધગધગતી રેતીના ટગો આવેલા હતા.

શિથિલ અને શક્તિહીન શરીરમાં જેટલું બળ હતુ, નિર્જીવ જીવનમા જેટલી શક્તિ હતી, તે બળ અને શક્તિને એકત્ર કરીને અમીના ડગલાં ભરતી હતી. પરંતુ તે બળ અને શક્તિ પણ આખરે ખુટી ગયા અને અમીના જમીન ઉપર બેસી ગઈ. હવે તેનામા એક પણ ડગલુ ચાલવાની શક્તિ રહી ન હોતી. ભાગ્યહીન આયાસ પ્રિયતમાની આવી સ્થિતિ જોઇને ગભરાઇ ગયો તેના મનમા અનેક વિચારો થવા લાગ્યા; અને તે પોતાના માથાપરથી ભાર નીચે ઉતારીને ધગધગતી જમીનપર બેસી ગયો. પરંતુ આ સમય બેસી રહેવાનો ન હતો; કારણ કે માથાપર સૂર્ય આગ વરસાવી રહ્યો હતો, અને નીચે જમીન તપી ઉઠી હતી. દુઃખ ઉપર દુઃખથી ઘેરાયલા આયાસની આંખમાથી તે વખતે દડદડ આસુ પડવા લાગ્યા. પરંતુ તેણે મુખ આડુ કરીને આંસુ લુછી નાખ્યાં, અને અમીનાના તથા પુત્રીના મુખ તરફ સ્નેહ ભરી દૃષ્ટિથી જોયુ અને પછી કઠોર અવાજે સ્ત્રીને કહ્યુ, "પ્રિયા! મેં ઘણો જ કઠિન વિચાર કર્યો છે અને તે પ્રમાણે હવે વર્તવુ જ જોઇએ."

આયાસે તે વખતે કેટલીએક બીજી પણ બાબતો બહુ જ આગ્રહ સાથે કહી, જે સાંભળીને અમીના વધારે ગભરાઇ ગઇ. ને કન્યાને પાછી કાંધ ઉપર લઇને કાંઇ પણ બોલ્યા ચાલ્યા વિના પાછી રણ ઓળંઘવા લાગી.

આયાસે ફરીને કહ્યુ, "વહાલી અમીના આપણે મહાન કઠિન કામ આરંભી બેઠા છીએ. તેથી આપણે આપણુ આરંભેલું કામ પાર કરવાને માટે બહુ જ કઠિન થવાની જરૂર છે. 'વહાલી!' તારા હૃદયમાંથી તું માતાનો સ્નેહ કાઢી નાંખ! 'પુત્રીવાત્સલ્યને દૂર કર!' આવી વાત સાંભળતા જ અમીના આશ્ચર્ય અને ગભરાટમાં પડી ગઇ.

આયાસે તેને હાંક મારીને કહ્યુ, "તું મનમા આશ્ચર્ય માને છે; અસંભવિત બાબતનો વિચાર કરે છે, પરંતુ આ દુનિયામાં કોઇ પણ બાબત આશ્ચર્ય કે અસંભવિત હોતી જ નથી. જો માથાપર પ્રચંડ સૂર્ય તપે છે; નીચે આગના સરખી રેતી ધગધગી ઉઠી છે. આવા ભયંકર રણમાં આપણે ભૂખ્યાં તરસ્યાં મુસાફરી કરવાની છે ને હજી રણભૂમિ કેટલી રહી છે તે જાણતાં નથી; માટે એક વાર આંખો વીચી મનને સ્થિર કરીને ગંભીર નાદ સાંભળ. "પ્રથમ પોતાનું રક્ષણ અને પછી પાછલાંને માટે વિચાર," વાહાલી! મનુષ્યની બાબતમાં કોઇ પણ વાત અસંભવિત હોતી જ નથી."

તે વખતે અમીના ફરીને જમીનપર બેસી ગઇ અને તેની આંખે અંધારાં આવવા લાગ્યાં.

આયાસે ફાટી ગયેલા સાદે કહ્યું; વહાલી! ઉભી થા. જે વખત વિતે છે તે ઘણોજ ભયંકર વિતે છે. આપણે ભયંકર આફતની સાથે યુદ્ધ કરવાનુ છે, માટે સ્નેહ, મમતા, પ્રેમ, અનુરાગ, વત્સલતા વગેરેને હૃદયમાંથી એકદમ તજી લઇને ક્રૂર થવાની જરૂર છે તારા પોતાને ભૂલી જઇને વિસ્મૃતિ ને ઉન્મત્તતાને તારો આત્મા સમર્પણ કરી દે. તે વિના તારો પોતાનો બચાવ થવો મુશ્કેલ છે. તેં હૃદય ઉપર જે અલૌકિક પ્રેમનિધિ ધારણ કર્યો છે, તેને હવે હમેશાને માટે વિસરી જા. સ્નેહ, પ્રેમ, મમતા એ સર્વ જુઠું છે, તેને વળગવાથી વધારે દુઃખ થાય છે. આ સમય માયા મમતાનો નથી, બચાવને માટે સર્વનો ત્યાગ કરવાની જરૂર છે. આવા ભયકર દુ ખના સમયમા પણ શા માટે માયાનું બંધન જોઇએ? શા માટે ખોટી મમતાની પાશમા બંધાઇ રહેવુ જોઇએ? પોતાના રક્ષણ માટે તત્પર થઇ જા. હૃદયના જુઠા ધનને હૃદય ઉપરથી દૂર ખસેડી નાખ."

અમીના સમજી કે કન્યાને તજી દેવાનું આયાસ કહે છે, તેથી તુરત તેનું હૃદય ભરાઇ આવ્યુ. તેની આંખમા આંસુ ઉભરાવા લાગ્યાં. આયાસને પણ તે વખતે સ્વાભાવિક રીતે દુ ખનો ઉભરો થઇ આવ્યો, પરંતુ તેણે તે ભાવના છૂપાવીને કહ્યુ, પવિત્ર સ્ત્રી! શામાટે રડે છે? જો આ ભયકર રણમાં એકને માટે બે જણાએ જીવને જોખમમા નાખવો, એના કરતાં એકનુંજ મરણ થાય તે સારૂ. એ નીતિ છે ઉદાસ નહી થા, મોઢું કસાણુ કરે નહી. સાંભળ, પ્રકૃતિનાં આમંત્રણને કોઇ પણ ઉલ્લંઘન કરી શકતુ નથી. વહાલી! આત્મ સંરક્ષણને માટે પુત્રીનો ત્યાગ કરી દે. માતાનો જીવ શું આ વાત માન્ય કરે? નવ મહિના ઉદરમા રાખનારી માતા શુ પોતાના જણ્યા તરફ ત્યાગ બુદ્ધિ કરે? કદી પણ કરે જ નહીં અમીના પોતાના પ્રાણ સમાન પુત્રીને કાંધ ઉપર બેસાડીને પાછી ચાલવા માડી. તે વખતે તેના મુખનો દેખાવ ભયકર થઇ ગયો હતો તેના નેત્રમાથી ક્રોધ વર્ષી રહ્યો હતો, તેણે ગાડીની પેઠે પતિના તરફ નજર કરીને કહ્યું; "નાથ! ચાલો હુ તૈયાર છુ."

'ચાલો' એ અવાજ આયાસના કાનમા અથડાયો, તે આડંબર વિનાનો અને ગંભીર પણ કઠોર અવાજ સાંભળતા આયાસ ચમકી ઉઠ્યો.

અમીનાનાં તે ફાડેલા નેત્રો, દૃઢ પ્રતિમાવાળો મુખવિકાર, અને ઉન્મત્ત મૂર્તિ આયાસે પોતાના જન્મભરમા દીઠી નહોતી; તેમજ તેનો ઉત્સાહ ભરેલો કઠોર સ્વર પણ સાંભળ્યો નહોતો. તેણે આજે તે સર્વ

નિર્જન રણભૂમિમાં જોયું, સાંભળ્યું અને અનુભવ્યું. તે સર્વે દેખાવ જોયા પછી આયાસને નિશ્ચય થયો કે, અમીનાએ હમણા પ્રેમાળ માતાનુ હૃદય સપાદન કર્યું છે. સતાન પ્રત્યે માતાનો આટલો બધો પ્રેમ હોય છે તે વાત આયાસના જાણવામાજ નહોતી તેના મનમા હવે વિચાર આવવા લાગ્યા કે, આમ જો ઝાઝો વખત ચાલશે તો સ્ત્રી અને કન્યાને એક સાથેજ ગુમાવી બેસવાનો સમય આવશે. ઇશ્વર કરે તે ખરૂ એમ વિચાર કરતો કરતો તે અરણ્ય ભૂમિપર કુચ કરવા લાગ્યો.

---

## પ્રકરણ ૬ ઠું.

---

### નિર્દયતા.

ભાગ્યહીન જોડુ રેતિના રણમા મુસાફરી કરી રહ્યુ હતું, પરતુ તે તેઓનો પ્રયત્ન વૃથા હતો દૈવની ગતિને કોણ અટકાવી શકે? થોડેક દૂર ગયા પછી અમીના પાછી પરિશ્રમને લીધે હાફતી હાફતી જમીન-પર બેસી ગઇ. તુરતના જન્મેલા બાળકનુ ગળુ તરશથી સૂકાતુ ગયુ હતું; તેથી તેણે રડવુ ચાલું કર્યું હતુ માતાએ સ્વાભાવિક વાત્સલ્યને લીધે પુત્રીને ધવરાવવાનો પ્રયત્ન કરવા માડયો, પરતુ તે ફોકટ! ઘણા દિવસની લાંઘણો, રસ્તામાનો થાક અને તેની સાથે ભય, ઉદાસી વગે-રેને લીધે અમીનાના શરીરમાથી લોહી સૂકાઇ ગયુ હતુ, સ્તન મુખમાં આપ્યું, પરતુ તેમાં દૂધ હતુ જ કયા? કે તે કન્યા ધાવીને પોતાની તૃષા છીપાવે? ધાવવાનો પ્રયત્ન કરતાં છતા પણ પુષ્પ સમાન સુકુમાર બાળકને નિરાશ થતુ જોઇને અમીનાનુ હૃદય ભરાઇ આવ્યુ અને તેણે ઉંડો નિસાસો નાખીને કહ્યું, શુ વિધાતાનો આ એક કન્યાને પણ હરી લેવાનો વિચાર છે? નસીબની સામે યુદ્ધ કરવુ, એ ફોકટ છે, તેની ઇચ્છાને કોણ અટકાવી શકે છે?"

અમીનાએ પોતાના મન સાથે કેટલીક પળ વિચાર કર્યો તે સમયેજ "ભાગ્ય દેવીની આજ્ઞા અલંઘનીય છે" એવો અવાજ ફરીને તેના કાન સાથે અથડાયો, તે સ્વર છેક કાળજા સૂધી પહોચ્યો, તે હવે સમજી ગઇ કે ધણીને કઠોર શબ્દ કહેવાથી હું અપરાધની થઇ છુ. આયાસ પણ અમીનાનો તે છૂપો અફસોસ તરત સમજી ગયો. તે મહા અનુભવી હતો. પોતાની ધારણાનેજ અમીના અનુમોદન આપવાને તૈયાર થઇ

છે, એમ જોઇને પોતે પણ પોતાના મનમાં ગર્વ ધારણ કરવા લાગ્યો. પરતુ બીજીજ પળે એક હસતા રમતા પુષ્પને રણભૂમિમાં ફેંકી દઇને ચાલ્યો જવુ, એવો વિચાર થતા જરાક મનમા ખેદ પણ થવા લાગ્યો. પણ આયાસ મોટો સહનશીળ હતો. તેણે પોતાનો વિચાર છોડયો નહીં તેણે મનને દઢ કરીને તે વખતે અમીનાને અનેક વાતો કહી, જેમા ભૂત તથા ભવિષ્યની અનેક બાબતો સમાયલી હતી, છેવટે કન્યાને રણમાજ તજી દેવાનો ઠરાવ થયો તે વખત મધ્યાહ્નનો હતો સૂર્ય સખત કિરણોથી ચારે તરફ આગ વરસાવી રહ્યો હતો અગારા જેવી રેતી ધગધગી ઉઠી હતી, આવા ભયકર રણમા કન્યાને પડતી મકીને ચાલ્યા જવાનુ કામ બહુજ સાહસ ભરેલુ અને ક્રૂર હૃદયનુ હતુ.

અમીનાએ ત્યાગ કરતા પહેલાં કન્યાના મુખમા સ્તન આપીને તેને ધવરાવવા માડી, શુષ્ક થાનમાંથી થોડુ દૂધ કન્યાના મુખમા જતા કન્યાની તરશ છીપી ગઈ અને તે દુ ખ વિસારિણી નિદ્રા દેવીને આધિન થઇ ગઇ. માતા તે વખતે એક ટશે પુત્રીનું મુખ નિહાળવા લાગી મુખ નિહાળતા નિહાળતા તે બાહ્ય જગતને વિસરી ગઇ

આયાસ પણ બેઠો બેઠો આ કરૂણાજનક દેખાવ જોયા કરતો હતો. તે વિચાર કરવા લાગ્યો કે, નિર્દોષ બાળકને ત્યાગ કરવાનો જો વખત હોય તો તે આજ વખત છે, બીજો નથી. બાળક ઉંઘી ગયું છે, તેનો લાભ લઇને બાળકને માતાની ગોદમાથી છૂટુ પાડવુ સહેલુ પડશે. વિલબ કરતા મમતાનો પ્રાદુર્ભાવ થવાથી ધારેલુ કામ પાર ચડશે નહી

આયાસે તુરત પોતાનો તે અભિપ્રાય અમીનાને નિવેદન કર્યો, માતાએ તુરત પ્રાણસમાણી પુત્રીને છાતી સરસી ચાપી, તેના મુગ્ધ મનોહર મુખ ઉપર ચુબન કરીને, શોકાતુર હૃદયે બોલી ઉઠી

"દીકરી! નિદ્રા કર, પેટ ભરીને ઉંઘ તારી આ રાક્ષસી માતા નિદ્રિતાવસ્થામા જ તારો ત્યાગ કરશે, અરે રે આ રણમા કોણ પિશાચણી અથવા તો ડાકેણ રહે છે! જે હોય તે આવો, અને આ નિર્દય માતાના હૃદયને પાષાણનુ બનાવો. તે પોતાના ઉંઘતાં બાળકને નિદ્રિતાવસ્થામા જ આજે ત્યાગ કરવાને તૈયાર થયેલી છે."

આયાસ જ્યારે આ વખતે કાષ્ઠની પેઠે બોલ્યા ચાલ્યા વગર જડની પેઠે બેઠો હતો, ત્યારે અમીના શોકવિહ્વલ, ભાન વિનાની, ને ગાંડી ઘેલી જેવી થઇ પડી હતી.

થોડીવાર પછી અમીના રડવા માડી આયાસ પણ અધીર થઇને તેની સાથે સાથેજ રડવા માડયો, અને પોતાનુ કાર્ય કરવા માટે તૈયાર

તેના હૃદયમા ઉભરાવા માડયુ, આયાસની છાતી શોક ભારથી ફાટી જવા માંડી, તેની આખમાથી આંસુ પડવા લાગ્યાં, અને તેણે ઉંડે નિઃશ્વાસ નાખીને પોતાની પુત્રીની તરફ એક ટશે જોઇને કહ્યું, "એ સ્વર્ગભ્રષ્ટ દિવ્ય બાળક! તારા કેવા દુર્ભાગ્ય! મેં પિતા થઇને તને તારી માના વિયોગ પડાવ્યો છે. આશીર્વાદ આપું છુ કે, સર્વ શક્તિમાન ઇશ્વર તારાપર અમીદૃષ્ટિ કર્યા કરે?"

માનવ દેહ ધારી આયાસ ,ત્યા આગળ ઝાઝો વખત ઉભો રહી શકયો નહીં. આયાસ ઉભો ત્યાં સુધી કન્યા નિદ્રાવસ્થામાજ પડી રહી તે શોકકારક કરુણ દેખાવ જોઇને આયાસનું હૃદયપિંજર ભાગવા માંડયું. ફાટતી છાતીએ આયાસ તે જગ્યાને છોડી ગયો, પરંતુ થોડેક દૂર ગયા પછી પાછો તે ઉભો રહ્યો, તેને પાછી પોતાની પુત્રીનુ મુખ જોવાની ઇચ્છા થઇ, તેથી તે પાછો જે ઝાડના ઠુંઠા ઉપર છોકરીને સુવરાવી હતી, ત્યાં પાછો ગયો, ધીરે ધીરે બાળકીના શરીર ઉપરથી પાંદડાં સેરવી નાખ્યા, અને તે દિવ્યકાન્તિથી રણ ભૂમિમાં પ્રકાશ કરતી કન્યાને તેડીને ગાઢ પ્રેમથી ચુંબન કરવા લાગ્યો, અને વહાલથી વારંવાર તેનુ નિદ્રાવશ મુખ નિહાળવા લાગ્યો, તેના હૃદયમા ફરીને પિતૃપ્રેમ ઉભરાવા લાગ્યો, શરીર રોમાંચિત થઇ ગયું, અને તે ગળગળો થઇને બોલવા લાગ્યો, "શુ આ તે કોઇ વાત્સલ્યતાની દિવ્ય મૂર્તિ છે? ખરેખર સતાન પ્રેમ માતા પિતાને ગાંડા બનાવી દે છે. તેનો અનુભવ જીંદગીમા આજેજ મને ઘોર રણમા મળ્યો. ખરેખર ગમે તેવા દુનિયાના દુખો વાળવાનુ જો કોઇ પણ ઠેકાણુ હોય તો તે સંતાન છે. ખારા સસાર સિંધુમાં મીઠી વીરડી તે આનુ નામ, એટલા માટેજ શુ માતા કે શુ પિતા હરકોઇ પણ ગૃહસ્થાશ્રમી સતાન પ્રેમની પસે સર્વ દુખો વિસરી જાય છે. એટલુંજ નહી પરંતુ પોતાના સ્વરૂપને પણ વિસરી જઇને આનંદનો અનુભવ કરે છે. સર્વને વિસરાવનારી મૃતસંજીવિની ઇશ્વરી માયા કેવી અગોચર છે! મે ઘણીજ મોટી ભૂલ કરી છે, અમીનાને મૂર્છિત દશામાં પડતી મૂકીને તેના હૃદયના ધનને–તેની વહાલી પુત્રીને આ અરણ્યમાં ગીધ અને કાગડાઓના મુખમા બળિદાન દેવાને આવ્યો છું ધિક્! ધિક્!"

આમ બોલતો બોલતો પાછો કન્યાને પ્રથમની પેઠે ઝાડ ઉપર સુવડાવીને અમીનાની તરફ આવ્યો, પરતુ થોડાક પગલા આગળ ગયો કે કોઇ અદૃશ્ય શક્તિએ તેને આગળ વધતા અટકાવ્યો. આયાસ તુરત ચમકીને ઉભો રહ્યો, અને જરાક પાછો ફરી જ્યાં પોતાની વહાલી પુત્રીને સુવરાવી હતી, તે પ્રદેશ તરફ આસુ ભરી આખે

જોવા લાગ્યો. શો મોહ? શો પ્રેમ? આયાસ ખેદથી ભરેલો ઉંડો નિઃશ્વાસ નાખીને બોલ્યો, હવે માયા મમતા વધારવાનું પ્રયોજન નથી. આ લોકમા મારા એક શાન્તિરૂપ અને મારા જીવનનું મુખ્ય અવલંબન રૂપ અમીનાને હું મૂર્છિત દશામાં છોડીને આવ્યો છું. નથી જાણતો કે હમણા તે શી દશામાં હશે? હવે અહીં વધારે વખત ઉભા રહીને ફોકટ વિલાપ કરવાથી શો લાભ છે! જેને મારે આટઆટલુ દુઃખ વહોરી લીધું છે, જેને માટે આ એક જીવતા જીવની હત્યા કરવાને તૈયાર થયો છુ. તે અમીનાને પણ વિસારી દઇને હાથથી ગુમાવવી એ ઠીક નહી, ચાલ જીવ, ચાલ! ધીરજ ધર અને જેના ઉપર તારું જીવન અવલંબન કરી રહ્યુ છે, તેની સભાળ લે!

આમ મનમાં ને મનમાં કેટલાએક વિચારો કર્યા પછી આયાસ હાફતો હાફતો અમીનાની પાસે આવ્યો અને જુવે છે તો અમીના મૂર્છામાંથી મુક્ત થયેલી છે અને તે બેઠી બેઠી પોતાના પર ગુજરતી આફત નો વિચાર કરે છે.

---

## પ્રકરણ ૭ મુ.

:o:

### ભયાનક દેખાવ.

આયાસની આંખમાથી દડદડ આંસુઓ પડવા લાગ્યાં, પરતુ અમીનાની આંખમાથી એક પણ ટીપુ પડતું નહતું, તે સ્થિર થઇને ચારે તરફ ટગર ટગર જોતી બેઠી હતી, તેણે પતિની ગેરહાજરીમા જ છાતી ફાટ રુદન કરીને હૈયાનો ભાર ખાલી કર્યો હતો, અને આંસુઓ-ની ધારાથી આસપાસની રેતીને આપ્લાવિત કરી દીધી હતી, પોતાના વહાલા પતિને જોઇને, તેણે હમણાં રડવુ બધ કર્યુ હતું તે બોલ્યા ચાલ્યા વિના પતિના મોઢા તરફ જોઇ રહી. તેનો ખોળો જે ઘડી પહેલા દિવ્ય કન્યાથી શણગારાયલો હતો, તે અત્યારે શૂન્ય હતો, તેનુ જીવન દુઃખ ભારથી સીદાઇ રહ્યું હતું, શરીર મહાદુઃખથી દુઃખી થઇ રહ્યું હતું, પતિનું મુખ નિહાળતાં તેનું માથુ ફરવા માડ્યુ, તેની સાથે સાથે પૃથ્વી પણ કપવા લાગી, તેની સાથે અમીનાનું આખું શરીર પણ ધ્રુજવા લાગ્યું. થોડો વખત સુધી આ પ્રમાણે થયું. અમીના બાહ્ય જગતને ભૂલી જઇને બે ઘડી મૂર્છામાં પડી રહી, મૂર્છા વળ્યા પછી આંખો ઉઘાડીને જુએ છે તો પોતાનુ મસ્તક પોતાના પતિના ખોળામાં છે.

રડવા લાગી, તેની ચીસથી શાંત આકાશ ગાજી ઉઠયું. આ કરુણ દેખાવ જોઇને શુષ્ક રણભૂમિ પણ ક્ષણભર આર્દ્ર બની ગઇ. તે વખતે આયાસે ભયભીત થઇને આશ્ચર્ય સાથે પાછા ફરીને જોયુ, અમીનાએ હૃદયભેદક રુદનથી તે રણભૂમિને ગજાવી મૂકી.

આયાસે તે વખતે દયા ભરી આંખે અમીના તરફ જોયું. અને ધીરજ આપવાનો વિચાર કર્યો, પરન્તુ એક પણ શબ્દ તેના મોઢામાંથી નીકળી શકયો નહી. તે સમજ્યો કે અમીનાને તેની વહાલી દીકરી અત્યારે પાછી યાદ આવી છે, તેથી તે મુઝાયલી જણાય છે, અને તેજ પ્રકૃતિ તેના પ્રવાસને અટકાવે છે. હાય! વનનુ અજ્ઞાન પશુ પણ પોતાના બચ્ચાનો ત્યાગ કરી શકતુ નથી, ત્યારે મનુષ્ય દેહધારી માતા પોતાનાં સંતાનનો કેમ ત્યાગ કરી શકે? માનવ પ્રકૃતિ વારવાર અમીનાની ગતિને અટકાવતી હતી. અમીના રેતીમાં આળોટી પડીને બોલી ઉઠી, ' નો પણ આજ રણભૂમિમા જીવતી દાટી દ્યો' હુ મારી દીકરી વિના આગળ ચાલવાની નથી, મારા પગમા ચેતન નથી, અને શરીરમા શક્તિ નથી, હે પ્રાણ! મારી દિકરી મને પાછી આપો! એક વાર મારી દિકરીનુ હસતુ મુખડુ મને દેખાડીને મારા હૃદયને શાંત કરો" એમ કહીને અમીનાએ જોરથી રડવું આદર્યુ. આયાસ સમજ્યો કે દુષ્ટ દૈવે પોતાના ક્રૂર પંજામાં મને મજબૂત સપડાવ્યો છે. અહો! ભાગ્ય પોતાની જંજાળમાથી અમને છૂટાં કરે, તેમ લાગતું નથી. અહો! વિધાતાની ઇચ્છા પૂર્ણ થશે એમ જણાય છે. ઓ ઈશ્વર! તેં આ શી આફત અમારાપર નાખી?" છિન્ન મેઘમડળના ખોલામા રહેલી વિજળીની પેઠે અમીના ઝાંખુ મદ હાસ્ય કરીને ધીરે ધીરે બોલી, હે પ્રાણ! શા માટે રડો છો? હુ હજી મરી ગઇ નથી મારી દિકરીનુ મુગ્ધ મુખ મને એકવાર ફરીથી દેખાડો! તેનું મુખ જોવાથી હુ કદાચ જીવતી ઉઠુ એમ મને આશા રહે છે. જુઓ, અત્યાર સુધી તો હુ મૃત્યુની સાથે યુદ્ધ કરીને મહાકષ્ટથી પણ જીવવાને ભાગ્યશાળી નિવડી છુ. જુઓ, મારા ક્ષીણ સ્તનોમા પણ હજી વાત્સલ્યના ઝરા તરિકે દુધ ભરેલું છે. અરે રે! ધાવતાં બાળકને મેં મૃત્યુના મુખમા અર્પણ કરી દીધુ. કેટલી બધી ક્રૂરતા! મને એક વાર ફરી ફરીને તેને ધવરાવવાની ઇચ્છા થઇ છે! તે ઇચ્છા, હે પ્રાણનાથ! પૂરી કરો, મારી તે આશાનો ભંગ કરો મા. હું મારી પુત્રીનો મુખચદ્ર જોઇને મારા દુઃખ સંતપ્ત નેત્ર અને હૃદયને શાત કરીશ. તમે જેમ જેમ વિલબ કરશો તેમ તેમ મારા મન ઉપર અધિક વ્યથા થાય છે. મારી આ છેલા સમયની તમારી પાસે માગણી છે. એક વાર કન્યાને મારી પાસે લાવીને દેખાડો એટલી

હું છેવટની તમારી પાસે ભિક્ષા માગું છું." આમ બોલતા અમીનાંને આંખોમા મૃત્યુની છાયા નજરે પડવા માડી. તેની આખો જરા વા થઇ ગઇ અને તેના મોઢામાથી ફીણવાળુ રુધિર ઉલટી સાથે તરત બહાર પડવા માડયુ.

"ઓ ખોદા! મહેર કર! મહેર! તોબાહ અલ્લા! તોબાહ!" આમ બોલીને આયાસ તરત ઉભો થયો અને જ્યાં આગળ અમીનાને પ્રેમનિધિ અથવા તો સર્વસ્વ મૂકયુ હતુ ત્યાં સૂર્યના કિરણોથી દગ્ધ થઇ ગયેલા રણભૂમિના વૃક્ષની પાસે જવાની તયારી કરી જતા પેહેલાં તેણે ફરીથ પોતાની છત્રી ઉઘાડીને તેની આસપાસનો ભાગ પીછોડીથી વીટી લઇને એક નાનો તબૂ બનાવ્યો ને તેની અંદર ગોદડી પાથરીને તેન ઉપર અમીનાને સુવડાવી તે વખતે અમીનાનુ શરીર ભયથી કંપ રહ્યુ હતુ. શ્વાસથી તેના પાંસળાં સોવાતા હતા, તેણે તુરત એક બે ને ત્રણ એમ ઉપરા ઉપર લોહીની ઝાલકો નાખી અને તુરત તેના શરીરમાં તાવ ભરાયો. આયાસ હાથથી કપાલ કૂટીને રડી ઉઠયો, આ વખતે રણભૂમિમાં ચારે તરફ સૂર્ય આગ વરસાવી રહ્યો હતો, રેત અંગારા જેવી તપી ઉઠી હતી, અને પવન પણ જોસભેર ધૂ ધૂ કરતે રેતીના મોટા મોટા પર્વતોની સાથે જોસભેર યુદ્ધ કરી રહ્યો હતો. પશુ પક્ષી રહિત રણભૂમિ તે વખતે ભયનુ મહાસ્થાન થઇ પડી હતી.

---

## પ્રકરણ ૮ મું.

---

### અમીનાનું મરણ.

સ્ત્રીની વ્યવસ્થા કર્યા પછી આયાસ દોડતો દોડતો જ્યા કન્યાને સુવડાવી હતી, ત્યા આગળ ગયો. પરંતુ ત્યાં આગળ એકાએક ભયકર દેખાવ જોતાં જ તે બે ચાર પગલાં પાછો હઠી ગયો, અને ભયભીત તથા બહાવરો બની જઇને દૂર ઉભો ઉભો તે ભયાનક દેખાવ જોવા લાગ્યો, એક ભયંકર અજગર—સર્પ—ઝાડની શાખાપર સુતેલી કન્યાના માથાપર પોતાની વિશાળ ફેણ ઉચી કરીને બેઠો છે અને વારંવાર ઝેરી જીભના લપકારા કરતો તથા વિશાળ ફેણને ડોલાવતો ભયંકર ફુંફાડા મારી રહ્યો છે અને ક્ષણે ક્ષણે સ્થિર થઇ જઇને તે કન્યાનાં મુખ તરફ નિહાળ્યા કરે છે. આયાસ આ ભયંકર દેખાવ જોઇને

કોઇની પેઠે જડ બની ગયો. નિરાધાર બચ્ચાને ધવરાવવા માટે જેમ કોઇ ધાવ તેને ખોળામાં લઇને સ્નેહથી તેનાં મુખ સામુ વારંવાર નિહાળ્યા કરે, તેમ આ સર્પ પણ પોતાના વિશાળ કલેવરથી ભરપૂર પોતાના ભયકર ખોળામા તે કન્યાને લઇને જાણે પ્રેમથી તેના માથાપર પડતા સૂર્યના સખત તાપને ફેણુની છાંયાથી વારણુ કરતો હોય તેવો દેખાવ દઇ રહ્યો હતો. અત્યારે સ્વભાવસિદ્ધ હિંસા વિસારી દઇને તેના તરફ સ્નેહભરી રીતે વર્તતો હતો, તે જોઇને આયાસના મનમાં અનેક તર્ક વિતર્કો આવવા લાગ્યા. પેલો કાળ સર્પ પોતાની સામે નવીન મનુષ્યને ઉભેલો જોઇને તુરત હાથમા આવેલા શિકારને છોડી દઇને ઝાડના કોતરમા ભરાઇ ગયો, દિવ્ય કન્યાના શરીરને તેણે કોઇ પણ જાતની ઇજા કરી નહીં

આ અલૌકિક દેખાવ ઉપરથી આયાસ પોતાના મનમાં અનેક ઘાટ ઘડવા લાગ્યો. તેના મનમા કન્યાના ભાવી જીવનને માટે અનેક ઉત્તમ વિચારો આવવા લાગ્યા. તેણે મનમાં માની લીધુ કે, આ રણ-ભૂમિમાં અત્યારે તો કન્યા નિરાધાર સ્થિતિમા છે. પરતુ આજના દેખાવ ઉપરથી તે ભવિષ્યમાં કોઇ રાજરાણી થવી જોઇએ. કાળો નાગ જેનાપર પોતાની મણીથી ઉજ્વલતાવાળી ફણા ધરે, તે પુરુષ કે સ્ત્રી ભવિષ્યમા મહાન્ પુરુષ તરિકે પ્રખ્યાત થાય છે.

તે દેખાવ જોવાથી આવા વિચારો આયાસના મનમાં આવ્યા, પરતુ તે વિચારો પાછા દુ ખી હૃદયમાથી એકદમ દૂર થઇ ગયા, કારણુ કે તેની વર્તમાન જીંદગી ગાઢ અધારાથી ઢકાઇ ગયેલી હતી, તેથી તેણે ભવિષ્ય જીદગીને એવી ઉજ્જવળ જોયા છતા પણુ વર્તમાનકાળના કઠોર હાથમા તે સપડાયેલો હતો, તેથી તેનું લક્ષ ભાવી જીંદગીના પ્રકાશ તરફ જતુ અટકી ગયુ પ્રાણીનો વિજય ભાગ્યાધીન હોય છે. તે વાત ક્ષુદ્ર પ્રાણીના હાથની નથી, તેની જીંદગીની સાથી અમીના પણુ અત્યારે હૃદયની તીવ્ર પીડાને લીધે રણભૂમિપર પડી છેલ્લા શ્વાસ લેતી હતી, તેના જીવનના તારમાથી જીવન ખૂટી ગયું હતુ, તોપણુ તે પોતાની પુત્રીનું મદ હાસ્યથી ભરેલું મુગ્ધ અને નિર્દોષ મુખ નિહાળવા માટે પ્રતીક્ષા કરતી હતી, એટલામાં આયાસ કન્યાને લઇને ઉતાવળો ઉતાવળો મરણુ પથારીએ પડેલી અમીનાની પાસે આવી પહોંચ્યો.

અભાગિણી અમીના પોતાની છાયા રૂપ કન્યાનું મુખ નિહાળવા માટે મહાકષ્ટથી પોતાના પ્રાણુ ટકાવી રહી હતી અને ઘણી જ આતુરતાથી પોતાના પતિની વાટ જોયા કરતી હતી. વચ્ચે વચ્ચે આવતી મૂર્છાઓ વખતે તે મૃત્યુની સાથે યુદ્ધ કરતા પરાભવ પામવાની તૈયા-

રીમાં પણ આવી જતી હતી; પરંતુ તેના ભાગ્યના પુત્રીના સુખનું દર્શન સરજેલું હતું, તેથી તે ક્ષણે ક્ષણે પાછી સચેત થતી હતી.

આયાસે અમીનાને કંપતા અવાજે કહ્યું, "ઓ વહાલી! હૈયાના હાર! આંખ ઉઘાડીને જો, તારી વહાલી દીકરીને હું પાછી લાવ્યો છું." અમીનાના કાનમાં પુત્રી એટલો અવાજ અથડાતાજ તેણે પોતાની આંખો ઉઘાડીને બેઠા થવાનો યત્ન કર્યો, પરંતુ ફોગટ! તેણે મોઢામાંથી લોહીની એક ઝાલક નાખી તે પાછી મૂર્છિત થઇ ગઈ. ઓ ઇશ્વર! હું આ શું જોઉં છું? આમ આયાસ બૂમ પાડી ઉઠ્યો અને છાતી ફાટ રડતો રડતો બોલ્યો, "પ્રાણ અમીના! શું તું મને ખરેખર આ રણવગડામાં રઝળાવીને ચાલી જઇશ. ઓ વહાલી! જો તારી દેવતાઈ દિકરીને ભવિષ્યમાં રાજરાણી થનારી તારી પુત્રીને હું લાવ્યો છું. લે આ તારી ભાગ્યવતી પુત્રીને, તું પરમ ભાગ્યવતી સ્ત્રી છે. તારા ભાગ્યમાં મોટું સુખ લખેલું છે એક દહાડો તું આ દુનિયામાં રત્નગર્ભા તરિકે પંકાઇશ, જગદીશ્વર તારી રક્ષા કરો."

અમીના એક મૂહૂર્તને માટે સચેત થઈ એટલે આયાસે તેની કન્યાના સબંધમાં જે વૃત્તાંત બન્યું હતું, તે ટૂંકામાં અમીનાની પાસે કહી બતાવ્યું. પુત્રીનો ભવિષ્યમાં ઉદય થાય તેની વાત સાંભળતાં માતાના જીવનમાં નવું જીવન આવ્યું. ક્ષીણ જીવન દીપક એકદમ પ્રકાશવા લાગ્યો. મરણતોલ થયેલી અમીનાના નિસ્તેજ થયેલા મુખ ઉપર હાસ્ય રેખાઓ દેખાવ દેવા લાગી, નિસ્તેજ અને શુષ્ક થઈ ગયેલી આંખોના ખુણામાં પાણી ભરાઇ ગયું. આ સર્વ દેખાવ એક ક્ષણ ભરજ રહેવાનો હતો. તેણે ઉઠીને બેસવાનો પ્રયત્ન કર્યો. પરંતુ ફોકટ! પુન. તે સુતાં સુતાં પોતાની છાતિપર પ્રાણાધિક પુત્રીને લઇને તેને ઉપરા ઉપર ચુંબન કરવા લાગી.

પરતુ હાય! એ ઘડીનું ચૈતન્ય! એ ઘડી પછી નાશ પામ્યું. મૃત્યુની પારાવાર પીડા વચ્ચે પતિને તથા દીકરીને જોઇને તેને જે અચિંત્ય હર્ષ થયો, તે પછી તેણે ઉઠીને બેસવા માટે જે પ્રયત્ન કર્યો અને કન્યાને પોતાની છાતિપર ધારણ કરવાથી જે તેને પરિશ્રમ પડ્યો તેથી તે થોડાજ વખતમાં નિર્જીવ થઇ પડી. તેનાં સઘળા અંગો અને ઉપાંગો ક્રમે ક્રમે નિસ્તેજ અને નિશ્ચેષ્ઠા–જડ થવા લાગ્યાં. આયાસ આ સર્વ જોઇને સમજી ગયો કે હવે અમીનાનો અંતકાળ પાસે આવી લાગ્યો છે! તેથી તે એકદમ ચીસ પાડીને રડતાં રડતાં બોલી ઉઠ્યો, ઓ સ્વાર્થ પરાયણ નિર્દય પૃથ્વી! ઓ નિર્દય સગા વહાલા! તમે એક વાર અહી આવીને આ દુઃખી જીંદગીને જોઇ જાઓ! તમારાજ જુલ-

મથી આજે રણભૂમિમાં મારા જીવનનો વિસામો, મારી હૃદયેશ્વરી આજે મારો ત્યાગ કરીને ચાલી ગઇ છે. ઓ હિંસક અને પારકાને પીડા કરનાર જ્ઞાતિ સમાજ ! તું જો ! આજે મારી કેવી દુર્દશા થઇ છે તે ! હું તમારા જ જૂલમને લીધે આજે મારા જીવનના સારભૂત રત્નને ગુમાવી બેઠો છું. હે અમીના ! હે પ્રાણાધિક વહાલી ! હે સતિ ! તારા આ ટળવળતા પ્રાણપતિના સામુ જો ! તારા વિના તેનુ જીવન હવે નિરાધાર થઇ પડયુ છે.”

આ પ્રમાણે આયાસે રડતાં રડતા પોતાની જન્મભૂમિ તથા પોતાના સંબધીઓ, જે આ સર્વ દુઃખનુ કારણ થઇ પડયાં હતા, તેઓનો તિરસ્કાર કરીને તેઓને શાપ આપ્યો.

અમીનાએ છેલ્લો શ્વાસ લેતા લેતા ભાગી ગયેલા ક્ષીણ અવાજે કહ્યું; “હે પ્રાણ ! હવે એ વાત સભારવામા કંઇ પણ લાભ નથી. હું મારાં કર્મના ફળ ભોગવું છુ. આ મા વિનાના ટળવળતા બાળકની સભાળ રાખજો ! હું આ બાળકને તમારા ચરણુમા મૂકીને મરૂ છું. તેથી મને પોતાને મોટી ભાગ્યશાળી માનુ છુ,” આમ બોલતા બોલતા અમીનાએ ઇશારત કરી ! તેથી આયાસ પ્રેમપર્વક તેના મુખની પાસે પોતાનું મુખ લઇ ગયો પતિનું મુખ નિહાળતા જ ક્ષીણ પ્રકાશ પાછો જોરથી પ્રકાશવા લાગ્યો. અમીનાએ ધણીના હોઠ સાથે હોઠ મેળવીને ધીમા અવાજે કહ્યું; “ હે નાથ ! આ દાસીની એક છેલ્લી વિનતિ ધ્યાનમાં રાખજો તમે આ રેતીના રણમાં મારી ભાગ્યહીણ લાશને દફનાવજો. જેથી વનના પશુ પક્ષિયો મારી કાયાને અપવિત્ર કરે નહી. મારે માટે રડશો નહીં. મારો સમય ભરાઇ ગયો છે. હવે હુ જઇશ ! મારી યાદગારી રાખવા માટે હું મારી આ પુત્રીને તમારી પાસે રાખી જાઉ છુ તેની તમે સભાળ રાખજો ! કન્યા રાજરાણી થાય કે ભીખારણી થાય, પરંતુ તેને જોઇને મને યાદ કરજો ! હે પ્રાણપતિ ! આપણે હવે પરલોકમા મળશુ ! પરલોકમાં આપણા પ્રેમની વચ્ચે કોઇ પણ ભંગ પાડનાર નથી, એ નક્કી જાણજો ! હુ ખરેખર સૌભાગ્યવતી છુ. મને આશીર્વાદ આપો ! કે મારી સદ્દગતિ થાય.”

આયાસ અમીનાની આ બધી મર્મભેદક વાતો મુગો મુગો સાભળતો હતો અને તેની મનમોહન મર્તિ નિહાળતો હતો. તેની આંખમાંથી દડદડ આંસુ પડવા લાગ્યાં. તેણે ગાઢ પ્રેમથી સ્રીના ઓષ્ઠનું ચુંબન કરીને તેને પોતાના હૈયામાં દાબી. તે ચુબન અને આલિંગનથી અમીનાના નિર્જીવ નેત્રમા ફરીને પ્રેમજીવનનો સચાર થયો, અને મુખ ઉપર મધુર સંતોષની રેખા જણાવા લાગી. પરંતુ તે હાસ્ય, તે મધુરતા, તે

આનંદ, તે પ્રેમ, એ સૌ એક પછી એક વિદાય થઇ ગયાં, અને સતિ અમીનાએ મુગા મુગા પતિના પવિત્ર ખોળામાં પોતાનો નાશવંત દેહ તજી દીધો. ભાગ્ય અંધારામા રહે છે, પરતુ તેનું ફ્ળ પ્રત્યક્ષ પ્રકાશીને લોકની દૃષ્ટિમાં આવે છે. અમીના પોતાનાં પ્રારબ્ધ કર્મો પૂરા કરીને અલ્લાહના દરબારમા તેનો જવાબ આપવાને ચાલી ગઇ, ત્યારે આયાસ અને તેની પુત્રી હજીપણ પોતાનાં કર્મ ફ્ળો ભોગવવાને પાછળ જીવતાં રહ્યા છે. આયાસ પોતાના ભવિષ્યથી અબુધ હતો. વર્તમાન કાળનાં દુ.ખે તેને ઘેરી લીધો હતો, તેથી સૂર્યના ઉજ્જવળ પ્રકાશમાં પણ તેને અંધકાર સિવાય કાંઇજ માલૂમ પડતુ ન હતું દુ ખાંધકારનો અનુભવ કરતાં કરતાં આયાસ ચૈતન્ય રહિત થઇ પડયો. દિવ્ય કાંતિવાળી કન્યા પણ માતાના એક પડખાપર ગાઢ નિદ્રામાં ઘોરવા માંડી. આ નિર્જન ઉજડ અરણ્ય રંગભૂમિપર પ્રકૃતિના દુઃખાત્મક કરુણા નાટકનો ભયાનક દેખાવ કોઇએ જોયો નહી, તેમ કોઇએ જાણ્યો પણ નહીં પરતુ પ્રકૃતિ મુગી મુગી પેટ ભરીને આ કરુણ અભિનય નિહાળતી હતી.

---

## પ્રકરણ ૯ મું.

---

### ગભરાટ.

થોડા વખતમાં આયાસ પાછો સાવધ થયો. તેના હૃદયના ઉભરાઓ શાંત પડી ગયા તે આંખ ઉઘાડીને જેમ તેમ બેઠો થયો અને જુવે છે તો પોતાના પાસામા સુવર્ણલતા જેવી વનિતાનુ શબ પડેલું છે, જે બે ઘડી પહેલા વાતચિત કરીને આનદ આપતુ હતુ, તે અત્યારે મુડદારૂપે પડેલું છે. તેને જોઇને આયાસના માથામાં જબરો આચકો લાગ્યો, તેને ફેર આવવા લાગ્યા, શરીર કપી ઉઠયુ, તે લાબો નિસાસો નાખીને બોલી ઉઠયો; હાય મૃત્યુ! તુ એક ઉપર દયા કરીને બીજાના ઉપર નિર્દય થયું તેનું કારણ શુ? અમે મુસાફરીનાં સાથી હતાં. તે અર્ધા ભાગને ખોળામાં ગ્રહણ કરીને બાકીનાં અર્ધા ભાગને આ મર્ત્ય લોકનાં દુઃખ ભોગવવા રખડતો રઝળતો મૂકી દીધો. હાય! જાગ્રણ! તુ અત્યક્ષંજ દુ ખદાયક છે. નિદ્રાજ એક દુઃખીનું સુખ છે. મૃત્યુજ દુ ખીનો એક બધુ છે. હુ શામાટે નિદ્રામાંથી સાવધ થયો? હુ શું જીવતા પર્યંત દુ.ખી થવાને માટે દીર્ઘ નિદ્રામાંથી જાગ્રત થયો છું. ઓ અભાગણી અમીના! મરી ગયા પછી પણ તારૂં સૌંદર્ય કેવું મોહક છે!

આવા આલાહક રૂપન સમાવસ્થ કરવાનું કામ મારે માથે આવી પડેલું છે. ઓ વિધાતા! તેં મનુષ્યને કેવા નિર્દય પદાર્થોથી ઘડેલાં છે. આટઆટલું દુ ખ વેઠયા પછી પણ ભવિષ્યમા હુ સર્વ ભૂલી જઇશ? ઇશ્વરની માયા કેટલી બધી ગહન છે?"

હમણાં આયાસની આખમાં એક પણ આંસુનુ ટીપુ નહતુ. તે હમણા શોક અને દુ:ખની ઉત્તર અવસ્થામાં હતો. ઉપરાઉપરી પડતા દુ:ખો સહન કરીને તેનું હૃદય કઠોર બની ગયુ હતું. તેના મોઢા આગળ કઠિન કાર્યક્ષેત્ર હતુ. તેને હજી ઘણાં ભારે કાર્યો કરવાનાં હતા. બાળક કન્યા ભરનિદ્રામાં ઘોરતી પડી હતી. તે એક ક્ષણ પછી જાગ્રત થશે ત્યારે તેની આસના વાસના જરૂર કરવી પડશે એવા વિચારથી તે સતપ્ત હતો.

"ઓ અમીના! આ તારી જીવન છાયા પ્રેમ પુતળી મને સોંપીને તુ તો સ્વર્ગે સીધાવી ગઇ. પરતુ મારા ગળામા કઠિન શૃંખલા ઓળવતી ગઇ! હવે મારે આને સાથે લઇને દુનિયાપરથી ઉઠી ગયેલા ખિન્ન હૃદયે, દુ:ખી જીવનની સાથે યુદ્ધ કરવું પડશે. ઓ ભાગ્યહીન દીકરી! તારા પગલા થતા જ હું મારી હૃદયેશ્વરીને ગુમાવી બેઠો. રે રે! તારુ ભવિષ્યમાં જે થનારૂં હોય તે થાઓ!

"પણ હવે મારે શુ કરવું? આ નિર્જન રણભૂમિમાં કન્યાની કેવી રીતે રક્ષા કરવી? અમીનાની છેલ્લી વિનતિ એ હતી કે 'હુ આ કન્યા તમને સોંપી જાઉ છુ, તેની તમે પ્રાણ જતાં પણ રક્ષા કરજો' મારૂં તમારી પાસે તે છેલ્લું સભારણુ છે.' જીવન તો તુચ્છ છે, પરંતુ જીવન આપતાં છતા પણ તેનો બચાવ થવો એ વાત અસંભવિત છે.

આમ આયાસ અનેક વિચારતરગોમા તરતો હતો એટલામા નિદ્રાદેવીના ખોળામાં સુતેલી પેલી કન્યા જાગી ઉઠી અને ધાવવા માટે માતાનો મંગળમય ખોળો ખોળવા માંડી. તેની શોધ મુગે મોઢે હતી. પરંતુ પ્રયત્ન નિષ્ફળ થવાથી તે એકદમ રડી ઉઠી. રડતાં રડતા તે છોકરીનું ગળું સુકાઇ ગયું. હા દૈવ! તે બચ્ચાના ભાગ્યમાં હવે માતાનું દુધ પીવું તો સરજ્યુ જ ન હોતુ, એટલુ નહીં પરંતુ ગાયનું કે બકરીનું દુધ અગર પાણી પણ તેને પીવાને મળ્યુ નહી. આયાસે આસપાસ ફરીને કોઈ રણભૂમિના અર્ધશુષ્ક ઝાડની શોધ કરી, પરતુ ઝાડ પણ તેને નજરે પડયુ નહી કે જેના પાંદડાનો રસ કાઢીને પણ રડતા બાળકના મોઢામા રેડે. દૈવ જ્યારે કોપે છે ત્યારે સર્વ ઠેકાણેથી મનુષ્યનો પ્રયત્ન નિષ્ફળ થાય છે. છેવટે આયાસે મન સાથે સમાધાન કર્યું કે; ગમે તે થશે તો પણ તે મરવાની તો નહીં જ. મરવું એ તો માનવ જાતનો સ્વભાવ છે,

આનંદ, તે પ્રેમ. એ સૌ એક પછી એક વિદાય થઇ ગયાં, અને સતિ અમીનાએ મુગા મુંગા પતિના પવિત્ર ખોળામાં પોતાનો નાશવંત દેહ તજી દીધો ભાગ્ય અંધારામાં રહે છે, પરતુ તેનું ફળ પ્રત્યક્ષ પ્રકાશીને લોકની દૃષ્ટિમા આવે છે. અમીના પોતાનાં પ્રારબ્ધ કર્મો પૂરાં કરીને અલ્લાહના દરબારમાં તેનો જવાબ આપવાને ચાલી ગઇ, ત્યારે આયાસ અને તેની પુત્રી હજીપણ પોતાનાં કર્મ ફળો ભોગવવાને પાછળ જીવતાં રહ્યા છે. આયાસ પોતાના ભવિષ્યથી અબુધ હતો વર્તમાન કાળનાં દુ:ખે તેને ઘેરી લીધો હતો, તેથી સૂર્યના ઉજ્જ્વળ પ્રકાશમાં પણ તેને અંધકાર સિવાય કાંઇજ માલમ પડતુ ન હતુ. દુ ખાંધકારનો અનુભવ કરતા કરતા આયાસ ચૈતન્ય રહિત થઇ પડયો. દિવ્ય કાંતિવાળી કન્યા પણ માતાના એક પડખાપર ગાઢ નિદ્રામા ઘોરવા માંડી. આ નિર્જન ઉજડ અરણ્ય રંગભૂમિપર પ્રકૃતિના દુઃખાત્મક કરુણા નાટકનો ભયાનક દેખાવ કોઇએ જોયો નહીં, તેમ કોઇએ જાણ્યો પણ નહીં. પરંતુ પ્રકૃતિ મુગી મુગી પેટ ભરીને આ કરુણ અભિનય નિહાળતી હતી.

---

## પ્રકરણ ૯ મું.

### ગભરાટ.

થોડા વખતમાં આયાસ પાછો સાવધ થયો. તેના હૃદયના ઉભરાઓ શાંત પડી ગયા. તે આંખ ઉઘાડીને જેમ તેમ બેઠો થયો અને જુવે છે તો પોતાના પાસામાં સુવર્ણલતા જેવી વનિતાનું શબ પડેલું છે. જે બે ઘડી પહેલા વાતચિત કરીને આનંદ આપતુ હતુ, તે અત્યારે મુડદારૂપે પડેલું છે. તેને જોઇને આયાસના માથામાં જબરો આંચકો લાગ્યો, તેને ફેર આવવા લાગ્યા, શરીર કંપી ઉઠયુ, ને લાબો નિસાસો નાંખીને બોલી ઉઠયો; હાય મૃત્યુ ! તુ એક ઉપર દયા કરીને બીજાના ઉપર નિર્દય થયું તેનુ કારણ શું ? અમે મુસાફરીનાં સાથી હતાં. તે અર્ધા ભાગને ખોળામાં ગ્રહણ કરીને બાકીનાં અર્ધા ભાગને આ મર્ત્ય લોકના દુઃખ ભોગવવા રખડતો રઝળતો મૂકી દીધો. હાય ! જાગ્રણ ! તું પ્રત્યક્ષજ દુ:ખદાયક છે. નિદ્રાજ એક દુ:ખીનુ સુખ છે. મૃત્યુજ દુ:ખીનો એક બધુ છે. હુ શામાટે નિદ્રામાથી સાવધ થયો ? હું શું જીવતાં પર્યંત દુ:ખી થવાને માટે દીર્ઘ નિદ્રામાંથી જાગ્રત થયો છું. ઓ અભાગણી અમીના ! મરી ગયા પછી પણ તારૂં સૌંદર્ય કેવુ મોહક છે ?

આવાં અલૌકિક રૂપને સમાધિસ્થ કરવાનું કામ મારે માથે આવી પડેલું છે. ઓ વિધાતા! તેં મનુષ્યને કેવા નિર્દય પદાર્થોથી ઘડેલાં છે. આટઆટલું દુ:ખ વેઠ્યા પછી પણ ભવિષ્યમા હું સર્વ ભૂલી જઇશ? ઇશ્વરની માયા કેટલી બધી ગહન છે?"

હમણાં આયાસની આંખમાં એક પણ આંસુનું ટીપું નહતું. તે હમણાં શોક અને દુ:ખની ઉત્તર અવસ્થામાં હતો. ઉપરાઉપરી પડતાં દુ:ખો સહન કરીને તેનું હૃદય કઠોર બની ગયું હતું. તેના મોઢા આગળ કઠિન કાર્યક્ષેત્ર હતુ. તેને હજી ઘણા ભારે કાર્યો કરવાનાં હતા. બાળક કન્યા ભરનિદ્રામા ઘોરતી પડી હતી. તે એક ક્ષણ પછી જાગ્રત થશે ત્યારે તેની આસના વાસના જરૂર કરવી પડશે એવા વિચારથી તે સંતપ્ત હતો.

"ઓ અમીના! આ તારી જીવન છાયા પ્રેમ પુતળી મને સોંપીને તુ તો સ્વર્ગે સીધાવી ગઇ. પરંતુ મારા ગળામા કઠિન શૃંખલા ઓળવતી ગઇ! હવે મારે આને સાથે લઇને દુનિયાપરથી ઉઠી ગયેલા ખિન્ન હૃદયે, દુ:ખી જીવનની સાથે યુદ્ધ કરવું પડશે. ઓ ભાગ્યહીન દીકરી! તારા પગલા થતા જ હુ મારી હૃદયેશ્વરીને ગુમાવી બેઠો. રે રે! તારુ ભવિષ્યમાં જે થનારૂં હોય તે થાઓ!

"પણ હવે મારે શુ કરવું? આ નિર્જન રણભૂમિમાં કન્યાની કેવી રીતે રક્ષા કરવી? અમીનાની છેલ્લી વિનતિ એ હતી કે 'હું આ કન્યા તમને સોંપી જાઉ છુ, તેની તમે પ્રાણ જતા પણ રક્ષા કરજો! મારૂં તમારી પાસે તે છેલ્લું સંભારણું છે.' જીવન તો તુચ્છ છે; પરંતુ જીવન આપતા છતાં પણ તેનો બચાવ થવો એ વાત અસંભવિત છે.

આમ આયાસ અનેક વિચારતરંગોમાં તરતો હતો એટલામાં નિદ્રાદેવીના ખોળામાં સુતેલી પેલી કન્યા જાગી ઉઠી અને ધાવવા માટે માતાનો મંગળમય ખોળો ખોળવા માંડી તેની શોધ મુગે મોઢે હતી. પરંતુ પ્રયત્ન નિષ્ફળ થવાથી તે એકદમ રડી ઉઠી. રડતાં રડતા તે છોકરીનું ગળું સુકાઇ ગયું. હા દૈવ! તે બચ્ચાના ભાગ્યમાં હવે માતાનુ દુધ પીવુ તો સરજ્યું જ ન હોતુ, એટલું નહીં પરંતુ ગાયનું કે બકરીનું દુધ અગર પાણી પણ તેને પીવાને મળ્યુ નહી: આયાસે આસપાસ ફરીને કોઇ રણભૂમિના અર્ધશુષ્ક ઝાડની શોધ કરી, પરંતુ ઝાડ પણ તેને નજરે પડ્યું નહી કે જેના પાદડાંનો રસ કાઢીને પણ રડતા બાળકના મોઢામાં રેડે. દૈવ જ્યારે કોપે છે ત્યારે સર્વ ઠેકાણેથી મનુષ્યનો પ્રયત્ન નિષ્ફળ થાય છે. છેવટે આયાસે મન સાથે સમાધાન કર્યું કે, ગમે તે થશે તો પણ તે મરવાની તો નહીં જ. મરવું એ તો માનવ જાતનો સ્વભાવ છે,

તેનાથી ખિન્ન શા માટે થવુ ? દુ:ખ વેળા દરેકે ઇશ્વરને યાદ કરવો. તે આપણો પેદા કરનાર અને આપણુ તારણ કરનાર છે તે સચરાચર વિશ્વમા વ્યાપક છે. તે ગમે ત્યા પણ મનુષ્યની ફરીયાદપર ધ્યાન આપે છે."

નિરૂપાય આયાસ કેટલીકવાર સુધી મન સાથે અનેક તર્ક વિતર્ક કર્યા પછી ઘુંટણભર બેસી આકાશ તરફ એક નજર કરીને ખુદાની બદગી કરવા લાગ્યો. "અય પાક પરવર દેગાર! તારા પાપી ગુલામના અપરાધોને માફ કરીને તેનાપર રહેમ કર." થોડો વખત આ પ્રમાણે ઇશ્વરની પ્રાર્થના કર્યા પછી તેણે ઉડો નિ:સાસો નાખીને પોતાની પ્રાર્થના સમાપ્ત કરી. પ્રાર્થનાને છેવટે તેના હૃદયતટને ભેદીને બે ત્રણ અશ્રુ તેના નેત્રમાથી બહાર પડયા. તે વખતે અંતર્યામીએ તેને એક બુદ્ધિ સુઝાડી તેનાપર આયાસે ધ્યાન આપ્યુ.

આ વખતે આયાસનુ આખુ શરીર પરસેવાથી ઝેબમઝેબ થઇ ગયું હતુ. તેણે શરીર ઉપર ઇરાની ઢબનો એક મોટો જામો પહેર્યો હતો, તે પરસેવાના પાણીથી ભીજાઈ ગયો હતો, તેને તેણે શરીર ઉપરથી ઉતારી નાખ્યો અને તેમાથી થોડોક ભાગ ફાડી તેમાથી વાટ બનાવી અને તેને પોતાના કપાળ પર આવેલા પરસેવામા ભીંજવી તે વખતે આયાસના કપાળ ઉપર પુષ્કળ પરસેવો આવતો હતો, તે પરસેવામા પેલી વાટને ભીની કરીને પેલી દિવ્ય કન્યાના મોઢામા મૂકી દુધાધારી અજ્ઞાન બાળક ધીરે ધીરે તે વાટને ચૂસવા લાગ્યુ તેમાજ અમૃતની ધારાએ વાસ કરીને માના દૂધની ગરજ પુરી પાડી, નિર્દય ભાગ્ય અદૃશ્ય રહીને આ ભયાનક દેખાવ જોવા લાગ્યુ.

બીજી તરફ સહિષ્ણુતાના અવતાર રૂપ આયાસ તે સમયે દુ:ખનો અનુભવ કરવા લાગ્યો, ઉપરા ઉપરી ત્રણ દિવસની લાઘણો ને પ્રાણઘાતક તૃષાને લીધે તે મરુ ભૂમિના પ્રાંત પ્રદેશમા અત્યત દુ:ખ અનુભવવા લાગ્યો એક બાજુ પ્રાણાધિક પ્રિય પત્નીનુ હૃદયભેદક મરણ, બીજી તરફથી ભૂખ અને તરશની મહા પીડા અને ત્રીજી તરફથી દૈહિક પીડા, આમ અનેક પીડાથી આયાસ બહાવરો બની ગયો હતો. તેને શરીરનુ ભાન પણ રહ્યુ નહતુ. તે થોડો વખત તો રણ ભૂમિમાં આમ તેમ દોડવા લાગ્યો અને જ્યારે થાકી જતો ત્યારે તુરત સુઇ જતો. આમ થોડોક વખત આયાસ દુ:ખનો માર્યો ઘેલાની પેઠે રણભૂમિપર ઉઠ બેસ કરવા લાગ્યો તે સમયે તેની કન્યા પિતાએ મુખમાં આપેલી પરસેવાથી ભીજવેલી વાટને ચુસતી ચુસતી માતાના શબની એક બાજુએ પડી હતી તેના માથાપર તબૂના આકારે ઉભા કરેલા

છત્રથી સૂર્યનો તાપ પડતો નહતો, તેથી તે કન્યા પેલી વાટ ચુસતી ચુસતી નિદ્રાવશ થઇ ગઇ! કેવી ઇશ્વરની માયા!

દિવ્ય કન્યા જ્યારે તણૂમા પડી પડી ઉંઘતી હતી; તે વખતે તેનો પિતા આયાસ ભુખ અને તરશથી મરવાની અણીપર આવ્યો હતો. એટલામાં ઇશ્વરેચ્છાથી ત્યા આગળ એક પક્ષી ચાચમાં ફળ લઇને ઉડતુ ઉડતુ આવી ચઢયુ તે જેવું આયાસના માથાપર આવ્યુ કે તેની ચાચમાથી પેલુ ફળ નીચે સરી પડયું. કહો કે તે ફળ દૈવે જ આયાસની પાસે મોકલી આપ્યુ હતુ! આયાસે તે ફળ પોતાના પગ આગળ પડતાં જ 'પરમાત્માની મહાન્ કૃપા' એમ કહીને તુરત તેને ખાઇને પોતાની ભૂખ ને તરસ દૂર કરી. પરંતુ અફસોસ! એ એક કોગળા જેટલા ફળના રસથી કાઇ આયાસની તરશ છીપે? ઉલટો તરશમાં વધારો થવા લાગ્યો. તે ફરીથી પણ તરશ અને ભૂખથી ઉન્મત્ત થઇને ચોતરફ ભટકવા લાગ્યો; આમતેમ દોડમદોડ કરવા લાગ્યો અને થોડા વખતમાં તેના મોઢામાથી જીભ બહાર નીકળી પડી. મોઢામાં આગ બળવા લાગી અને જીભ સુઝીને જાડી થઇ ગઇ. તુરત આયાસ જે બહાર ખુલ્લામા ઉભો હતો તે દુઃખનો માર્યો પોતે કરેલા નાના તણુમા દાખલ થયો અને મરણ પામેલી સ્ત્રીની એક બાજુપર સુતો, તે વખતે તેનામાં બિલકુલ ચેતન નહતું કે ઉઠીને પોતાની સ્ત્રીને ભૂમિદાહ કરે. તે પણ સ્ત્રીની નજદીક પડયો પડયો ક્ષણમા પોતાના મરણ વિષે, ક્ષણમા પાસે પડેલી નિર્દોષ કન્યાના ભાવી જીવન વિષે, અને ક્ષણમાં આ જગતની દુઃખાત્મક પ્રવૃત્તિ વિષે, વિચાર કરવા લાગ્યો. કેટલોએક વખત આવા વિચારો કરવામા વીતિ ગયો, એટલામાં તેની બહાર નીકળી પડેલી, અને સુઝીને જાડી થઇ ગયેલી જીભ ફાટી ગઇ; અને તેમાંથી લોહીની ધાર થવા લાગી અને બીજી પળે તેના મોઢામા જે ફોલ્લાઓ થયા હતા તે પણ ફૂટી ગયા એટલે પીડા થની શાંત પડી અને આયાસને જરા આરામ મળ્યો. આ સર્વ ક્રિયાથી આયાસ મરણના મોઢામાંથી હાલ તુરત તો બચી ગયો અને પીડા દૂર થવાથી તેને પણ મીઠી નિદ્રા આવવા લાગી. પરિશ્રમ પછી જે નિદ્રા આવે છે, તે, ગાઢ નિદ્રા હોવાથી મધુરી લાગે છે; તેવી નિદ્રામા મનુષ્ય કે પશુ સર્વ દુઃખ વિસરી જાય છે. આયાસ પણ આસારે તે મધુરી નિદ્રાનો ભોગી થઇ પડયો અને માતારહિત થઇ પડેલી પેલી કન્યા પણ શાંત નિદ્રા કરતી હતી

દેખાવ બહુ જ ભયકર હતો ગમે તેવા કઠણ છાતિના મનુષ્યનું હૃદય પણ એક વખત પીગળી જાય તેવો કરૂણ દેખાવ હતો. તે સ્વર્ગીય જ્યોત્સનાને તુચ્છકારત મગ્ન મખ આકાશ તરફ કરીને

તબૂની બહાર નીકળીને ખાડો ખોદવા માંડયો. તે કામ ત્રણેક કલાકે પૂરૂં થયું, ને રાતનો બીજો પહોર પણ પૂરો થવા આવ્યો. આખું જગત્ સ્તબ્ધ, સ્થિર અને ગંભીર હતું. જગતની અલૌકિકતા ઉપર ચંદ્ર પોતાના મનમાં હસતો હસતો પોતાના સ્થાન તરફ જતો હતો. નિદ્રાથી આળસુ દેખાતી પ્રકૃતિ પણ હસતી હતી માત્ર આયાસના હૃદયમાં જ તે વખતે દાહ થઇ રહ્યો હતો.

આયાસે એકવાર ઉદાસ મનથી આકાશ તરફ જોયું અને જગતનિયંતાની પાસે ક્ષમા માગી. તેની આંખમાંથી તે વખતે બેચાર આંસુના ટીપાં પડયાં આટલી રાતે અને આટલી ઠંડીમાં પણ તે આંસુ ગરમ હતાં.

આયાસ તે પછી તંબૂમાં જઇને પોતાની વહાલીના મુખ તરફ એક ટશે જોવા લાગ્યો. ચંદ્રનાં કિરણો અમીનાના મુખ ઉપર પડતાં હતા તેથી જાણે અમીના હસતી હોય તેવો ભાસ થવા લાગ્યો. આયાસને ભ્રમ થયો તે પ્રિયાના શબની પાસે જઇ નિહાળી નિહાળીને જોવા લાગ્યો. તે સમયે અમીનાના ચંદ્ર સમાન સુંદર મુખ ઉપર ચન્દ્રના શ્વેત કિરણો પડેલાં હતા આયાસ, બે ઘડી સૂધી આકાશસ્થ ચંદ્રને અને રમણિક મુખ ચંદ્રને વારવાર નિહાળવા લાગ્યો બન્ને ચંદ્રને અચળ સ્થિર થયેલા જોઇને આયાસે ઉંડા નિ સાસા સાથે નિશ્ચય કર્યો કે સુધામુખી મને હમેશાને માટે તજી દઇને દીર્ઘનિદ્રામાં પોઢેલી જણાય છે. 'પ્હેલાં આ પ્રમાણે હું ઘરની બારીમાં મારી પ્રાણ પ્રિયાનું મુખ ચંદ્ર નિહાળીને મારા હૃદયના સંતાપોને દૂર કરીને મનને પ્રસન્ન કરતો હતો, પરંતુ તે ચંદ્ર, તે રાત્રિ, તે પ્રિયા અને હું, તેના તે જ છીએ, પરંતુ આજે દુર્દૈવને લીધે તે સર્વ વિપરીત થઈ પડયું છે હાય દૈવ! મેં તારો શો અપરાધ કર્યો છે!' થોડીવાર પછી આયાસે અમીનાની નાકની દાંડીપર અને છાતિપર હાથ મૂકીને તપાસ કર્યો તો જરા પણ શ્વાસ ચાલતો ન હતો, તેમ ઉષ્ણતા પણ ન હતી શરીર બરફ જેવું ઠંડુગાર થઇ ગયું હતું તુરત આયાસ દીન વાણીથી બોલી ઉઠયો, 'ઓ જગદીશ્વર! તમારે મને કેવળ દુઃખ દેવાનોજ વિચાર છે? જો તેમ વિચાર હોય તો મને એકદમ મારી નાંખો. નહીતર એકવાર મારી પ્રિયાને એક મુહૂર્તને માટે નિ શ્વાસ આપો, એક મુહૂર્તને માટે ચલન ક્રિયા આપો, અને એક મુહૂર્તને માટે તેના મુખમાં મૃતસંજીવની સુધા મૂકો. હું માત્ર આ જન્મમાં જ એકવાર તેના અધર સાથે મારો અધર મેળવીને સો જન્માંતરનું સુખ સંપાદન કરૂં! ઓ અનંત શબ્દોથી ભરપૂર પૃથ્વી માતા! તમારા હૃદયમાં અનંત શબ્દો ભરેલા છે. શું તમારામાં એવી

શક્તિ નથી? કે મારી પ્રિયાના મુખમાંથી એક પણ મધુર શબ્દ બહાર નિકળે? મારી ઇચ્છા છે કે હું એકવાર શબ્દ સાંભળવાને ભાગ્યશાળી થાઉં, પછી ભલે તેનો મૃત્તિકામય દેહ તમારા મૃત્તિકામય શરીરમાં મળી જાય."

પરંતુ પૃથ્વી દેવીએ તેને કાંઇ પણ ઉત્તર આપ્યો નહીં. નિરવ, નિર્જન અને ગંભીર પૃથ્વીના પ્રાંત પ્રદેશો ગમ્ભીરપણે મૌનજ રહ્યા. તમરાના તુ તુ થતા અવાજે રણભૂમિની ગભીરતામા વધારો કરતા હતા અને આકાશમા રહેલો જીવંત ચંદ્રમા હસતો હસતો ચારેતરફ સમભાવથી રૂપેરી કિરણો પાથરી રહેલો હતો. કોઇનો પણ કાંઇ પણ જાતનો શબ્દ સંભળાતો ન હતો સર્વ મૌન્ય વ્યવહારજ ચાલી રહેલો હતો. આયાસે તુરત પાછું વાળીને જોયું તો, એક શિયાળ શિકારની શોધ માટે આમ તેમ ફરતુ નજરે પડયુ. આયાસ તેને જોઇને સાવધ થઇ ગયો અને આટલો વખત સુધી પોતે ભાન રહિત થઇ ગયો હતો, તે વાત તેને યાદ આવી. તેણે તુરત પેલા શિયાળને હાકી કાઢયુ અને ઉષ્ણ નિશ્વાસ સાથે કહ્યું કે, 'શું મરી ગયેલાં મનુષ્યો પાછા આવતા હશે? કદી પણ તે વાત બનવાની નથી"

થોડે દૂર અજવાળા જેવુ જણાવા લાગ્યુ અને તે પ્રકાશ ધીરે ધીરે એકદમ દેખાતો બંધ પડી ગયો. ફરીને પાછો એકદમ પ્રકાશ દેખાવા લાગ્યો. ભયાનક દેખાવથી આયાસનું શરીર કંપી ઉઠયું એટલે તેણે પોતાના મનમા વિચાર કર્યો કે, આ રણભૂમિ છે, રાત્રે આવા અનેક ભયાનક દેખાવો રણભુમિમા દેખાવાનો સંભવ છે. તેના તરફ ઉપેક્ષા કરવી એ જ વધારે સારૂ છે. આ નિર્દોષ બચ્ચુ ઉંઘે છે એટલામાં કર્તવ્ય કર્મ આટોપી લઉં. તે જાગશે તો મોટી અડચણ આવી પડશે. ચાલ જીવ! વિચાર કરવાથી કાંઇ પાર આવવાનો છે? હવે વિલંબ કરવામાં સાર નથી. આમ બોલતો બોલતો આયાસ ઉભો થયો અને પોતાની સ્ત્રીના શબને દફનાવવા માટે જેવો ઉચકવા ગયો કે તરત તેના અંતકરણ ઉપર જાણે કારી ઘાવ લાગ્યો હોય તેમ તેની છાતિ કપવા લાગી, ભૂતકાળનાં અનેક સુખ દુખો ઉભરાવા લાગ્યા, તે સઘળાને હૃદયમા સમાવી દઇને આયાસે એક ઉંડો નિઃસાસો નાંખ્યો.

બળહીન અને અધીર થઇ પડેલા હૃદયમા બળ આવવા માટે તેણે એકદમ હૃદયનો ઉભરો કાઢી હૃદયને ખાલી કરવા માડયુ. તે વખતે અરણ્યમાં એવો બીજો કોઇ નહતો કે જે આયાસને ધીરજ આપીને રડતાં છાનો રાખે. જ્યારે તેના હૃદયનો શોક શમી ગયો, ત્યારે આયાસ પોતાની મેળેજ શાંત થઇ ગયો અને વહાલી અમીના, કે જેને આલિંગન કરીને, શારીર દુઃખને અને જેની સાથે વાતચિત કરીને માન-

સિક દુખને દુગ કરતો હતો. તેજ અમીનાના શબને આજે એક ઉંડા ખાડામાં દાટવા તૈયાર થયો હતો કપને હાથે અને ધડકની છાતિયે અમીનાના કાચનમય શબને દફનાવીને તુરત તેના નામપર મુસલમાની રીતિ પ્રમાણે નિમાજ પઢ્યો અને પછી તેની ઘોરની નજદીકમા જ પથારી કરીને સૂતો સૂતાં સૂતાં અમીનાને સંબોધીને કહેવા લાગ્યો, "વહાલી અમીના, તારી ઇચ્છા પૂર્ણ કરી છે. હવે મારા અને ભાગ્યહીન આ છોકરીના નસીબમા જે થવાનુ હોય તે ભલે થાય. ખરેખર એક રીતે જોતા તો તારૂ મૃત્યુ સ્વર્ગીય મૃત્યુ થયુ પરંતુ અમારૂ કોણ જાણે કેવુ એ પરિણામ આવશે? આ સસારમા હુ જેટલા દિવસ રહીશ તેટલા દિવસ મારી જીવતાજ સમાધિ થશે. ઓ ખુદા! ઓ પરવરદેગાર! તુ અમીનાના પવિત્ર આત્માને સદ્દગતિ આપજે"

આમ મનની સાથે વાતો કરતા કરતાજ આયાસ નિદ્રા દેવીને વશ થઇ ગયો. ને વખતે આખા વિશ્વનો સાથી અને સર્વેનુ રક્ષણ કરનાર ઇશ્વર, બાપ તથા દીકરી બન્નેનુ અદૃશ્ય રૂપે રક્ષણ કરવા લાગ્યો.

બીજે દિવસે પ્રભાતમા આયાસ જાગીને જુવે છે તો એક મોટો કાફલો પોતાના રહેઠાણથી થોડેક દૂર પડાવ નાખીને પડેલો છે. તે વેપારી કાફલાનો ઉપરી કેટલાએક માણસો સાથે અમીનાની દિવ્ય કાન્તિવાળી મનમોહના દિવ્ય કન્યાને પોતાના હાથપર લઇને રમાડે છે અને પોતાની સાથે રહેલી બકરીનુ દૂધ વારવાર રૂના પુમડાથી તેના મોમા નાખે છે

તે વેપારી કદહારના પ્રદેશનો વતની હતો અને કંદહારની આસપાસ નિપજતી ચીજો લઇને હિંદુસ્તાન તરફ વેપાર અર્થે જતો હતો તેની સાથે પચાસેક માણસો, પચાસ ઘોડાઓ ટટ્ટુઓ, કેટલાએક બકરાઓ અને પુષ્કળ ખોરાકીની વસ્તુઓ હતી. આયાસ તે વેપારીનો સઘળો ઠઠારો જોઇને આશ્ચર્યમા પડી ગયો અને આશ્ચર્ય સાથે તેણે તુરત ઇશ્વરની કૃપા યાદ્દતા મનમા ને મનમા તેના ઉપકાર માટે પ્રાર્થના કરી પરતુ તેજ ક્ષણે તેના મનમા પ્રથમ જોયેલી ઇશ્વરી માયા યાદ આવતાં આ પણ તેની પેઠે જ મિથ્યા હશે? પરતુ બીજીજ ક્ષણે તેણે પોતાના દુ:ખી હૃદયને આશ્વાસના આપીને કહ્યું કે, "ઓ અધીરા હૃદય! ઇશ્વરનો તારાપર મહાન્ ઉપકાર થયો છે એમ જાણ." એમ મનમા બોલતો બોલતો વણઝારાના અમીર પાસે જઇને તેના પગ આગળ લોટી પડયો અમીર એક તકીયાને અઢેલીને ગલીચાપર પડયો પડયો હુક્કાની નળીમાથી દમ ખેચતો હતો. તેણે પોતાના જમણા હાથથી આયાસનો હાથ પકડીને તેને બેઠો કર્યો ઇસારો કરતાજ તેના ગુલામોએ ઉચી જાતનુ સરબત, કેટલાએક

અને બીજો ખોરાક આયાસની આગળ હાજર કર્યાં અમીરની ઉંચા પ્રકારની રીતભાત તથા વિવેક વિગેરેને જોઇને આયાસની આંખમાં પાણી આવી ગયા અને પોતાના પર વીતેલી આફત કહેવા ગયો, પરંતુ તેજ વખતે દુઃખના ઉભરાથી તેનો કઠ રૂંધાઇ ગયો, તેથી તે એક પણ શબ્દ બોલી શક્યો નહીં. માત્ર આંખમાથી આસુઓ ટપકવા લાગ્યાં.

તે દેખાવ અમીરથી જોઇ શકાયો નહીં તેણે વિવેકપૂર્વક આયાસને કહ્યુ, "ભાઇ! આપ ભૂખ્યા ને તરસ્યા જણાઓ છો, માટે ખાઇ પીને જરા ઠંડા પડો, પછી આપણે વાતો કરીશુ"

આયાસે પેટ ભરીને અન્ન પાણીનો ઉપયોગ કર્યો. તરશ અને ભૂખની શાંતિ થવાથી, આયાસના જીવમા જીવ આવ્યો. ભોજનાદિક આરોગ્યા પછી આયાસ વણઝારાના અમીરની પાસે આવીને બેઠો અને પોતાનાપર ગુજરેલી સઘળી હકીકત તેને કહી સભળાવી આયાસનાપર વિતેલી હૃદયભેદક આફતની વાર્તા સાંભળીને, વણઝારાના તમામ માણસોની આખમા પાણી આવી ગયા બીજે દિવસે પ્રભાતમા અમીરે પોતાનો કાફલા સાથે લાહોર તરફ કૂચ કરી. તે વખતે બાપ દીકરીને પોતાની સાથે લીધા

જેને માટે આયાસે વહાલા માતપિતાનો, કુટુબીઓનો અને સ્વદેશનો ત્યાગ કર્યો હતો, તે મનમોહના અમીનાને રેતીના રણમાજ તે ગુમાવી બેઠો. જો કે અમીનાના બદલામા તેને એક દિવ્ય કન્યાનો લાભ થયો હતો, પરતુ આયાસ નીલ આકાશ નીચે મરુભૂમિમા જે પ્રાણમયી સ્મૃતિ રાખી ગયો હતો, તે સ્મૃતિ અનેક પ્રયત્નો કર્યા છતા પણ આયાસના મનમાથી દૂર થઇ ન હોતી. પરતુ તે પ્રેમમય મનોહારિણી મૂર્તિ ઉદય કાળમા પણ રાત્રિ દિવસ તેના અતરમા ને અતરમાં જાગ્રતજ રહ્યા કરતી હતી

## પ્રકરણ ૧૧ મું.

### અકબરના દરબારમાં આયાસ

મુસલમાન કુલતિલક અકબર બાદશાહ બુદ્ધિમાન અને વિદ્વાનોનો પોષક હતો. તેણે દરેક જાતના પડિતોને, નાત જાતનો કે ધર્મનો તફાવત રાખ્યા વિના, આશ્રય આપીને પોતાની ગુણગ્રાહકતા દેખાડી આપી હતી. દેશમા ચાલતા ધાર્મિક અને સામાજિક ઝગડાઓને દૂર

કરીને ઐકય બળ સ્થાપન કરવાની તેની ખાસ ઇચ્છા હતી. આ મહત્વાકાક્ષા પાર પાડવા માટે તેણે ધર્મ સુધારણા સાથે સામાજીક સુધારણાનો પણ આરભ કર્યો હતો. તેણે રજપૂત રાજાઓની સાથે લગ્નાદિક વ્યવહાર શરૂ કરી દીધો હતો. એકેશ્વરી પથ ચલાવવા માટે દરેક ધર્મના પંડિતોને વખતો વખત આમત્રણ કરીને તેઓના ધર્મના મુખ્ય મુખ્ય સિદ્ધાતો સાભળતો હતો અને તેમા પોતાને જે જે બાબતો સારી જણાતી હતી, તે તે બાબતોગ્રહણ પણ કરતો હતો. આ કામમા પોતાના વિદ્વાન્ મત્રી અબુલ ફજલના ભાઈ તત્ત્વવેત્તા ફૈજીની તે મદદ લેતો હતો. ફૈજી ફારસી, અરબ્બી ઉપરાત સસ્કૃત ભાષા પણ સારી પેઠે જાણતો હતો તે હિદુ ધર્મના સિદ્ધાતો અવકાશની વખતે અકબરને સભળાવતો હતો. બીજી વખત તેણે હિદુ રજપૂતો સાથે વિવાહથી જોડાઇ જવાની બાબતપર ધ્યાન આપ્યુ. તેની આ ધારણા પણ સામાજિક ઝગડાઓ દૂર કરીને સર્વને ઐકયની સાકળમા જોડવાની હતી. તેણે મોગલ શહેનશાહાતના મૂળ ઉડા નાખવા માટે મોટ મોટા રજપૂત રાજાઓની કન્યા સાથે પોતે લગ્ન કર્યા અને પોતાના શાહજાદાઓને પણ રજપૂત રાજાઓની કન્યા સાથે પરણાવીને રજપૂત રાજાઓને પોતાની સાથે ઘાડા સબધમા લાવી મૂકયા હતા. જોધપૂર, અલવર અને જયપૂરના મોટા રાજાઓએ આ બાબતમા પહેલ કરીને અકબરની મહત્પાકાક્ષાને ઉત્તેજન આપ્યુ હતું. અકબરની પછી તેના રાજ્યાસન ઉપર આવનારો શાહજાદો સલીમ એક શૂરવીર રજપૂતાણીને પેટે જન્મ્યો હતો અને તે પણ મહારાજા માનસિંહની બેન સાથે પરણીને રજપૂતોની સાથે ઘાડા સંબધમા આવ્યો હતો. આમ કરવાનુ કારણ સામાજિક વિગ્રહનો અત આણીને મોગલ રાજ્યને દૃઢ પાયાપર લાવવાનુ હતુ. આ કાર્યમા તેને છૂટા વિચારના મહાન્ શૂરવીર યોદ્ધા માનસિહની મુખ્ય સહાયતા હતી જે શૂરવીર યોદ્ધાએ છેવટ સુધી અકબરની જમણી બાહા તરીકે અનેક યુદ્ધામા ઘૂમીને એક વચની ક્ષત્રિયોની સત્યવાદિતાનો દાખલો ખરો કરી બતાવ્યો હતો. ટોડરમલ જેવા અર્થ શાસ્ત્રીએ મહાન્ વિસ્તારવાળાં રાજ્યમાથી મેહેસુલ વસુલ કરવાને માટે બહુ જ ઉત્તમ પ્રતિનુ ધોરણ બાધી આપ્યુ હતુ, જે ધોરણનો હાલના સમયમા ઇંગ્રેજો પણ મોટા માન સાથે ઉપયોગ કરે છે. ફૈજી અને અબુલ ફજલ જેવા ઉદાર દિલના વિદ્વાન્ મુસલમાનો તેના મત્રી હતા બીરબલ જેવા હાજર જવાબી અને તીક્ષ્ણ બુદ્ધિમાન્ બ્રાહ્મણોને અકબરે રાજ્યના સલાહકાર તરિકે રાખ્યા હતા. ગગ જેવા રાજકીય અને વ્યાવહારિક પ્રસગોમાં કુશળ પુરૂષોને તેણે રાજકવિ તરિકે ખાસ રાખેલા હતા. તેઓની મિથ્યા કવિતામા ભાટાઇ

ઉપયોગી ચીજો ગોઠવેલી હતી. એક વખતે નિત્યના નિયમ પ્રમાણે અકબર અમીર, ઉમરાવો, પડિતો તથા મોલવીઓની સભા ભરીને બેઠો હતો. સભામાં રાજનીતિ, ધર્મ, વ્યાવહારિક પ્રસગો, એમ અનેક પ્રસગોપર વાદવિવાદો ચાલવા લાગ્યા. આમાં સૌ પડિતો પોતપોતાની બુદ્ધિ અનુસાર વચ્ચે વચ્ચે પૂર્વની બાદશાહી રીતિ પ્રમાણે બોલતા હતા તો પણ અકબરની સભામા સાધારણ બુદ્ધિનો માણસ બોલી શકતો નહીં. કારણ કે અકબર જાતે બહુશ્રુત હોવાથી બુદ્ધિમાન્ હતો. તેથી હુંક ભંડોળીઆઓ તેની સભામા બોલવાને હીમ્મતજ કરી શકતા નહીં.

રાજનીતિની વાત નિકળતા સત્યવચની નેક નોકરની વાત નિકળી. તે વખતે આસપાસના મુલકોમાં અધિકાર ઉપર નિમેલા નોકરો જ પાછા શિરજોર થઇ પડતા હતા, તેનો પ્રસંગ ચાલવા લાગ્યો. કારણ કે તે વખતે કેટલાએક સુબાઓ અકબરની કૃપાનો દુરુપયોગ કરવા લાગ્યા હતા. વાત રસપર ચઢતા અકબરે બીરબલની પાસે બેઠેલા કવિ ગંગના મોહોડા સામે જોયુ કે, તેણે તુરત પોતાનુ મસ્તક શાહનશાહ અકબરના તરફ ઝુકાવી સલામ ભરીને કહ્યુ કે, જહાંપનાહ જલાલુદ્દીન અકબર! સત્ય વચની અને નેક આદમી મળવો કઠિન છે. આ વખતે હું આપને એક કવિત્ત સભળાવું તે તરફ આપ ધ્યાન આપશો એવી આશા છે.” આમ કહીને કવિ ગગ બોલ્યો,

કવિત્ત

ધન દેવે ધામ દેવે, વાતકો વિશ્રામ દેવે,
રાજ્યકી લગામ દેવે, એસો વિપ્ર પેખ્યો હે,
સમય અનુકુલ દેવે, ભૂલ થાપ નહી દેવે
નિષ્કપટ, ન્યાયી, કુડકપટ જેને છેક્યો હે,
વાત ગુપ્ત રાખે ઢાંખે, બોલ ના કદિ ઉથાપે
પ્રકૃતિ પિછાની જાની, લાયક મન લેખ્યો હે,
કહત હે કવિ ગગ, સુનો મેરે દીલ્હી પતિ
સમયપે સીસ દેવે, એસો કોઇ દેખ્યો હે,
અકારણ ક્લેશ કરે, ઇશ્પામે આગ જલે
રગ દેખી રીઝે નહી, દૃષ્ટિ દોષ ખડો હે,
આપકો ન કરે કાજ, પરકો કરે અકાજ
લોકનકી છડી લાજ, અસુયાસે અડ્યો હે.
મન વાણી કાયા ક્રૂર, ઓગુ સતાવે શૂર
દુનિયાસે દુખ એક, દુર્જનકો બડો હે

આમ દુર્જનતાપર વાતચિત ચાલતી હતી એટલામા, અયાસમેગ કદહારી વેપારીની સાથે અકબરની દરબારમા આવી પહોંચ્યો અને

શાહનશાહ અકબરને સલામ કરીને દૂર જઇ બેઠો. અકબરે નવા આવેલા ઇરાનીના મોહોડા સામે કેટલાએક વખત સુધી નિરખીને જોયા કર્યું. આયાસના દુઃખગ્રસ્ત ચહેરાપર ઝળકી રહેલી ખાનદાની અને શાહેરી રોશનીએ અકબરના મનમાં પ્રેમભાવ ઉત્પન્ન કર્યો. થોડી વાર પછી અકબરે તે નવા આદમીને તેનુ નામ ઠામ અને આવવાનુ કારણ પૂછ્યું. આયાસે પોતાનાપર વીતેલી આફતનું વર્ણન કરી બતાવ્યું. પથ્થર જેવા હૃદયને પણ પીગળાવી નાખે તેવો આયાસનો હેવાલ સાભળીને સભાસદોની તથા અકબરની આખમા આંસુ આવી ગયા. એટલુ જ નહી, પરતુ તેની જાતને માટે અકબરને ઘણો જ ઉચો વિચાર બેઠો. આ પ્રસગ અત્યતદુઃખાત્મક હોવાથી તમામ અમીર ઉમરાવો શાત મનથી આયાસના તરફ જ જોઇ રહ્યા હતા, ત્યારે અકબર તેની ઉંચી ખાનદાની અને તેના ઉપર ગુજરેલી આફત વિષે વિચાર કરતો બેઠો હતો. દુઃખમા ડૂબી ગયેલા આ ખાનદાની તરફ જોઇને ગગ કવિ ફરીને બોલી ઉઠ્યો —

> તારાકી જ્યોતમે ચદ્ર છૂપે નહી, સુર છૂપે નહી બાદર છાયો;
> રન ચઢયો રજપૂત છુપે નહી, દાતા છુપે નહી માગન આયો
> ચચલ નારીકો નેન છુપે નહી, પ્રીત છુપે નહી પ્રીત દીખાયો;
> કવિ ગગ કહે શુણો શાહ અકબર, કર્મ છુપે નહી ભભૂત લગાયો

આ કવિત્ત સાંભળતાની સાથે સાથે આયાસની ખાનદાની માટે અકબરના મનમાં ઉચા વિચારો આવવા લાગ્યા અને તુરત જ પોતાના દરબારમા એક સાધારણ કામ ઉપર તેની નિમણુક કરીને બાદશાહી રીવાજ મુજબ તેને પોશાક આપ્યો.

આયાસને આટલે દહાડે ભાગ્યે પાછી યારી આપી ને દુઃખાંધકારમાથી છૂટીને સુખનો પ્રકાશ જોવાને ભાગ્યશાળી થયો. ગુણગ્રાહી અકબર બાદશાહે આયાસનો દુઃખમાથી ઉદ્ધાર કર્યો અને આયાસ મહાન શેહેનશાહના આશ્રય તળે રહેવા લાગ્યો. બાદશાહ આસપાસના મુલકની તપાસ કર્યા પછી થોડાજ વખતમા આગ્રા ગયો અને ત્યા આયાસને સરકારે વાડામાજ રહેવા માટે એક ઘર કાઢી આપ્યુ તેમા આયાસ પોતાની ભવિષ્યમાં વડી બેગમના પદ ઉપર બિરાજનારી રૂપવતી દીકરી સાથે રહેવા લાગ્યો વિદ્વત્તા, બુદ્ધિમત્તા અને કાર્ય કુશળતાના ગુણથી થોડાજ સમયમા તેણે શાહ અકબરનુ દિલ જિતી લીધુ. અકબર પણ તેની વિલક્ષણ બુદ્ધિ તથા કામ કરવાની ખુબી જોઇને પાયરીપર પાયરીએ ચઢાવવા લાગ્યો અને છેવટે તેને જામદારખાનાના ઉપરીની જગ્યાપર નિમીને વડો ખજાનચી બનાવ્યો.

માનવતા અધિકારની સાથે તેની અમીર ઉમરાવોમા પ્રતિષ્ઠા વધતી ચાલી. લોકો તરફથી તેને બહુ માન મળવા લાગ્યુ. અકબર પણ તેની નિષ્પક્ષપાતીપણે કામ કરવાની રીતિ જોઇને રાજી થયો.

આવા અભ્યુદયને વખતે આયાસને અમીના યાદ આવવા લાગી. જ્યારે જ્યારે ભયકર જગલમાં પોતાને હાથે દફનાવેલી અમીનાનાં છેલ્લાં વચનો યાદ કરતો, ત્યારે તેનુ હૃદય ફાટી જતું હતુ. પરતુ અમીનાએ સંભારણા તરિકે સોપેલી પુત્રીના મુખ તરફ જોઇને તે દુ ખને આયાસ દૂર કરતો હતો. અધિકાર પર આવ્યા પછી આયાસે કેટલાએક મિત્રો મેળવ્યા હતા, તેઓ આયાસની આવી એકલવાઈ સ્થિતિ તરફ નાખુશ થઇને તેને ફરી પરણવા માટે આગ્રહ કરતા હતા. પરંતુ આયાસે મનમા વિચાર કર્યો હતો કે, અમીનાના પદને સાચવે તેવી યોગ્ય સ્ત્રી મળે નહી ત્યાસુધી પરણવુ જ નહી. પણ આ વિચાર લાબો વખત ટકયો નહીં. આખર તેણે મિત્રોના આગ્રહથી એક ખાનદાન કુટુંબની છોકરી સાથે નિકાહ કર્યો. તે છોકરી ઉચા તુખમની હતી. અને તેણે આયાસના મનને અનુસરીને તેના ઘરનુ કામકાજ ઉઠાવી લીધુ મા અને દીકરી બન્ને સમાન ઉમરના હોવાથી દરરોજ ઘરના કામકાજથી પરવાર્યા પછી કુરાને શરીફમાથી ઇશ્વરના ફરમાનો વાચતા તથા કેટલીએક દાનાઓએ બનાવેલી નસીહતો વાચીને દિવસો આનદમાં ગાળતા હતા. આયાસ મા દીકરી વચ્ચેનો સ્નેહ જોઇને તથા પોતાની નવી પરણેલી સ્ત્રીની ઉત્તમ પ્રતિની રહેણીકરણી જોઇને અમીનાનુ દુ ખ વિસરી ગયો. જોકે અમીનાની જગ્યા પૂરી પાડે તેવી તા તે ન હતી, તોપણ કેટલેક અશે પતિભક્તિ પરાયણા બીજી નવી સ્ત્રી પણ અમીનાનાં જેવીજ નિવડી, તેથી આયાસ પોતાના સસારને સ્વર્ગસમાન સુખદાયક માનવા લાગ્યો અને તે બન્નેની નિર્મળ સ્નેહદષ્ટિ નીચે આપણી કથાનાયિકા પ્રિય કન્યા શુકલ પક્ષની ચદ્રકળા પેરે દહાડે દહાડે મોટી થવા લાગી



# ખંડ ૨ જો—આશા—નિરાશા.

## પ્રકરણ ૧ લું.

### અકબરની નીતિ.

અકબર બાદશાહ મહત્વાકાંક્ષી હતો, તે તેનાં કૃત્યો ઉપરથીજ સ્પષ્ટ માલમ પડતું હતુ. તે શૂરવીર, બહાદુર મનનો, અને બુદ્ધિશાળી હતો. ઇર્ષ્યાખોર અને કાવતરાં બાજોના ફાંદામા નહી ફસાનારો તેમજ કોઇની શરમમાં પણ નહીં અન્જાઇ જનારો હતો. કાર્ય કરતી વખતે સલાહકારોની સલાહ લેતો હતો, પરતુ તેમાં પણ પોતાને જે યોગ્ય લાગતુ તેજ ગ્રહણ કરતો હતો તેણે રાજ્યધુરા ધારણ કર્યા પછી, થોડાજ વખતમાં બહેરામખાન જે નાની વયમા પોતાના વાલી તરિકે રાજ્ય-કાર્યભાર કરતો હતો અને જેને ખાનબાવા એટલે શાહાનશાહનો પિતા કરીને કહેતા હતા, તેણે આજ કાલ અકબરની નાની વયનો અને નમ્રપણાનો લાભ લઇને રાજ્યમાં બહુજ અન્યાય કરવા માંડયો હતો અકબરે કેટલાએક વખત સુધી તો મૂગે મોઢે તે સહન કર્યું. પરતુ જ્યારે તેનો જૂલમ હદ બહાર જવા લાગ્યો અને પોતે પણ જાણે તેને આધીનજ રહીને વર્તવુ જોઇએ, તથા તેને પૂછ્યા શિવાય કઇ પણ કામ કરવું એ ગેરવાજબી છે, આવો બહેરામખાનનો અભિપ્રાય તેના જાણવામાં આવ્યો, ત્યારે અકબરે બહેરામને વજીરાત ઉપરથી એકદમ દૂર કર્યો. બહેરામખાન છેડાયલા સાપની પેઠે ક્રોધાયમાન થઇને ગૂજરાત તરફ નાશી ગયો, અને ખુદ અકબરની સામે કાવતરાઓ રચવા લાગ્યો ગૂજરાતમાંથી પાછો પન્જાબ તરફ ગયો, ત્યા આગળ બાદશાહી ફોજે બહેરામને ઘેરી લઇને તેની સામે લટાઇ કરી. અહીં બહેરામ પોતાથી લડાય ત્યા સુધી લડયો, પરતુ આખરે હાર ખાવાથી નાઠો અને શિવાલિકના પહાડોપર આવેલા તરવાર ગઢમા જઇને ભરાયો. ત્યા પણ અકબરની સેનાએ તેની પાછળ પડીને તે ગઢને ઘેરો ઘાલ્યો. ત્યા પણ મોટુ યુદ્ધ થયું, તેમા બહેરામના ઘણાક માણસોનો ઘાણ નિકળી ગયો જ્યારે તેનો મોટો સરદાર રણમાં પડયો, ત્યારે બહેરામખાન ખરેખર મુંઝાણો અને તેણે

જમાલખાન નામના એક એલચી મારફતે અકબરને કહાવ્યું કે; "હુ મારા ખરાબ કામોને માટે બહુજ પસ્તાઉ છુ, તમે મારાપર દયા કરીને મારા અપરાધોની ક્ષમા આપો તો, હુ માફી મેળવવા માટે આપની હજુરમા હાજર થાઉં."

અકબર ઉદાર મનનો હતો, એટલુજ નહીં પરતુ કરેલા ઉપકારનો જાણનાર હતો. તેણે બહેરામખાનની માગણી સ્વીકારીને તેને પોતાની હજુરમા આવવાની પરવાનગી આપી. એટલે બહેરામ, અકબરની હજુરમાં આવવાને નિકળ્યો અને અકબરના તબુમાં દાખલ થઇ, અકબરની સામે આવીને તેના પગમા પડયો, અને પોતાની તથા અકબરની પ્રથમની પ્રીતિને સભારી હુસકા ભરી ભરીને રડવા લાગ્યો તે જોઇને સરળ મનના અકબરનુ હૃદય પણ ભરાઇ આવ્યુ તેણે તેને જમીનપરથી ઉઠાડીને પોતાની જમણી બાજુપર બેસાડયો અને એક ઉમદા પોશાક ભેટ આપીને પોતાના રાજ્યમા તેને મોટા માનવત હોદ્દાપર રહેવા માટે પ્રાર્થના કરી બેવફા નિવડનારા તરફ કેટલી બધી દયા ! ! અકબરે આ ઉત્તમ કાર્ય કરીને તમામ અમીર ઉમરાવોના હૃદયમા પોતાના ન્યાયીપણાને માટે ઉંડી છાપ બેસાડી હતી, તેણે બીજી બાબતોમા પણ પોતાની રાજનીતિને આગળના બાદશાહો કરતાં ઘણા જ ઉત્તમ પ્રકારની દર્શાવી આપી હતી તેની આગળના બાદશાહો યુદ્ધમાં જેનાપર જિત મેળવતા હતા, તેના કુટુબ કબીલાને ગુલામ કરીને તેઓની યોગ્યતા તરફ વિચાર કર્યા વિના, તેઓની પાસે ન કરાવવાનાં કામો કરાવતા હતા તે દુષ્ટ રિવાજનો અકબરે અત આણ્યો અને એવો ઠરાવ કર્યો કે જે લોકો અપરાધ કરે તેને શીક્ષા કરવી એ તો ન્યાય ગણાય, પરતુ તેઓના બૈરી છોકરાઓ કે જેઓ નિરપરાધી હોય છે, તેઓને શિક્ષા કરવી, એ ગેરવ્યાજબી કામ છે. તેઓને કેદ કરીને ગુલામ બનાવવાનો રીવાજ બધ પાડી છૂટાં મૂકી દેવાનો રીવાજ શરૂ કર્યો તેના આ ન્યાયી કામને માટે તેની રાજનીતિના ચોતરફ વખાણ થવા લાગ્યા.

અકબરે જાત્રાળુઓનો કર માફ કરીને બીજુ પણ એક પુણ્યનુ કામ આરંભી, પોતાની રાજનીતિની ઉદારતા દર્શાવી આપી હતી. મુસલમાન બાદશાહોએ દરેક તીર્થસ્થાનોમા જતા જાત્રાળુઓનાપર કર નાખ્યો હતો, એ કર તે તે સ્થાનોના હાકેમો મરજી મુજબ લેતા હતા, અને તેથી વારવાર અનેક બખેડાઓ પણ ઉઠતા હતા. ન્યાયી અકબરે તેના સબધમાં વિચાર કર્યો કે લોકો પવિત્ર ઇશ્વરની આરાધના માટે જાય તેવે વખતે તેઓનાપર કરનો બોજો મૂકીને તેઓનાં દીલ દુ:ખવવા, એ ખરેખર ઇશ્વરનુ જ દીલ દુ:ખવવા બરાબર છે આમ વિચાર કર્યા પછી તેણે યાત્રાના

સ્થળોમાં જનારા જાત્રાળુઓને આપવો પડતો દરેક જાતનો કર કાઢી નાંખ્યો હતો.

આટલેથી જ અકબરની ઉદાર રાજનીતિ અટકી ન હતી. આગળના બાદશાહોએ લોકોનાપર નાંખેલો જજીઆવેરો પણ તેણે માફ કર્યો હતો, અકબરની પહેલાના રાજાઓ હિન્દુઓની પાસેથી માથાદીઠ અમુક કર લેતા હતા, તેને જજીઆવેરો કહેવામા આવતો હતો; તેમાંથી દર વર્ષે લાખો રૂપીઆની પેદાશ થતી હતી. આ વેરો આગલા બાદશાહોએ હિન્દુઓને મુસલમાન કરવાના ઇરાદાથી તેઓનાપર નાખ્યો હતો, અને તે ખરેખર અન્યાય જ હતો. શાણા અકબરે તેના સબધમાં પણ બહુ જ વિચાર કર્યો, અને જૂલમથી કર લેવો, તે તેને અન્યાય ભરેલુ કામ લાગ્યું, તે ઉપરથી તેણે તુરત તેવી જાતનો કર લેવો બંધ પાડી દીધો હતો, આથી તમામ હિન્દુ કોમ અકબરના તરફ બહુ જ પ્રેમની નજરથી જોવા લાગી.

અકબર ન્યાયી અને ઉદાર હતો, એ આપણે તેના કેટલાએક સુકૃત્યો ઉપરથી જાણ્યું; પરંતુ તે રાજ્યલોભી હતો. રાજ્યો સપાદન કરીને ચક્રવર્તી રાજા થવાની તેને ઘણીજ મોટી લાલસા હતી, પરતુ તે હેતુ પુરો પાડવામા પણ તે ન્યાયને તપાસતો હતો તેણે ઘણા રાજાને તાબે કર્યા હતા. તો પણ રાજસ્થાનમા આવેલુ ચિતોડનું રાજ્ય સ્વતત્ર હતું. અકબર જ્યા સુધી ચિતોડને તાબે કરે નહી, ત્યા સુધી રાજસ્થાનના બીજા રાજાઓને, તેમ મુસલમાન રાજ્યોને પણ સંપૂર્ણ રીતે વશ કરી શકે તેમ નહતું. અને જ્યારે તેમ ન થાય, તો પછી તે હિન્દનો ચક્રવર્તી રાજા ગણાય નહી, તેથી ચક્રવર્તી થવાના લોભથી તેણે ઇ૦ સ૦ ૧૫૬૭ માં ચિતોડ ગઢપર હલ્લો કર્યો હતો.

ચિતોડ ગઢ એક ઉચાણવાળા પહાડપર આવેલો હતો, અને તેની આસપાસ કાળા પથ્થરનો ઘણોજ મજબૂત કિલ્લો હતો. જે વખતે અકબર બાદશાહે ચિતોડ ગઢપર હલ્લો કર્યો, તે વખતે રાણા સંગનો કુંવર ઉદયસિંહ ત્યા આગળ રાજ્ય કરતો હતો, તેનામા કોઈ જાતની હિંમત કે શૂરવીરતા નહતી, તેથી તે પોતાના સામત જયમલ્લને આઠ હજાર બહાદુર રજપૂત લડવૈયાઓ સોંપી દઇને ગુજરાતના જગલમા નાશી ગયો. તેના શૂરા સામંત જયમલ્લે રાજાની ગેરહાજરી છતા પણ પોતાના કુળનું અને ક્ષત્રિય જાતનુ ગૌરવ જાળવવા માટે બહુજ જોસથી યુદ્ધ કરીને, છેવટ સુધી પોતાના યોદ્ધાઓને હિંમત આપી હતી. શત્રુઓ તરફથી કિલ્લામાં બાકોરૂ પાડવામા આવતાં તે તુરત હજારો માણસોને રોકીને તે બાકોરૂ પૂરાવી દેવરાવતો હતો, કેટલોક

વખત સુધી રજપૂતો મુગલોની સામે પોતાનો ટકાવ કરી રહ્યા, પરંતુ એક રાત્રે કિલ્લાના એક પડી ગયેલા ભાગને દુરસ્ત કરાવવા માટે જયમલ્લ જાતે બળતી મશાલે ત્યા આગળ હાજર થયો. અને કડીઆઓને અમુક અમુક ઠેકાણે અમુક અમુક રીતે ગાબડાઓ મારવાં એમ બતાવતો હતો, તે વખતે અકબર કેટલાએક મુગલ સરદારોની સાથે કિલ્લાની બહારના ભાગમાં છૂપાઇને અંદરના રજપૂતોની હિલચાલ નીહાળતો હતો. તેણે જયમલ્લને જોતાં વેતજ પોતાની બંદૂક લઇને તેના માથાપર બરાબર તાકીને મારી કે તુરત જયમલ્લ જમીનપર તૂટી પડયો; પોતાના સેનાપતિનુ મરણ થતાજ રજપૂત સિપાઇઓ આવેશમા આવી ગયા, અને પોતાના બૈરાં છોકરાઓના રૂધિરથી કેશરીયાં થઈ અકબરના લશ્કરપર તૂટી પડયા હજારો મુગલો અને રજપૂતોનો આ યુદ્ધમાં સહાર થઇ ગયો, લોહીની નદીઓ વહેવા લાગી, મારો, કાપોના અવાજથી ગગનમડળ ગાજી ઉઠયુ. માણસોના માથાઓ અને ધડો આડે માર્ગે રવડવા લાગ્યાં, રજપૂતોનુ સૈન્ય થોડુ હોવાથી તેમા ભગાણુ પડયુ, કેટલાએક બીકણુ રજપૂતો જીવ લઇને નાશી છૂટયા અને કેટલાએક શૂરવીરોએ અતુલ યુદ્ધ, પ્રાણુ ગયા સૂધી જારી રાખ્યુ. અકબરના સૈન્યની સાથે સરખાવતા રજપૂતો હવે ઘણાજ થોડા રહ્યા હતા, તેથી અકબરના કેટલાએક ધર્માંધ અને જૂલમી સરદારોએ તેઓના ઉપર ધસારો કરી તેઓને કેદ કર્યાં; ને બહુ બહુ રીબાવીને મારી નાખ્યા. આ પ્રમાણે છેવટે ચિતોડગઢ અકબરના હાથમાં આવ્યો.

અકબર પોતાનો પ્રતિનિધિ ચિતોડગઢમા સ્થાપીને પોતાના સામ્રાજ્ય સંપાદક વિજયને માટે લીધેલી માનતા પુરી કરવા અજમેર ઉપડી ગયો.

તે પછી અકબરને ત્યા ઉત્તરોત્તર ત્રણુ શાહજાદાઓનો જન્મ થયો હતો. શેખસલીમ ચિસ્તી નામના એક ફકીરે અકબરને દીકરો થવાનો આશીર્વાદ આપ્યો હતો તેના કહેવા પ્રમાણે અકબરને રજપૂત રાણીને પેટે ઇ. સ. ૧૫૬૯ માં એક દીકરાનો જન્મ થયો હતો. આ પુત્રનો જન્મ ફાથપુર અથવા તો ફત્તેહપુર જે આગ્રાની પડોશમાં અકબરે વસાવ્યું હતું, ત્યાં આગળ થયો હતો. અકબરે આ શાહજાદાનુ તે ફકીરને નામે સલીમ એવુ નામ પડયુ હતુ. આ શાહજાદાના જન્મ વખતે અકબરે હિન્દુ અને મુસલમાન ફકીરોને પેટ પુરતું ભોજન આપીને સંતોષ્યા હતા, તથા કેટલાએક બંધીવાનોને પણ છૂટા કર્યા હતા તે પછી ૧૫૭૦ ની શાલમા બીજા એક શાહજાદાનો પણ ફાતપુરમાં જ જન્મ થયો હતો, તેનુ નામ અકબરે મુરાદ પાડયુ હતુ. આનો જન્મ પણ

શેખસલીમ નામના ફકીરના તકીયામાં જ થયો હતો. પાદશાહે તે પ્રસંગે પણ ઘણી ખેરાત કરી હતી તથા અમીર ઉમરાવોને ઉમદા પોશાકો આપ્યા હતા. તે પછી કેટલેક વર્ષે ત્રીજા શાહજાદાનો જન્મ થયો હતો, તેનું નામ શહેનશાહે દાનીયલ પાડયું હતું, અને તે વખતે પણ ઘણી જ મોટી ધામધૂમ કરવામાં આવી હતી.

ઉદયસિંહ રાણાએ, ચિતોડગઢ મુગલોના હાથ ગયા પછી કોઇ પણ જાતની બહાદુરી બતાવી નહતી, પરંતુ મરતાં સુધી તે જંગલોમાં જ ભરાઇ રહ્યો હતો. તેના મરણ પછી રજપૂતકુળદીપક પ્રતાપરાણાએ પોતાનો દેશ પાછો લેવાનો પ્રયત્ન આરંભ્યો, અને પોતાના પિતાને નામે ઉદયપુર નામનું એક ગામડું મેવાડના પહાડી પ્રદેશમાં વસાવીને માત્ર નામનું જ રાજ્ય કરવા લાગ્યો. કેટલાએક શૂરવીર રજપૂતો અને ભીલ્લ લોકો આ વખતે તન મન અને ધનથી પ્રતાપની બાજુમા ઉભા રહ્યા હતા અને હિન્દુ કુળનું ગૌરવ સાચવનારા, હિન્દુ ધર્મની રક્ષા કરનારા, ક્ષત્રિય ધર્મની ટેકને સપૂર્ણ રીતે પાળનારા મરદારોએ મૌલિક રાણા પ્રતાપને સહાયતા આપીને હિન્દુઓની પડી ભાગેલી કીર્તિને ટકાવી રાખી હતી.

અકબર જેમ પોતે રાજા રાણાઓની કન્યાઓ સાથે પરણ્યો હતો. તેમ તેણે પોતાના શાહજાદાઓને પણ રજપૂતોની દિકરીઓ સાથે પરણાવ્યા પોતાના વડા શાહજાદા સલીમને અંબરના મહારાજા ભગવાનદાસની કુંવરી વેરે પરણાવ્યો હતો. બીજા પણ કેટલાએક રજપૂતોએ અકબરને રાજી રાખવાને માટે પોતાની દીકરીઓ શહેનશાહના કુટુંબમા પરણાવી હતી. અને પ્રતાપને પણ તેમ કરવાનું કહેણ મોકલવામા આવ્યું હતુ, પરંતુ તેણે હિન્દુધર્મના રક્ષણ માટે અને ક્ષત્રિય કુળની ઉજ્જવળ કીર્તિનું રક્ષણ કરવા માટે પોતાની દીકરીઓ યવનોને આપી નહી. માનસિંહ વગેરે મોટા મોટા રજપૂત રાજાઓ જેમણે પોતાની દીકરીઓ યવનોને આપી હતી. તેઓના મનમાં તેજ કારણને લીધે પ્રતાપ રાણા તરફ મોટો દ્વેષ ભાવ ઉત્પન્ન થયો હતો. પ્રતાપ આટલુંજ કરીને બેશી રહ્યો ન હતો. પરતુ તેણે અકબરની હદોપર હલ્લાઓ કરીને અકબરને પજવવા માંડયો હતો. અકબર મહાન રાજનીતિજ્ઞ હતો. તે મૌન બેશીને સઘળું જોયા કરતો હતો. અને પ્રતાપને પોતાના ઝુંડાતળે લઇ લેવા માટે વખતો વખત સામ, દામ, ને ભેદ વગેરેના ઉપયોગો કર્યાં કરતો હતો. ત્યારે બીજી તરફ તેના જ દુશ્મન થઇ પડેલા તેના ભાઇઓને મોટી મોટી બક્ષીસોથી નવાજીને પોતાના પક્ષમાં લેવા માંડયો હતો. પ્રતાપના ભાઇ સકતાનો દીકરો રજપૂત કુલાગાર

રાજલોભને લીધે મુસલમાન ધર્મ સ્વિકારીને મોહોબતખાનને નામે બહાર પડયો હતો, અને તેણે સલીમની કારકીર્દિમાં મુગલ રાજ્યને શત્રુના દેશો ઉપર વિજય કરવામા મોટી સહાયતા કરી હતી.

આમ વિવિધ પ્રકારની અકબરની નીતિ ખરેખર એક મહાન્ રાજાની નીતિને પણ ટક્કર મારે તેવી હતી.

## પ્રકરણ ૨ જું.

### મેહેરઉલનિસ્સા.

દિવ્ય તેજના ભંડારરૂપ દીકરીના ઉપર આયાસનો અથાગ પ્રેમ હતો ભયાનક રણમાં ભયકર સકટની વેળાએ જન્મવાથી અત્યારે પ્રેમપાત્ર થઇ પડેલી પુત્રી તે દહાડે અનાદરનુ પાત્ર થઇ પડી હતી ઉદરમા આવતા જ આયાસને કુટુબનો ત્યાગ કરાવ્યો હતો, અને જન્મની વેળાએ વહાલી માતાનો વિનાશ કરીને બાપને કારી ઘાવ માર્યો હતો તેને લીધે આયાસ દીકરી તરફ બહુ જ તિરસ્કારની લાગણીથી જોતો હતો, પરન્તુ મરણ વખતે અમીનાએ કરેલી ભલામણને લીધે તેણે પુત્રીને ઉછેરવાનુ સાહસ વહોર્યું હતુ અમીનાના મરણ પછી દિવસે દિવસે આયાસની ઉન્નતિમા વધારો થવા લાગ્યો. એટલું જ નહીં પરન્તુ અકબર બાદશાહના રાજ્યમા એક ઉચા દરજ્જાની પદવી સાથે તેની પ્રતિષ્ઠામા પણ સારો વધારો થવા લાગ્યો આ સઘળુ પુત્રીનાં પનોતાં પગલાને લીધે જ થાય છે એમ જ્યારે આયાસ માનવા લાગ્યો, ત્યારે દિનપર દિન તેનો પુત્રીપર પ્રેમ વધવા લાગ્યો, તે એટલે સુધી કે રાત્ત દહાડો પુત્રીને પોતાની આંખો આગળથી જરા પણ દૂર ખસેડતો નહી. કેટલોએક વખત વીત્યા પછી આયાસ એક દીકરી ઉપરાત બીજા બે દીકરાનો બાપ થવાને પણ ભાગ્યશાળી થયો હતો.

તેણે કેટલીએક સગવડોને અભાવે હજી સુધી પુત્રીનું નામ પાડેલુ ન હતુ. માત્ર 'નુર નુર' કહીને જ બોલાવતો હતો. પરતુ હાલ તેની સ્થિતિ ઘણી જ સારી હાલતમા આવી હતી, તેથી તેમણે સારો દિવસ જોઇ ખુદાતાલાની બદગી કરીને દીકરીનું નામ "મેહેરઉલનિસ્સા" પાડયુ અને દીકરાઓમાં મોટાનુ 'આસફખાન' અને નાનાનુ 'અકતિયાદખાન' નામ પાડયું. બન્ને પુત્રો પોતાના પિતા જેવા જ ભવિષ્યમાં હુશિયાર નિવડયા હતા. અને ઉમરાવ પદવીપરથી વધીને છેક દિવાનની પદવીપર આવ્યા

હતા. આનું કારણ અભ્યાસે આપેલી ઉચી જાતના કળાપણા હતુ. બાકી તરફ આપણી કથાની નાયકા મેહેરઉલનિસ્સા પણ રૂપ અને સદ્ગુણ સંપન્ન હતી. 'મેહેરઉલનિસ્સા' એટલે સુદરીઓનો ચદ્રમા. મેહેર પણ ખરેખર તેવી જ રૂપાળી હતી તે નામ પ્રમાણે જ ગુણો પણ ધરાવતી હતી. મેહેરનો કલક રહિત મુખચદ્ર કલંકિત ચદ્રમાના કરતા પણ વધારે તેજસ્વી હતો.

સૌન્દર્યની ખરેખરી બલિહારી છે. સૌદર્યના સૌંદર્યનુ કે રૂપના રૂપનું વર્ણન કરવું એ કામ ઘણું જ કઠિન છે. રૂપને જો નેત્રથી નિહાળી શકાય નહી તો તે શું આતર ઈંદ્રિયથી જોઇ શકાય તેવું છે? ના! ના! તેમ પણ જાણી શકાતું નથી. ત્યારે શુ નેત્રદ્વારા રૂપનો આકાર જોઇ શકાય છે, કે પ્રાણ જ અંદર બેઠાં બેઠા રૂપામૃતનું પાન કર્યા કરે છે? એમાનુ પણ કઇ કહી શકાય તેમ નથી. ખરેખર સૌદર્ય અથવા તો રૂપ, કલ્પના, વિચાર અથવા તો બુદ્ધિથી તદન અગમ્ય છે.

આ વિશ્વમા મહાન્ મહાન્ કવિઓએ સૌંદર્યના અનેક વર્ણનો કર્યા છે. પરન્તુ હજી સુધી કોઇ પણ સૌદર્યના પારને પહોચ્યો નથી. મદમત્ત પ્રેમઘેલા કવિયો સૌંદર્યનો અંતરમાં અનુભવ કરીને તેનુ ભિન્ન ભિન્નરૂપે વર્ણન કરે છે. કવિ કાળિદાસ પોતાની કથા નાયિકા ઉર્વશીનું વર્ણન કરતાં કરતા જ્યારે સઘળી કલ્પનાઓ ખુટી જાય છે ત્યારે છેવટે કહે છે કે,

'ભૂષણ સો ભૂષણનુ, બહારની શોભાતણો અલકાર;
અગ સખે છે એનાં, ઉપમાનોનું વિશેષ ઉપમાન

અર્થાત ઉર્વશી સઘળા ઘરેણાઓનુ ઘરેણુ છે. બહારની શોભાનુ એક આભૂષણ છે અને તેના શરીરના અવયવો એ જગતની તમામ ઉપમાઓના પણ એક ઉપમારૂપ છે.

કવિ હાફિઝ પણ સ્ત્રી સૌંદર્યનુ વર્ણન કરતા કરતાં કહે છે કે,

"ચંદ્રબિંબ તુજ મુખડાથી મલકાય જો."

કેવી મનોહર કલ્પના! પરતુ આ કલ્પના પણ શેષ કલ્પનાછે. એમ સમજવાનું નથી. કારણ કે સૌંદર્ય એ બુદ્ધિથી અગોચર અને વર્ણનાતીત વસ્તુ છે

આપણી કથા નાયિકા મેહેરઉલનિસ્સા પણ એવા જ અનિર્વચનીય સૌંદર્યથી ભરપૂર હતી. તે વખતે તેમના અલૌકિક સૌદર્યે આખા હિન્દુસ્તાનનું ધ્યાન ખેચ્યુ હતું સૌંદર્યના-પક્ષપાતી પ્રેમીજનો તેમના નિર્દોષ રૂપને નિહાળીને અથાગ આનદ મેળવતા હતા. તેમની દિવ્ય

કાંતિથી ઝળકી રહેલા ગૌર શરીર તરફ નજર કરતાં ઇશ્વરની અલૌકિક લીલાનુ ભાન થતુ હતુ. ઇશ્વરે ખરેખર તેને નવરે દહાડે ઘડેલી હતી. ચંદ્રમાના ઉજ્જવલ કિરણોની સાથે ચળકતા સુવર્ણની કાંતિ એકત્ર મળી જવાથી જે રગ ઉત્પન્ન થાય તેવો તે બાળાના શરીરનો સુદર રંગ હતો. કોઈ કોઇવાર તેના શરીર ઉપર સોનેરી ઝાંય પ્રકાશી રહેતી તો કોઇ કોઇવાર ચદ્રમાના જેવી શ્વેત કાંતિનો નિર્મળ પ્રવાહ ચારે બાજુએ પ્રસરી રહેતો હતો તેના માથાપર કાળા રગનો ઘાટો કેશ કલાપ કોઇ કોઇવાર વિખરાઇ જઇ તેના મુખની આસપાસ ફરી વળતો ત્યારે કાળા રગના વાદળામાં છૂપાયેલા ચદ્રના જેવુ તેનુ ગૌર મોઢુ લાગતુ હતુ ત્યારે કોઇ કોઇવાર ગુથેલો ચોટલો તેની પીઠપર નાગણની પેઠે ડોલ્યા કરતો હતો તેના વિશાળ નેત્રોમા રાત દિવસ નિર્મળ પ્રેમનો પ્રવાહ વહ્યા જ કરતો હતો. કાળા રગની બન્ને ભ્રુકુટીયો કામના ધનુષ જેવી વક્રાકાર હતી પોપટની ચાંચ જેવા અણીદાર નાકમા પહેરેલી બુલાક યૌવનની અસ્થિરતા દર્શાવતી વારવાર ડોલ્યા કરતી હતી. ડોક હસના જેવી ઉપડતી અને પાતળી હતી. દાંતો મોતિની પંક્તિ જેવા ઉજ્જવળ અને અણીદાર હતા. સ્વર્ગીય અમૃતથી ભરેલા હોઠ પ્રવાળા જેવા ઘેરા રગના હતા અને તેનાપર સ્વાભાવિક મદ હાસ્ય તરી રહેલુ હતું. તેની ઝઘાઓ કદલી સમાન હતી. બન્ને ચરણો મેદી લગાવ્યા વિના પણ જાણે મેંદીથી રગ્યા હોય તેવા લાલચોળ હતા તેમના શરીરમાં આજકાલ યૌવનના સર્વ લક્ષણો પ્રકટી નિકળેલા હતા, તો પણ તે હજી અસ્ફુટ હતા. પ્રેમથી પ્રફુલ્લિત થયેલા હોઠોપર મધુર મધુર હાસી છાઇ રહેલી હતી હસી ઉઠેલા બન્ને નેત્રોમાં યૌવનની પ્રભા ઝળકી રહેલી હતી તે મુગ્ધાવસ્થા અને યૌવનાવસ્થાની વચ્ચેની અવસ્થાનો અનુભવ કરતી હતી. તેમના જોવામા, તેમના ચાલવામા તથા વાતચિત કરવામાં કાઈક અલૌકિક સૌંદર્ય હતું. ખરેખર મેહરઉન્નિસા ચિત્રપટમાં આળખેલી સ્વર્ગીય બાળા જેવી મનોહર જણાતી હતી. તે હરકોઇ પણ પોશાક પહેરતી તે પોશાકમા બહુજ સુદર દેખાતી હતી. ટાપટીપથી કરવામાં આવતા રૂપને આભૂષણની જરૂર હોય છે, પરતુ કુદરતી રૂપ તો ઉલટું આભૂષણુનુ પણ આભૂષણ થઇ પડે છે. નુરમહાલ પણ કુદરતી રૂપનોજ ભડાર હતી. તેમનાં દિવ્ય સૌંદર્યને નિહાળીને અનેક સુંદરીઓ પણ પોતાનુ મસ્તક નમાવી તેમનાં સૌંદર્યને માન આપતી હતી. તેમણે પોતાના સૌંદર્યથી પૃથ્વીને પણ રૂપવતી બનાવી હતી. તેથીજ સૌ કોઇ તેના અલૌકિક સૌંદર્યની પાસે કૃતજ્ઞ હૃદયથી પોતાનું મસ્તક નમાવતાં હતાં. આનુંજ નામ સૌંદર્યનો પ્રભાવ ગણાય

મેહેર જેમ બાહ્ય સૌંદર્યથી જગતમાં માનપાત્ર થયેલી હતી. તેમજ આંતરિક સૌંદર્યે પણ તેની કીર્તિમાં વધારો કર્યો હતો. તેનું હૃદય ઉદાર, પવિત્ર, અને સરલતાથી અલંકૃત હતુ. તેમા દયાનો અને નીતિનો પ્રવાહ નિત્ય વહ્યાજ કરતો હતો. જો અંતરમાં સૌંદર્ય ન હોય તો બાહારનું સૌંદર્ય નિરર્થક થઇ પડે છે. પરંતુ મેહેર ઉન્નિસાના સંબધમા તેમ નહતું. સૌંદર્ય નદી તેમના અતરમાથી ઉભરાતી, છલકાતી, બહા-રના સર્વ અવયવોપર વહ્યાજ કરતી હતી. ભરવા ગુંથવામાં, લખવા વાચવામાં, ચિત્રો ચિતરવામા, કાવ્યો રચવામા, તેમજ ધર્મ સંબંધી ગ્રંથો વાચવામા તેમણે ઊંચી જાતનુ શિક્ષણ મેળવ્યુ હતુ. તેનાં જેમ રૂપનાં તેમજ વિદ્યાના ચોતરફ વખાણ થવા લાગ્યા અને શાહજા-દાઓ પણ તેના અલૌકિક રૂપની વાતો સાભળીને તેને માટે માગાં મોકલવા લાગ્યો.

મેહેરઉન્નિસા બાપને ઘણીજ વહાલી દીકરી હતી. તેનાથી જ પોતાનો ઉદય થયો છે ને ભવિષ્યમા પણ થનાર છે આમ ગ્યાયાસ માન-તો હતો. તો પણ તેણે દીકરીને કેળવવામા કોઈ પણ જાતની ઓછપ રાખી નહતી. મેહેરઉન્નિસા રાત દહાડો ભણવા પાછળ તથા કળા શિખવા પાછળ બહુજ મહેનત કરતી હતી. તે દરરોજ જે કાંઇ નવુ નવું શીખતી તે પોતાના પિતાને સંભળાવતી આ ઉપરાંત મુસલમાની ધર્મના ફરમાન મુજબ સવારમાં ઉઠીને નિમાજ પઢતી અને પોતાના પિતાની પાસે બેસીને કુરાનનો પાઠ કરીને પછી ઘરની બીજી બાબ-તોમાં ધ્યાન આપતી હતી.

જેમ જેમ તેના રૂપની સાથે તેની વિદ્યા તથા કળાની કીર્તિ આસપાસ ફેલાવા લાગી, તેમ તેમ શાહજાદાઓ અને અમીર ઉમરાવો તેના રૂપ ઉપર મોહિત થઇ છૂપી રીતે પોતાના માગા મોકલવા લાગ્યા. તેમાં શાહજાદો સલીમ પણ તેની સાથે પ્રેમબંધનથી બંધાવાને બહાર પડયો હતો. તે મેહેરના આંતરરૂપ ઉપર મોહિત થયો ન હતો પરંતુ બાહેરના રૂપ ઉપર જ મોહિત થયેલો હતો. મેહેર બીચારી નિર્દોષ સલીમના છૂપા દોષોથી અજાણી હતી. ઉંમરે એટલુ દુધંજ દેખાતી હતી. નવ-યૌવના હતી. જગતના પ્રપચોથી તેનું મન વિકારી થયું ન હતુ તેથી ભણેલી ગણેલી હોવા છતાં પણ તે બાહ્ય જગતના છલપ્રપચથી અજાણી હતી; તેથી શાહજાદા સલીમનો પોતાનાપર પ્રેમ જોઇને તેના તરફ માનની નજરથી જોવા લાગી. સલીમ ભવિષ્યમાં હિન્દુસ્તાનનો શહે-નશાહ થવાનો છે, તે વાતે તેનાં મનને તેના તરફ અત્યંત મોહિત કર્યું હતું.

## પ્રકરણ ૩ જું.

### તૌહિદ ઇ ઇલાહી.

જે દેશમાં ભિન્ન ભિન્ન ધર્મની પ્રજા વસતી હોય, તે દેશના રાજ્યકર્તાને વારમવાર અનેક ઝગડાઓની વીટંબનાઓ ભોગવવી પડે છે. જ્યારે રાજધર્મ બીજા ધર્મવાળા ઉપર સરસાઇ ભોગવવાથી બીજા ધર્મની પ્રજાને વખતો વખત સંકટ ભોગવવાનો સમય આવી પડે છે, ત્યારે પ્રજામાં પ્રચંડ વૈરાનલ સળગી ઉઠીને ભયંકર રૂપ પકડે છે હિંદુસ્થાનમા મુસલમાની સામ્રાજ્ય થયા પછી હિંદુધર્મની પ્રજાને મહા ભારત કષ્ટો વેઠવાં પડયા હતા કેટલાએક ધર્માંધ બાદશાહો તરફથી હિંદુઓને ધર્મભ્રષ્ટ કરવા માટે અને તેઓનાં દેવસ્થાનોને તારાજ કરવા માટે ઉપરા ઉપર હુમલાઓ થતા હતા એટલુ જ નહી પરતુ ઇસ્લામી ધર્મ શિવાયના બીજા ધર્મ પાળનારાઓને કરના મોટા બોજાઓથી ચકદી નાંખવામા આવતા હતા આવા આવા કેટલાએક કારણોને લીધે રાજાપ્રજા વચ્ચે સદાય દ્રોહની લાગણી જ જારી રહ્યા કરતી હતી- અને તેને પરિણામે ક્ષત્રિય રાજાઓ તથા મુસલમાન રાજાઓ વચ્ચે પણ વારવાર ભયકર યુદ્ધો થતા. તેથી દેશની પાયમાલી થતી હતી તેથી સુખશાંતિના અભાવે પ્રજાને કોઇ જાતના સદ્વિચારો કરવાનો કે દેશોન્નતિ કરવાનો સમય મળતો નહીં પરતુ રાત દહાડો લોકોના મનમા વૈરાનલજ સળગ્યા કરતો હતો. તેથી સર્વ પ્રજા ઇર્ષ્યાખોર થઇ પડી હતી.

આવી અધાધુધીમા ઘણો વખત હિન્દની ગરીબ પ્રજાને રીબાવુ પડયું હતુ. પરતુ હિન્દના સદ્ભાગ્યે મુસલમાન કુળતિલક અકબર જેવો ન્યાયી બાદશાહ મુગલ વશમાં જન્મ્યો હતો અકબરે નાની વયમાં રાજ્યધુરા ધારણ કર્યા પછી થોડા જ વખતમા હિન્દમા ધર્મને લીધે વારવાર ઉભા થતા ટંટાઓથી દેશની સાથે લોકોની પાયમાલી થતી જોઇને રાજવૃદ્ધિનાં કાર્યની સાથે ધર્મસુધારણાનું કામ પણ પોતાના હાથમા લીધુ હતુ તેણે મોટા મોટા રજપુતોની સાથે લગ્ન વ્યવહાર શરૂ કરીને ઐક્યતાનો પાયો આરંભ્યો હતો. તોપણ જે જે રજપુતોની કન્યાઓ બેગમ બનીને તેના દરબારમાં આવતી હતી, તેઓ પોતાના પીહેરનો ધર્મ પાળવાને અને પોતાનો પણ તેજ ધર્મ પળાવવાને બહુ જ આતુર જણાતી હતી તેથી તેઓને માટે અકબરને પોતાને દેવ મંદિરો અને તેને લગતી બીજી વ્યવસ્થાઓ જાતે ક-

પડતી હતી. એટલુ જ નહીં પરતુ લગ્ન વ્યવહારથી જોડાઇ ગયેલા માનસિંહ વગેરે વિશ્વાસુ ઉમરાવો પણ કોઇ કોઇ વાર ધર્મની બાબતમાં ઝઘડો ઉઠતાં અથવા તો મુસલમાનો તરફથી પોતાના ધર્મ ઉપર આક્ષેપ થતાં ઝનુન ઉપર આવી જઇને મીયાનપર હાથ નાખતા હતા. આ સર્વ બાબતો તરફ અકબર રાતદહાડો ઝીણી નજરે જોયા કરતો હતો; અને વારંવાર તેને જાતે સમાધાન કરવું પડતું હતુ આવા પ્રસગોપરથી તેણે પોતાના મનમા નિશ્ચય કર્યો કે ધર્મના જેવી એકત્ર કરનારી બીજી કોઇ પણ બાબત નથી. જ્યા સુધી હિન્દની તમામ પ્રજા એક ધર્મના ઝુંડા તળે આવે નહીં, ત્યા સુધી ગમે તેટલો પ્રયત્ન કર્યાં છતા પણ સર્વ ફોકટ જવાનુ છે. હિંદુ મુસલમાનને એકેશ્વરી ધર્મની સાકળમા બાધ્યા શિવાય કોઇ પણ દહાડો એકતા થવાની જ નથી.

દીર્ઘદૃષ્ટિવાળા અકબરે આ બાબતપર ઘણો જ સખ્ત વિચાર કર્યા પછી "તૌહિદ ઇ ઇલ્લાહી" એટલે ઇશ્વરની એકતા, એવાં નામનો એક મત સ્થાપન કર્યો. આ મતનો સિદ્ધાંત એવો હતો કે, મનુષ્ય માત્ર ઇશ્વરનાં ઉત્પન્ન કરેલાં છે અને સૌ ઇશ્વરનુ જ ભજન કરનારા છે, માત્ર ભજનની રીતો જુદી જુદી છે માટે સૌએ કોઇને પણ નીચ ન ગણતાં પરસ્પર ભ્રાતૃભાવથી વર્તીને એક બીજાને સહાયતા કરવી અને એક સાથે બેસીને પ્રેમભાવથી જગત્કર્ત્તા પરમેશ્વરનુ ભજન કરવુ.

અકબરને કિશોરવયથી જ પંડિતો અને કવિઓની સાથે બેસીને વિદ્યા વિનોદ કરવાનો ઘણો જ શોખ હતો, તેણે જુદા જુદા ધર્મના પંડિતોની અને કવિઓની સાથે વિદ્યાવિનોદ કરવા માટે પોતાના રાજમહેલની પડોશમાં આવેલા બાદશાહી બગીચામા એક સુંદર મકાન બધાવીને તેનું નામ 'ઇબાદતખાનુ' પાડયું હતુ તેમાં ચાર મોટા ઓરડાઓ બંધાવ્યા હતા પહેલા ઓરડામાં સૈયદો એટલે ધર્મગુરુઓ બેસતા હતા, બીજા ઓરડામા ઉલમા એટલે પડિતો બેસતા હતા, ત્રીજામાં શેખ લોકો બેસતા હતા અને ચોથામા કવિઓ બેસતા હતા

અકબર બાદશાહ દર શુકરવારે રાતના ઉપર જણાવેલા ઇબાદતખાનામા હાજર થતો હતો અને ત્યા આખી રાત જુદા જુદા ઓરડાઓમાં દાખલ થઇ એક પછી એક પડિતોની મુલાકાત લેતો હતો. અને તેઓની સાથે જુદાં જુદાં શાસ્ત્રોની ચર્ચા કરવામા તેમજ કવિઓની સાથે કવિતાના વિનોદમા આખી રાત ગાળી કાઢતો હતો. વિવાદ પુરો થઇ રહ્યા પછી પંડિતોનો સારી રીતે સત્કાર કરવામા આવતો હતો; આ સત્કારમા સોનાની અશરફીઓનોજ માત્ર ઉપયોગ કરવામાં આવતો હતો.

તેણે ફૈજીને સંસ્કૃત ભાષાનું ઉચ્ચ જ્ઞાન અપાવ્યા પછી તેની પાસે મહાભારત નામના ઇતિહાસનુ તથા ઉપનિષદોનુ ફારસીમા ભાષાંતર કરાવીને પોતે સાંભળ્યુ હતુ. શાહજાદા મુરાદને બાઇબલનો ખાસ અભ્યાસ કરાવીને તેની પાસેથી ખ્રીસ્તી ધર્મનુ તારણ કઢાવ્યું હતુ અને અબુલફજલ પાસે તેનુ ફારસી ભાષામા ભાષાતર કરાવ્યુ હતુ. આમ કરવાનુ કારણ માત્ર એજ હતુ કે પોતાના ઇસ્લામી ભાઇઓ ધર્મનાં ખરાં તત્વો સમજી ઝનુનથી મુક્ત થઇ સત્ય સ્વીકારતા શીખે અને પોતાની પ્રજામા જો સત્યનો ફેલાવો થાય તોજ ઇશ્વરની એકતા ઉપર લોકોનો ભરોંસો બેસે અને તેથી ધર્મ સબધી અજ્ઞાનતાથી વારવાર પ્રજામા ઉઠતા ઝઘડાઓનો અત આવી જઇને સર્વ ઠેકાણે શાતિનું રાજ્ય આરભાય.

અકબર બાદશાહ ઇસ્લામી ધર્મનો ચુસ્ત ભક્ત હતો, એ વાત તેના જીવનમા તેણે કરેલાં કૃત્યોપરથી સ્પષ્ટ સમજાય છે. તોપણ તેણે ધર્મની બાબતમા જાહેર રીતે પોતાનો બહુજ ઉદાર ભાવ દર્શાવી આપ્યો હતો. ચુસ્ત મુસલમાન હોવા છતાં પણ તેણે જ્યારે હિન્દુ શાસ્ત્રમાં વાચ્યું કે, સૂર્ય જગતના તમામ ઝાડપાન વિગેરે ઔષધીઓને જીવન આપનાર છે, પોતાનાં તેજથી સર્વ વસ્તુઓને પ્રગટ કરે છે, પોતાનાં કિરણોવડે પૃથ્વીમાથી પાણીને ઉપર ખેંચીને પાછું લોકોપકારને માટે વરસી દે છે, તે એક ઇશ્વરી તેજનો પુજ છે, અને બુદ્ધિને પ્રેરનાર છે, રાજાઓનો રાજા છે, તેની ગતિપરથી કાળનો નિર્ણય થઇ શકે છે, આવો તેનો મહિમા જ્યારથી જાણ્યો, ત્યારથી તે પ્રત્યેક રવિવારને દહાડે સૂર્યનું પુજન કરવા લાગ્યો, તે ઉપરાત પોતાની હિન્દુ રાણીઓના કહેવા પ્રમાણે પોતાના રાજવાડાની નજદીકમાજ હિદુ મંદિરોની સ્થાપના કરીને તેમના મનને પણ રાજી રાખતો હતો.' ગૌવધ બધ કરાવીને હિન્દુઓના મનને પ્રસન્ન કર્યાં હતાં અને તેના કારણમાં તેણે વૈદક શાસ્ત્રનાં વચનો ટાકીને પોતાના ઇસ્લામી ભાઇઓને સમજણ આપી હતી કે; ગાયોનુ માસ રોગીષ્ટ છે, તે ખાવાથી અનેક રોગો પેદા થાય છે. આ ઉપરાંત હિન્દુ ગ્રથોમાંથી ધર્મનાં દશ લક્ષણો જેવા કે અહિસા, સત્ય, અસ્તેય, (ચોરી ન કરવી તે), શૌચ (પવિત્રતા), ઇંદ્રિયનિગ્રહ, દાન, આન્તર ઇંદ્રિયનિગ્રહ, દયા, અને ક્ષમા, આટલી વસ્તુને પણ મોટા હર્ષથી સ્વીકારવામા આવ્યાં હતા, તે વખતે નવસારી પ્રાંતમાં જરથોસ્ત ધર્મના પારસીઓ રહેતા હતા, તેના પંડિતોને પણ બોલાવીને તેના ધર્મની અકબરે માહિતિ મેળવી હતી અને તેના ધર્મના મુખ્ય સિદ્ધાત તરિકે મનાતી પવિત્રતાને પણ સ્વિકારી હતી.

મન, વાણી અને કાયાથી પરહેજ રહેવું એ ઇશ્વરની મુખ્ય આજ્ઞા છે. એમ તે ઝાહેર રીતે માનતો અને મનાવતો હતો. તે ઉપરાંત જ્યાનીયોની પ્રાચીન ક્રિયાઓ શિખવાની ફરજ અબુલ ફજલનાપર નાખી હતી. અને પોતાના શહેરમા અબુલ ફજલની દેખરેખ નીચે એક આતશખાનું ઉઘડાવીને તેમાં રાત દહાડો અખંડ અગ્નિને બળતો રાખવામાં આવતો હતો. તથા વિધિ પ્રમાણે તેની પૂજા પણ કરવામાં આવતી હતી. પશ્ચિમ તરફથી ગોવાના દરબારમાં આવતા વિદ્વાન પાદરીઓની પણ અકબર બાદશાહે મુલાકાત લઇને તેના ધર્મમાથી વિશ્વાસ-શ્રદ્ધા તત્વને ગ્રહણ કર્યું હતુ. "શ્રદ્ધા એજ ખરી ઇશ્વર ભક્તિ છે. ખરા ખોટાના સંશયમાં પડી જવાથી મનુષ્ય કાંઇ પણ કરી શકતો નથી" આવા નિશ્ચયપર આવીને તેણે ખ્રીસ્તી ધર્મમાં મુખ્ય ગણાતા વિશ્વાસતત્વને પણ ઉદાર મનથી ગ્રહણ કર્યું હતુ.

આમ અનેક મતો અને પંથોમાથી તત્વો ગ્રહણ કરીને તેણે "તૌહિદ ઈ ઇલાહી" એટલે 'ઇશ્વરની એકતા' એવા નામનો મત સ્થાપ્યો હતો. સર્વ ધર્મ પંથોનાં શ્રેષ્ઠ શ્રેષ્ઠ તત્વો દાખલ થવાથી આ મતનો કોઇ પણ અનાદર કરી શકે તેમ ન હતુ. અકબરે કેટલાએક વર્ષો સુધી તો આ ધર્મ પોતાના જનાનખાનામાંજ પોતાના માણસોની પાસે પળાવ્યો હતો પરતુ આખરે તેણે તે ધર્મને ઝાહેરમાં લાવવાનો પ્રયત્ન કર્યો અને તેના સંબધમાં તેણે એક જાહેરનામુ પ્રકટ કર્યું તે ઉપર, રાજ્યના સર્વોપરી કાજીઓની, તથા ન્યાયખાતાના વડા અમલદારોની સહીઓ કરાવી હતી, કાજી. અમીર, ઉલમા વગેરેએ પોતાના ધર્મના કેટલાએક પ્રમાણોને જાહેરનામામા ટાંકીને લખ્યું હતુ કે "અમે એક મતથી જાહેર કરીએ છીએ કે સુલતાન-ઇ-આદિલ (ન્યાયી રાજ્યકર્તા) નો દરજ્જો મુજત હિદ એટલે શાસ્ત્રના કે કાયદાના જાણનારાના વડાથી પણ ચઢતો છે. વળી અમે આગળ વધીને કહીએ છીએ કે, ઇસ્લામના સુલતાન, માણસ જાતના આશ્રય-સત્યધર્મીઓના ઇમામ (ઇમામ-ઇ-આદિલ) પરમેશ્વરની છાયા-અબુલફાથ જલાલુદીન મહમ્મદ અકબર પાદશાહ-ઇ-ગાઝી, (એનું રાજ્ય સદા કુશળ રાખો)-અતિ ન્યાયી, જ્ઞાની, ડાહ્યા તથા ખુદાતાલાનો ભય રાખનારા રાજેન્દ્ર છે તેથી જો ધર્મ સબંધી વિષયોમાં મુજતહિદો (શાસ્ત્રીઓ)માં મતભેદ પડે અને જહાપનાહ પોતાની તીક્ષ્ણ બુદ્ધિ અને અચુક વિવેક વડે તેમાના એકમત ભણી વળે અને માણસજાતના લાભને અર્થે અને દુનિયાને યોગ્ય રીતે ચલાવવાને સારૂ ઠરાવ કરે તો અમે એક મતથી કબુલ કરીએ છીએ કે તે અમારે અને અમારી આખી પ્રજાએ માનવો જ જોઇએ, તેમ જ પવિત્ર કુરાનની વિરૂદ્ધ નહી

આવા જગતના હિતને અર્થે જહાંપનાહ પોતાની અચુક બુદ્ધિથી હુકમ કરે તે પ્રત્યેક આદમીએ માનવો અને પાળવો જ જોઇએ. આ હુકમની સામાં થનારનું પરલોકમા અકલ્યાણ થશે અને આલોકમાં તેના ધર્મને અને તેની મિલ્કતને હાનિ થશે. આ લેખ સત્ય ભાવે પરમેશ્વરનો મહિમા વધારવાને અને ઇસ્લામી ધર્મનો પ્રસાર કરવાને લખ્યો છે, અને એપર અમે મુખ્ય ઉલમા અને મુજતહિદોએ સહી કરી છે, માહે રજબ ૯૮૭ હીજરી."

આ લેખ થયા પછી ધર્મ સબંધિ તકરારમા ઇમામના હોદ્દાથી પાદશાહ જ કહે તે ખરૂ માનવુ પડયુ ને કાયદાકાનૂન કરતાં ઇમામનો અભિપ્રાય શ્રેષ્ઠ ઠર્યો ને પાદશાહે ઇસ્લામના મૂળ અને મુખ્ય સિદ્ધાંતમા મહમ્મદને ઠામે પોતાનુ નામ દાખલ કરવાનો ઠરાવ કર્યો અને પોતાનુ નામ દાખલ પણ કર્યું પરતુ જાહેરમા આ સિદ્ધાત મનાવવાની કોશેશથી ફિતુર થવા લાગ્યા તેથી તેણે તે ધર્મ માત્ર પોતાના જનાનખાનામા જ મનાવ્યો.

આ વેળા હીજરી સને ૯૯૦ મા અકબરશાહે એવું માન્યું કે મહમ્મદ પેગમરના વખત પછી ઇસ્લામી ધર્મ ૧૦૦૦ વર્ષ નભશે અને તે સમય હવે પુરો થવા આવ્યો છે, તેથી પોતાની ગુપ્ત ધારણા પાર પાડવાનુ કાઇ નડતર રહ્યુ નથી. શેખ અને ઉલ્મા લોકોના અભિપ્રાયને માન આપવાના બંધનમાથી મુક્ત થવાથી ઇસ્લામી મઝબને અનુસરતા પોતાના નવા પંથની સ્થાપના યથેચ્છ રીતે કરી. અને હજારી સને, શિક્કા ઉપર પાડવાની તથા પેગંબરના મૃત્યુ પછીના હજાર વર્ષોનો ઇતિહાસ (તારીખ–ઇ–આલ્ફી) લખવાની આજ્ઞા કરી. આ પ્રયત્ન દશ બાર વર્ષ સુધી ચાલતાં ટાટા (સિંધમાં છે) ના હાકેમ મીરજાં જાનીએ અને કેટલાએક બીજા મુસલમાન સરદારોએ નીચે પ્રમાણે પ્રતિજ્ઞા લખી આપી ને એ નવા પંથના આચાર્ય અબુલફજલને સ્વાધીન કરી, "હુ ફલાણો, રાજી ખુશીથી શાહ અકબરનો દીન–ઇ–ઇલાહી સ્વીકારૂ છુ, તથા તેના નિષ્કપટપણાના ચાર નિયમ પાળવાને કબુલ થાઉ છું. તે એકે એને માટે જાન, માલ, આબરૂ અને ધર્મનો ભોગ આપુ' પાદશાહે આ નવા સ્થાપન કરેલા ધર્મનુ નામ તૌહિદ–ઇ–ઇલાહી પાડયુ હતુ.

અકબરે આ નવો પથ ઉભો કર્યો હતો તેનુ ખરૂ કારણ તો જુદા જુદા અનેક મત પથોને લીધે જે વારવાર દેશમાં ટટા ફીસાદો ઉભા થતા હતા તે તોડી પાડવાને માટે હતુ. એકજ ધર્મનો ફેલાવો થવાથી લોકોમા ઐકયતા જળવાઈ રહે અને તેથી દેશની પ્રજા લાબા વખત સુધી સંપથી સાથે રહીને પોતાના દેશનો ઉદય કરવાને શક્તિ-

માન થાય. પરંતુ કેટલાએક ધર્મચુસ્ત મુસલમાનો જેઓ તેનું ખરૂં રહસ્ય સમજી શક્યા ન હતા, તેઓ તો મનમાં ઉદાસ થઇને એમજ માની બેઠા હતા કે; અકબરે કાફરોનો ધર્મ સ્વીકાર્યો છે અને તે કાફર પંડિતોની શીખવણીથી જ અલ્લાહ તાલાના ખરા ધર્મની વિરૂદ્ધ વર્ત્તે છે. આમ કહેનારાઓમાં અબદુલકાદર બદાવીન આગેવાનીભર્યો ભાગ ભજવતો હતો તે અકબરની હજુરમાંજ રહેતો હતો અને વખતો વખત પોતાનું મગજ ખોઇ દઇને અબુલફજલ, ફૈજી, બીરબલ તથા બીજા મત પથવાળા પંડિતોને પેટ ભરીને ગાળો દેતો હતો. એટલુંજ નહી પરંતુ અકબરના અક્કલહીન અને સ્ત્રીલંપટ સલીમને ઉંધુચત્તુ સમજાવીને તેને પણ અકબરના વિરૂદ્ધ કરી દીધો હતો. આમ કરવામા ફૈજી તથા અબુલ ફજલ કે જેઓએ અકબરને સ્વાધીન કરી લીધો હતો અને તેથી પોતાની ચઢતી થવામા તેઓ આડે આવતા હતા તેથી અકબર સુદ્ધાંતનું કાટલું કાઢી નખાવવા માટે સલીમને તે ઉંધે માર્ગે દોરતો હતો. અને બીજા મુસલમાનોને કાફરોની સામે ઉસ્કેરણી પણ કર્યાં કરતો હતો. પરંતુ અકબર મહાબુદ્ધિમાન હતો, તેથી સર્વેના મનનું સમાધાન રાખીને પોતાનાં આરંભેલાં કામોને આગળ ચલાવ્યા કરતો હતો.

આ પ્રમાણે તોહિદ-ઇ-ઇલાહી પંથનો મુખ્ય હેતુ લોકોને એકત્ર કરવાનો હોવાથી તથા જુદા જુદા ધર્મોમાંથી મુખ્ય મુખ્ય સર્વ સિદ્ધાંતો, તેમાં દાખલ કરેલા હોવાથી કોઇ પણ કોમનો માણસ તે સિદ્ધાંતો વિરોધ વિના સ્વીકારવાને ખુશી થતો હતો અને ઘણુ કરીને લોકોનો મોટો ભાગ તે નવીન પંથની તરફેણમા હોવાથી સ્વાભાવિક રીતે એકજ પંથના જુજ માણસો તરફથી કરવામા આવતી હરકતો અકબરને કાંઇ પોતાના કાર્યને પાર પાડવામા આડી આવી શકતી ન હતી.

## પ્રકરણ ૪ થું.

—— o: ——

### આનંદની મીજલસ.

આજે આયાસ બેગે પોતાના બન્ને પુત્રોની સુનત માદીના આનંદને માટે પોતાને ત્યાં મેળાવડો કર્યો હતો તેમા ઉંચી પદવીના અમીર ઉમરાવોને ખાસ નિમંત્રણો કરીને બોલાવવામા આવ્યા હતા. એટલુ જ નહીં પરંતુ શાહજાદા સલીમને પણ ખાસ નોતરવામા આવ્યો હતો, અને સલીમે પણ મોટા માનથી આયાસ બેગના નોતરાને માન આપીને મીજલસમા ભાગ લેવાનુ સ્વીકાર્યું હતુ.

શાહજાદો સલીમ આજે આયાસ બેગના નોતરાને માન આપીને તેને ઘેર આવવાની તસ્દી લેવાનો હતો, તેનુ એક એ પણ કારણ હતું કે તેણે જ્યારથી મેહેરૂલનિસ્સાના મનોહર સૌંદર્યની વાતો સાભળી હતી, ત્યારથી રાત દહાડો તેને જોવાને માટે તે અનેક પ્રસગો શોધ્યા કરતો હતો, પરતુ તેવો કોઇપણ પ્રસગ હાથ આવતો નહતો. આજે અણધાર્યો તે પ્રસગ હાથ આવ્યો હતો તેથી સલીમે તેને મોટા ઉપકારથી કબૂલ કર્યો હતો.

પરોણાઓને બેસવાને માટે વિશાળ દીવાનખાનામા એક ઉંચી જાતની કાસ્મીરી શેત્રંજી બીછાવી દેવામાં આવી હતી અને તેનાપર રગબેરગી ઉંચી જાતનો એક ગલીચો બીછાવવામા આવ્યો હતો. દીવાનખાનાની બારીઓપર કીનખાબની સુદર ઝાલરો લટકાવી દેવામાં આવી હતી અને દીવાનખાનાના આગળના ભાગમા જાતજાતના ફુલ ઝાડોના કુડાઓને ગોઠવી દેવામા આવ્યા હતા. તે ઉપરાત દીવાનખાનામા અને તેની બહારના ભાગમા રગબેરગી દીવાઓની પણ રોનકદાર ગોઠવણ કરવામા આવી હતી

મીજલસનો વખત થયો કે ધીરે ધીરે પરોણાઓ આવવા લાગ્યા, અને શાહજાદો સલીમ પણ આવી પહોચ્યો, એટલે આયાસ બેગે તેને ઘટતું માન આપી, દીવાનખાનામા ગોઠવેલી બેઠકમા તેના દરજ્જાને છાજતા એક આસનપર તેને બેસાડયો, અને પછી આયાસ તેની તથા બીજા પરોણાઓની સાથે વાતચિત કરતો સૌને રાજી કરવા લાગ્યો

થોડાક વખતમાં મહેરૂલનિસ્સા પણ પોતાના અલૌકિક લાવણ્યથી તથા સૌંદર્યથી સભાજનોને આંજી નાખતી દીવાનખાનામા હાજર થઇ. અને તે શાહજાદા સલીમને તથા બીજા અમીર ઉમરાવોને સલામ કરીને અદબ ભરી રીતે પોતાના પિતા આયાસની પાસે બેઠી, મીજલસમા એકઠા મળેલા સૌ પરોણાઓ તે દેવતાઇ કન્યાના અલૌકિક રૂપને જોઇને આશ્ચર્યમાં પડી ગયા અને મટકુ માર્યા વિના મહેરૂલનિસ્સાના રૂપને નિહાળીને નેત્રાનંદ લેવા લાગ્યા. થોડીવાર પછી આયાસે સૌ પરોણાને પોતાની પુત્રીની ઓળખાણ કરાવી તેની પુત્રી મહેરે પણ નમ્રતાથી નીચે નમીને સૌ પરોણાને સલામ કરી.

અમીર ઉમરાવ મહેરૂલ નિસ્સાના દેવતાઇ સૌન્દર્ય તરફ નિહાળી રહ્યા હતા, તેઓ તેના રૂપના તથા સદ્‌ગુણના વખાણ કરવાને ઉતરી પડયા. સલીમ પણ દૂર બેઠો બેઠો મહેરૂલનિસ્સાને એક નજરે જોયા કરતો હતો. આયાસે તેની નજદિક મહેરૂલનિસ્સાને લઇ જઇને સલીમને કહ્યુ કે,—જહાપનાહ! આ મારી દિકરી મહેરૂલનિસ્સા આપને

સલામ કરે છે, આપ તેની સલામને સ્વીકારીને મને આભારી કરશો એવી હું આશા રાખુ છુ.

સ્હેરૂલનિસ્સા ભણેલી ગણેલી અને નમ્ર હતી, તેણે ઘૂંટણભડીએ પડીને શાહજાદા સલીમને સલામ કરી, અને સલામ કરતા કરતાં બોલી કે, ખુદાવદ! હું આપને નમ્રતા પૂર્વક સલામ કરૂં છુ આપે-આજે અમારે ઘેર પધારીને અમારાપર મોટો ઉપકાર કર્યો છે

"મોટો ઉપકાર કર્યો છે" એ શબ્દો બોલતી વખતે તેના મન ઉપર કાઇક નવીન અસર થઈ હોય તેમ જણાયું. તે મનમાં ને મનમ કહેવા લાગી કે, આજ ભવિષ્યમાં હિંદનો શહેનશાહ થવાનો છે. આને જોઈને આજે મારા હૃદયમા કેમ નવ નવા તરંગો ઉત્પન્ન થાય છે? હૃદય! ઉતાવળુ નહીં થા! ધીરજ ધર, અને નસીબપર આધાર રાખ! તારા ભાગ્યમાં જો હિંદનું રત્ન સિંહાસન અને તાજ પહેરવાનુ સર જ્યુ હશે તો તેને કોઇ પણ છીનવી લેનાર નથી. મનમા ને મનમાં આવા સકલ્પ વિકલ્પો કરતી તે પાછી પોતાના પિતાની નજીક જઈને બેઠી. મોડી રાત સૂધી સઘળા પરોણાઓએ રમત ગમતમાં આનદ લીધા પછી, તેમાંના મોટા ભાગે સાહેબ સલામ કરીને આયાસની રજા લીધી, અને પોતપોતાના ઘર તરફ સિધાવવા લાગ્યા, માત્ર એક સલીમ અને કેટલાએક આયાસના અગત મિત્રો જ બેસી રહ્યા.

આયાસે આજે પોતાને ત્યા આવેલા શાહજાદાને મીજબાની આપવા માટે જ પ્રથમથી મોટી તૈયારી કરી રાખી હતી, તેને માટે જાતજાતનાં સરબતો, ભાતભાતના સ્વાદિષ્ટ ખાણાઓ, તથા અનેક ઉંચી જાતના મેવાઓ તૈયાર રાખ્યા હતા. મીજલસ ખલાસ થયા પછી આજના ખાણામા જેઓ ભાગ લેવાના હતા, તેઓ સૌ ઉઠી ગયા છતા બેસી રહ્યા હતા. ભોજનની સર્વ તૈયારીઓ દીવાન ખાનાની પાછળના ભાગમા આવેલા એક ખુલ્લા આંગણામાં કરેલી હતી. ત્યાં આગળ એક ઉમદા કાશ્મિરી સેતરજ બીછાવીને સર્વ વાનીઓને ક્રમવાર ગોઠવી દીધા પછી આયાસને પરોણા સાથે આવવાની તેના નોકર તરફથી વિનતિ થઇ એટલે આયાસ શાહજાદા સલીમને અને બીજા પરોણાઓને લઇને ત્યાં આગળ હાજર થયો.

આજે ભોજનની સર્વ વાનીઓ ઇરાની ઢબથી બનાવવામા આવી હતી, ઉંચા શીરાઝી શરાબો, તથા જુદી જુદી જાતનાં સરબતો અને ઉંચી ઉંચી જાતના લીલા તથા સુકા મેવાઓ ત્યા હાજર રાખવામા આવેલા હતા, સરબતો પણ ખાસ ઈરાનની રીતિ પ્રમાણેજ બનાવવામાં આવેલાં હતા

વાનીઓ પીરસવાનું કામ જ્યારે નોકરો કરતા હતા ત્યારે અગ-

અનો આપવાનુ કામ ખાસ મહેરૂલનિસ્સાને સોંપવામાં આવ્યુ હતું. ખાણુામા બધાય નજીકનાં જ મનુષ્યો હતાં.

ભોજન શરૂ થયુ, અને મહેરૂલનિસ્સાએ બીલોરી કાચના પ્યાલાઓમા જુદી જુદી જાતનુ સરબત નાખવા માડયુ. સૌથી પહેલો પ્યાલો તેણે શાહજાદા સલીમની પાસે હાજર કર્યો, અને પછી બીજા પરોણાઓની પાસે સરબતના પ્યાલાઓ એક પછી એક હાજર કરવા માંડ્યા.

સલીમ અત્યાર સુધી મહેરૂલનિસ્સાના નિર્દોષ સૌંદર્યામૃતનુ નેત્રવડે પાન કર્યા કરતો હતો. તે અત્યારે મહેરે આપેલા મીઠા શરબતનો પ્યાલો મોઢે માંડીને મોટી ખુશીથી પીવા લાગ્યો. સરબત પીતા પીતા તે ઝીણી નજરે મહેરને નિહાળ્યા કરતો હતો ને મહેર પણ તીરછી આંખથી સલીમને નિહાળતી હતી બન્ને વચ્ચે કેટલોક વખત બીજા જુએ નહીં તેમ મૌનપણે તારા મૈત્રક થવા લાગ્યુ, આખરે મહેર શરમાઇને નિચુ જોઈ ગઇ તેથી તેના રૂપરૂપી સરબતમા સલીમને અધીક મીઠાસ જણાવા લાગી. તેની લજ્જાશીલ દૃષ્ટિમા જે મોહની ભુરકી ભરેલી હતી તેની મીઠાસ આગળ મધુરો દ્રાક્ષારસ પણ સલીમને તે વખતે તુચ્છ જણાવા લાગ્યો. નજર આગળ પડેલુ ગુલાબનું સરબત તો તદ્દન ફીક્કુજ જણાવા લાગ્યુ, ને તેના મનમા અનેક વિકારો થવા લાગ્યા, "તેના મગજપર કાઇ કાંઈ અસરો થવા લાગી, અને ક્ષણ એક તે જડના જેવો બની ગયો પરતુ થોડીવાર પછી સલીમ પોતાના મનોવિકારને શમાવીને વિકારથી ઘેરા થયેલા સ્વરે બોલ્યો, મેહેર! તમારા બાપ તમારા રાગના બહુજ વખાણ કરે છે, માટે જો કોઈ ગીત તમને આવડતુ હોય તો સંભળાવવાની મહેરબાની કરો.

હિંદના ભાવિ શેહનશાહ—શાહજાદાનો હુકમ માથે ચડાવવોજ જોઇએ કોઇ બહારનુ નહતું, સૌ ઘરનાજ માણસો હતા, તેથી મહેરને ગાવામા કોઇ પણ જાતની હરકત નહતી. મેહેરને તેના બાપ તરફથી ગાયનની પણ ઘણી સારી તાલીમ આપવામા આવી હતી, અને તેનો ઉસ્તાદ એક વૈષ્ણવ બ્રાહ્મણ હતો, તેણે કેટલાએક રાધા કૃષ્ણના ગીતો પણ તેને શીખવ્યા હતા, જેમા પદે પદે પ્રેમરસ ઉભરાઇ જતો હતો. મેહેર કોકિલ કંઠથી આલાપ કરીને ગાવા લાગી,

હાવા હુ સખી નહી બોલુરે, નંદ કુંવરની સગે,
મુને શશીવદની કહી છે રે, ત્યારની દાઝ લાગી છે અગે હાવા ૧
ચદ્રબિંબમા લાછન છે વળી, રાહુ ગળે ખટ માસેરે;
પક્ષે વધે ને પક્ષે ઘટે, કયા પૂરણ નિત્ય તે નવ પ્રકાશે હાવાં ૨
તે કરતાં ચદ્રવદની કહી તો કર્યાં, હુને ચદ્ર એક રાશેરે;
ત્યારે મુજ મુખ પાખે શુ અટકયુ છે, જેશે ચદ્ર આકાશેરે હાવાં

ઉપરનું ગાયન સાંભળીને સૌનુ હૃદય પ્રસન્ન થયુ, ને સૌ મેહેરૂન્નિસ્સાનાં ફાટને મોઢે વખાણ કરવા લાગ્યા, સલીમ સગીતનાં કેટલાંએક પદોમાથી અનેક ભાવોનો અનુભવ કરતો બેઠો હતો, તે સંગીત પુરૂ થતાં મેહેરના વખાણ કરતો કરતો બોલી ઉઠયો, સુંદરી! તમારો કઠ બહુ જ મીઠાસ ભરેલો છે. તમને કનૈયાના ગીત ઉપર બહુ પ્રીતિ હોય તેમ જણાય છે. તમારા કંઠમા પણ કાઇક એવીજ મીઠાસ ભરેલી છે કે તમે જે કંઇ ગાઓ તે મીઠુજ લાગે. તમારી મરજી હોય તો એક બીજું ગાયન પણ સભળાવો, શાહજાદાના હુકમને માથે ચઢાવીને મેહેર ફરીને ગાવા લાગી,

જુલમી જાદુવાળુ રૂપ રસીક તાહારૂ જો,
જોતા અગ શીતળ થયું મારૂ જો,
ઓરા આવોની પ્રભુ સલુણા સામળા જો ઓરા ૧
મદ હસવુ તારૂ કામણ દુમણ ભર્યું જો,
ખટક વાળી ચાલ તેણે મારૂ મન ઠર્યું જો ઓરા ૨
ભુરકી નાખવાની વિદ્યા ભ્રુકુટીમા ભરી જો;
તારી કટાક્ષ કટારી પડે સોસરી જો ઓરા ૩

"આ ગીતમાં "જુલમી જાદુ" અને "ભુરકી નાખવાની વિદ્યા" એ બે શબ્દો ઉપર ભાર મૂકી મૂકીને મેહેર વારમવાર ગાતી હતી, ને સલીમના મોઢા તરફ તાકી તાકીને જોતી હતી સલીમ તે શબ્દો જ્યારે જ્યારે સાભળતો હતો, ત્યારે ત્યારે તેનુ અતકરણ અનેક મનોવિકારની રણભૂમિ થઈ પડતું હતું, "કટાક્ષ કટારી" શબ્દ બોલતી વખતે મેહેરે વધારે ભાર મૂક્યો હતો, અને તે વખતે સલીમના મુખપર કાઇ અજબ લાગણી માલમ પડતી હતી. આ વખતે સલીમ ખરેખર પરાધિન થઈ પડયો હતો.

મેહેરે ફરીને ગાવુ શરૂ કર્યું

આખ ભરો મા અલબેલડાગે–લાડકી લાલુ.
એક–મૂહુર્ત વહેલી, મહારાજ! શીદ સંતાપ કરો છો?
વાક તમારો હોય કદી તોયે, લાડકી લાલુ,
નહી તો નામ ધરૂ ન લલિતાય શીદ સતાપ કરો છો?
લાલ લોચન શીદ કરો છો લાડકી લાલુ;
ઉડા નિસાસા મૂકશો માં નાથ શીદ સતાપ કરો છો?
મર્મ માલૂમ છે મુને માનજોરે લાડકી લાલુ,
વિના કહે સર્વ સમજરાય, શીદ સતાપ કરો છો?

સગીત પુરૂં થયુ કે સૌ શ્રોતાઓ તેના કઠની મિઠાસના વખાણ કરવા લાગ્યા ત્યારે સલીમ તેના ગીતમાથી અનેક ભાવોનો અનુભવ

કરવા લાગ્યા અને તેના ફાટતે મોઢે વખાણ કરવા લાગ્યો. તે વખતે સલીમની સામેની બાજુપર અકબરનો એક શૂરવીર સરદાર બેઠો હતો, તેણે પણ મેહેરૂલનિસ્સાના વખાણ કરતાં તેના ગુણ અને વિવેકનાં રૂપ કરતાં પણ વધારે વખાણ કર્યાં, તે વખતે મેહેરૂલનિસ્સા તે નવીન પુરૂષના મુખ સામુજ જોઇ રહી હતી, તે પુરૂપ શરીરે કદાવર, તેજસ્વી, શૂરવીર અને બુદ્ધિમાન્ હતો. થોડીવાર પછી સૌ પરોણાઓ ઉઠયા અને આયાસને સલામ કરી કરીને પોતાને ઘેર વિદાય થવા લાગ્યા. સલીમ પણ વિદાય થયો, જતાં જતા તેણે ફરીને મેહેરના મુખ સામી એક તિરછી નજર નાખીને પોતાનો પ્રેમ દરશાવ્યો,

સૌ ગયા કેડે મેહેર પોતાના પલગપર જઇને સૂતી, નિદ્રા પહેલાં તેને ઘણા વિચારો આવ્યા, અને તે પાણીના પરપોટાની પેઠે પાછા એક પછી એક સમાઇ જવા લાગ્યા. આખરે દુઃખહારિણી નિદ્રાદેવીએ મેહેરૂલનિસ્સાને પોતાના મગળમય ઉત્સગમા ધારણ કરી અને થોડીવારમા મેહેર નિદ્રાવશ થઇ ગઇ, એટલે ફરીને રાત્રિના અનુભવેલા વિપયો તેની નજર આગળ ખડા થયા, જાણે કે સલીમ પોતાની પાસે આવી ઘૂટણીએ પડીને પોતાને વિનય કરે છે અને પોતે લજ્જાથી શરમાઇ જઇને તેને હૃદયનો ભાવ દર્શાવી શકતી નથી, થોડાજ વખત પછી બન્ને વચ્ચે લજ્જાનુ બંધન છૂટી જાય છે, ને એક બીજા એક બીજાને પ્રેમથી આલિંગન કરવા જાય છે, એટલામા એક પુરૂપ તરવાર લઇને દોડી આવે છે તેથી સલીમ નાશી છૂટે છે, અને છેવટે મેહેર ભયંકર ચીસ પાડે છે. મેહેરે સ્વપ્નામાજ એક ચીસ પાડી, તે વખતે પરોઢીયુ થયું હતુ આગલી રાતનો ઉજાગરો હતો તોપણ સૌ ઉઠયા હતા અને આયાસ નિમાજ કરીને કુરાનનો પાઠ કરતો હતો. તે મેહેરની ભયંકર ચીસ સાભળીને તુરત તેના ઓરડામા ગયો, અને જોયુ તો મેહેર ભર નિદ્રામા પડી પડી ઘોરે છે. આયાસે તેને ઢઢોળીને જાગ્રત કરી, મેહેરે જાગ્રત થઇને જોયું તો પોતાના પિતાને પોતાના પલગ પાસે ઉભેલા દીઠા આ સર્વ સ્વપ્ન હતુ, અને આગલી રાતના વિચારોનું પરિણામ હતુ, એમ જાણ્યા પછી મેહેર તુરત સાવધ થઇ ગઇ, તેના બાપે તેના તરફ જોઇને કહ્યુ; દિકરી, તુને શુ થાય છે?

મેહેર,—કાંઇ નહી પિતાજી!

આયાસ, ના, ના, કહે તો ખરી? શુ તને ખરાબ સ્વપ્નુ તો આવ્યું નથી? ચાલ ઉઠ! અને હાથ મોઢું ધોઇને કુરાનનો પાઠ કર, એટલે સઘળી અલાબલા દૂર થઇ જશે. ખોદા તાલાહનુ નામ પવિત્ર છે!!

મેહેર પલંગપરથી તુરત નિચે ઉતરી અને હાથ પગ ધોઇને કુરાને સરીફમાથી સુરાતલ ફતહનો પાઠ કરવા માંડી.

"હે માણસો, તમે ખુદા અને તેમના પેગમ્બર ઉપર ઇમાન લાવો, તમે તેને મદદ આપો, તમે તેને માન આપો, તમે સવાર ને સાંજ તેની પવિત્રતાને યાદ કરીને નિમાજ પઢો!

ખરેખર જેઓ તમારી સાથે બૈયત કરે છે, તેઓ માત્ર ખુદા સાથે બૈયત કરે છે. ખુદાનો હાથ તેઓના હાથ ઉપર છે, પછી જે કોઇ તેના વચનો તોડે છે, તે માત્ર પોતાની વિરૂદ્ધ વચન તોડે છે, અને જે કોઇ તેનુ વચન પુરેપુરૂ પાળે છે કે જે તેણે ખુદાને આપ્યુ છે તેને ખુદા જલદીથી મોટો બદલો આપશે.

જે કોઇ ખુદાતાલા અને તેના પેગમ્બરપર ઇમાન લાવતો નથી, તેણે ખરેખર અમો કાફરોને માટે બળતી આગ તૈયાર કરી છે

ખુદાને માટે આકાશની અને પૃથ્વીની બાદશાહી છે, તે જેને ચાહે તેને માફ કરે છે ને જેને ચાહે તેને શિક્ષા કરે છે, ખુદા માફી આપનારા અને મહાન્ દયાળુ છે

આ રીતે કેટલાએક શીપારાઓ પઢયા પછી મેહર ઘરના કામમા ગુથાણી.

## પ્રકરણ ૫ મું.

### સ્વર્ગમાં નરક.

મુસલમાન કુળતિલક અકબરે પોતાની રાજધાની યમુના નદીના તીર ઉપર આવેલા આગરા શહેરમા સ્થાપન કરીને તેનું નામ 'અકબરાબાદ' પાડયુ હતું. આગરા ઉર્ફે અકબરાબાદ તે સમયે અલૌકિક વૈભવોથી સ્વર્ગની શોભા કરતા પણ ચઢીયાતુ હતુ. શહેરની ચોતરફ કાળા પથ્થરનો કિલ્લો આવેલો હતો અને તેની ચારે દિશાઓપર અનુક્રમે મીનારાઓથી શોભાયમાન વિશાળ દરવાજાઓ શોભી રહેલા હતા. કિલ્લાના એક દરવાજાની બહારના ભાગમા લાલ પથરાઓની એક મોટી મસ્જીદ હતી, જેના મથાળાના ત્રણ ગુબજો પોતાના મસ્તકો આકાશ સાથે ટેકવીને વાદળોની સાથે વાતો કરતાં હતાં. મસ્જીદના મીનારાઓ સ્વર્ગની શોભાને હસતા હોય તેમ ઘણેજ દૂરથી ગૌર કાંતિવડે પ્રકાશી રહ્યા હતા. બીજી તરફ નગીના મસ્જીદ આવેલી હતી. જેમા બાદશાહી બેગમો હમેશાં નિમાજ પઢવા જતી હતી પાસેના ભાગમાં અકબરી મીના બજાર આવેલો હતો. ત્યાં સ્ત્રીઓનેજ દાખલ થવાનો

હુકમ હતો. આ બજારમાં એક રમણીય સંગેમરમરના પથરાઓનો મેહેલ ઉભો કરવામાં આવ્યો હતો અને તેની અંદર સોનેરી વર્કથી છતોને તથા ભીંતોને રસી લીધેલી હતી તેમા અનેક જાતની પુષ્પવેલીઓનાં ચિત્રો પણ પાડવામાં આવ્યા હતાં. અહી આગળ શાહની બેગમો અને શાહઝાદીઓ બેસીને બજારમા થતા અનેક તમાસાઓ જોતી હતી કેટલીએક દેશી પરદેશી ઉત્તમ ઉત્તમ વસ્તુઓની અહી દુકાનો ઉઘાડવામા આવતી હતી. અને તેઓમાં સ્ત્રીઓજ વેહેચનાર તરિકે પણ બેસતી હતી. તેથી ઓઝલવાળી સ્ત્રીઓ સાંજને વખતે આ મનોહર બજારમા મનગમતો માલ ખરીદવાને ઉતરી પડતી હતી. ત્યાંથી થોડેક દુર શહેરના મુખડાપર 'દીવાને આમ' એટલે બાદશાહી કચેરી હતી, જેમા અકબર બાદશાહ પોતાના તખ્ત ઉપર બેસીને ન્યાય ચૂકવતો હતો આ દીવાને આમ બહુજ વિશાળ હતુ, તેમાં સગે મરમરના અનેક થાભલાપર ફારસી અને અરબી ભાષામા ધર્મના અને નીતિનાં વચનો કોતરેલાં હતા નીચેની જમીન ઉપર જાતજાતની રંગબેરંગી પથરાઓની કટકીઓ બેસાડીને ઉંચી જાતની શેત્રંજીના જેવી ભાતો પાડવામા આવી હતી ત્યાથી થોડેક દૂર જોધપુરવાળી રાણીનો એક ચાર મજલાનો મેહેલ હતો અને તેની બાજુમાં સુદર ઘુમટવાળું નકસીદાર મદિર હતુ ત્યાથી થોડેક દૂર રાજમહેલો અને હમામખાનાંઓ હતા અને ત્યાથી પેલી બાજુપર યમુનાની પડોશમાં કેટલાએક, બાદશાહોનાં, બેગમોના, શાહઝાદાઓના અને શાહઝાદીઓનાં કબરસ્તાનો હતા, તેમાં પણ સઘળી કબરોપર મરણ પામેલાઓના ગુણગાનો તથા ફરમાનોને ફારસી હરફે કોતરી કાઢેલા હતાં અને તેઓના ઉપર અત્પત મનમોહક નકશીકામ કરવામાં આવ્યુ હતુ. કોઇનાપર જાણે ફુલની ઓઢણીઓ પાથરેલી હોય તેવું નકસીકામ કરવામા આવ્યું હતુ કોઇનાપર જાણે તાજા ફુલો વેરેલાં હોય તેમ જાતજાતના રગીન પથરાઓની કટકીઓ બેસાડવામાં આવી હતી આમ અનેક જુદી જુદી રીતે કબરોને પણ અલૌકિક શોભાવાળી બનાવવામા આવી હતી. કોઇ કબરના ઉપર સુવર્ણના ખોભલાઓ મુકેલા હતા, દરેક કબરસ્થાનની પાસેના ભાગમાં આવેલી મસ્જીદો મિનારારૂપી હાથો ઉંચા કરીને મુસાફરોને ખુદા તાલાની બંદગી માટે જાણે બોલાવતી હોય તેમ દૂરથી દેખાતી હતી કોઈ મસ્જીદમા સ્થલોપર કુરાને સરીફની પવિત્ર આયતો લખેલી હતી. કોઇમાં ખુદા તાલાના પવિત્ર નામો કોતરેલા હતા, કોઇપર નીતિની નસિહતો લખેલી હતી બીજી તરફ દેવતાઇ વૈભવોને હઠાવે તેવી અમીર ઉમરાવોની વૈભવોથી ભરપૂર હવેલીઓ ઝુકી રહી હતી, હીરા, માણેક

સુંદરીઓની શોધમાંજ ફર્યા કરતા હતા. કેટલીએક નિરપરાધિની સ્ત્રીઓને ફસાવીને તેઓના શિયળનો ભગ પણ આ ક્રીડાભવનમાં કરવામા આવતો હતો. આવાં સ્થાનને નરકની ઉપમા આપવામાં શું ખોટુ છે ?

આજે સલીમ અને તેના પાસબાનો વિલાસભવનને શણગાર માટે મોટી તૈયારીઓ કરતા હતા. જાતજાતના અત્તરો, સરાબોની બાટલીઓ, પુષ્પો, અને ચીનાઇ ફરનીચરની મોટા પાયાપર ગોઠવણો થઇ રહી હતી આજે આ સર્વ ધામધૂમ એક ઉમરાવના ઘરની કુલટા સ્ત્રીના માનને માટે થઇ રહી હતી રાત થતા પહેલાજ વિલાસભવનને સણગારીને સ્વર્ગભવનના જેવું બનાવી દેવામા આવ્યું. હલકી બાબતોમા ભાગ લેનારા ખાસ પાસવાનો શિવાય બીજા સૌને આજે આંહી આવવા માટે બંધી કરવામા આવી હતી માત્ર શાહજાદાને નીચ માર્ગે ઉતારનારા તેના પાસવાનોજ આમ તેમ દોડા દોડી કરી રહ્યા હતા.

વખત વીતતા રાત્રિદેવીનુ રાજ્ય આરભાયું, અને અંધારીયુ હોવાથી ચારે તરફ ઘોર અધારૂ છવાઇ ગયુ. ધીરે ધીરે રાત ગળવા માડી, અને બરાબર બાર વાગ્યાનો સુમાર થયો કે એક બૂઢી ડોળીની સાથે સલીમના વિલાસ મહેલમાં પાછળે બારણેથી હાજર થઇ. સલીમ વિષયનો કીડો હતો, તે પ્રથમથીજ સાદા રાત્રિના ખુલ્લા પોષાકમા સજ્જ થઇને આવનારી સુંદરીની રાહ જોતોજ બેઠો હતો. કોઇનો પણ પગરવ સાભળતો કે એ સુદરી ! આવી પહોચી એમ માનતો હતો. વિલાસ મેહેલના પાછળા ભાગમાંથી મનુષ્યોના પગરવનો અવાજ સાભળીને એકદમ તે ઉભો થઇને તે તરફ જવા નીકળ્યો, એટલામા તો એક બૂઢી અંદરના ભાગમા દાખલ થઇ અને પગ સૂધી વાંકી વળી લળી લળીને સલામ કરીને બોલી, જહાપનાહ ! બેગમ સાહેબ હાજર છે ! અત્યાર સુધી ઉચે જીવે બેઠેલા સલીમના જીવમા હવે જીવ આવ્યો, “ ઠીક ! એમ કહીને તે તુરત સુદરીને લેવા માટે તેની સામે ગયો એટલામા તો બેગમ ડોળીની દોરીને ટેકો દઇને પોતાના પરવાલા જેવા લાલ પગ પૃથ્વીપર મૂકવાની તૈયારી કરતી હતી, તેની પાસે હાજર થઇને સલીમે કોમળ સ્વરે કહ્યુ, બેગમ સાહેબ ! તસદી માફ !! તમારો સેવક હાજર છે. એમ કહીને કમળના નાળ જેવા ગોરા અને સુવાળા તે સુંદરીના હાથને પોતાના હાથથી તુરત ટેકો આપ્યો. બેગમે સલીમના રોમાચિત તથા કામથી કંપી રહેલા હાથને ટેકે ડોળીમાથી બહાર નીકળીને દિવાનખાનાની ફરસબંધીપર પગ મૂક્યો, અને પછી શાહજાદાના કંઠમા હાથ નાખીને ધીરે

ધીરે તેની સાથે વિલાસભવન તરફ ચાલી. આ સુંદરી તે ફૈઝીની સ્ત્રી રઝીયા હતી. રઝીયા બહુજ પહોંચેલી સ્ત્રી હતી. તેણે સલીમ જેવા અનેક પુરૂષોને પોતાના હાવભાવથી આંજી નાખ્યા હતા. તે ધીરે ધીરે મધુર અવાજથી સલીમની સાથે વાત કરતી કરતી વિલાસભવનમા દાખલ થઇ ને એક સુંદર ગલીચાપર સલીમની જમણી બાજુપર બેઠી સલીમ થોડો વખત થોભ્યા પછી બોલ્યો, વહાલી રઝીયા! તમારા વિના મને કયાઇ પણ ચેન પડતુ ન હોતુ. કયારનોએ હું તમારી રાહ જોતો બેઠો હતો"

રઝીયા—મારા સબધમાં પણ એમજ સમજશો, પણ .. ... સલીમ! હમણા ઘણે દહાડે કેમ દેખાયા, તમારા તરફની પ્રીતિમા કઇક ઘટાડો થયો હોય એમ જણાય છે કેટકેટલા સંદેશાઓ કહાવ્યા પછી છેક આજે મહિને દહાડે તમારા પગલાં થયાં.

રઝીયા બડી શોદી હતી, તે હવે પોતાનું સ્ત્રીચરિત્ર દેખાડવા માટે, દયામણુ મોઢુ કરીને બોલી; વહાલા! મારી સ્થિતિ કેવી કટગી છે તેની તમને ખબરજ નથી. જ્યારથી મારા તમારા વચ્ચે પ્રેમ થવાની વાતો બહાર આવી છે ત્યારથી તો મારાપર બહુજ બદોબસ્ત રાખવામાં આવે છે. મને એવો એક ક્ષણ પણ એકાતનો મળતો નથી કે જેમા પત્રિકા મારફતે પણ મારી સ્થિતિ તમને નિવેદન કરી શકુ!

સલીમ; ત્યારે આજે તો તમે બહુ જ જોખમ વહોરી લીધુ જણાય છે?

રઝીયા; હાસ્તો! જેવુ તેવું જોખમ નહીં સમજતા. પરતુ આજે ખુદાતાલાના સુકરાના માનુ છુ કે વખત મળી ગયો છે.

સલીમ; તે કયા ગયો છે?

રઝીયા, લ્યો વળી તમને ખબર નથી? હમણા તેણે પીટયા કાફરોની રોજ રોજ રાત્રે સભા મળે છે તેમા બે ચાર શીરગડાઓ, એક બે કાફરો અને બીજા પણ કેટલાએક ઢોંગી રોજ રાત્રે ભેળા થાય છે ને કંઇ કંઈ માથાકુટો કર્યા કરે છે. તમને ખબર નથી? તમારા બાપે ઈલાહી મત ઉભો કર્યો છે. તેને માટે કહે છે કે, તે એક નવી કિતાબ બનાવે છે

સલીમ, હા મને તેની બધી ખબર છે અને તેમાં અબુલ-ફજલ અને ફૈઝી એ બે ભાઇઓનો મુખ્ય હાથ જણાય છે.

'ફૈઝી' એવો શબ્દ સલીમના મોઢામાથી નિકળતા જ, રઝીયા કે જે એક તકીયાને અઢેલીને સલીમની બાજુપર બેઠી હતી ત્યાજ સ્ત્રી ચરિત્ર દેખાડવા માટે મૂર્છિત થઇને લાકડા જેવી થઈ પડી. સલીમ જે અત્યાર સુધી તેના પાસામા બેઠો બેઠો વાત કરતો હતો, તે

રઝીયાને આમ એકાએક મૂછિત થયેલી જોઇને એકદમ ગભરાઇ જઇને ઉભો થઇ ગયો. અણચિંતવ્યા રંગમાં ભંગ પડયો. 'શરાબ! શરાબ!' એમ કહીને સલીમે તરડાઈ ગયેલે સાદે બૂમ પાડી કે તુરત એક પાસવાને બીલોરી કાચના ઉંચી જાતના શિરાઝી શરાબથી ભરેલા બે પ્યાલાઓ લાવીને સલીમના મોઢા આગળ હાજર કર્યા. સલીમ બેઠો બેઠો રઝીયાને પવન ઢોળતો હતો, તેણે તુરત રઝીયાના ઘણા દહાડાથી તરસ્યા લાલ રંગના હોઠ ઉપર રૂપાના ચમચાથી થોડોક દારૂ નાખ્યો, જેણે તેના મોડામાં અંદર જતાંજ નિસ્તેજ થઈ પડેલાં જીવનને પાછો ટેકો આપ્યો, શીતળ રૂધિરને જોસ મળ્યો અને તેની સાથે રઝીયા કમળની પાંખડી જેવી આંખો ઉઘાડીને તુરત ટગર ટગર જોતી બોલી ઉઠી, 'હું કયાં છું?' આ બધા કોણ છે? મને માફ કરો!' માફ કરો!'

સલીમ, હજી ભાન આવ્યું જણાતું નથી! બહુજ સખત મૂર્છા આવેલી જણાય છે? એમ બોલતાં બોલતાં તેના મોઢામાં શરાબનાં કેટલાક ટીપાંઓ ચમચાવતી નાખવા લાગ્યો. બે ત્રણ ચમચાઓ પેટમાં પડયા, એટલે રઝીયા સાવધ થઇ સલીમે તેને પોતાની છાતિ સાથે લગાડીને કહ્યું, વહાલી! તમારા દુઃખનું કારણ હું પોતેજ થઇ પડયો છું. તેને માટે મારે તમારી પાસે માફ માગવી જોઇએ.

'માફ!' કેટલું બધું માન! તેમાં તમે શું કરો! હું મારા પોતાનાં કર્મોના ફળને ભોગવું છું હું પાપિણી એટલા બધા માનને યોગ્ય નથી

સલીમ, નહી! નહી! તમે તો ઘણાજ પવિત્ર પરીબાનુ છો. પરંતુ અફસોસ છે કે, તમારા જેવી એક અસરાફ બાનુ એક નીચ ચંડાળના હાથમાં જઇ પડી છે, હાય! નસીબના કેવા ખેલ છે! એક શાયર કહી ગયો છે તે ખરી વાત છે,

સુલોચનાને શિર અંધ સ્વામી,<br>ખરે વિધાતા તુજ કૃત્ય ખામી

'ખરેખર આંધળોજ છે.' રઝીયાએ કંપતા કંઠે કપાળે હાથ દઇને કહ્યું.

સલીમ, કોઇ દહાડો તમારે તમારા ધણીની સાથે વિલાસની વાતચિત થાય ખરી?

રઝીયા, વાતચિત! અને તેમાં વળી વિલાસોની, ખુદા ખુદા કરોને! પોતે ભલો અને કીતાબ ભલી રાત દહાડો નવી નવી કિતાબોની સાથે જ માથા ફોડ કર્યા કરે છે હું તો તેમાં કાંઇ પણ સમજતી નથી. મારા તો નોકર ચાકરો કહે છે કે હમણાં તો તે ધર્મના કામમાં ગુંથાયલા રહે છે.

સલીમ, ખરેખર તમારા જેવી એક પરીજાદે તેવા એક પઢત મૂર્ખની સાથે સાદી કરીને પોતાની જીંદગીને ઝેર કરી છે. તમારી હમણાંની મૂર્છનાજ તમારા માનસિક દુઃખની સાક્ષી પુરે છે.

મોજમઝાહ એજ એક જીંદગીનું ખરૂ કર્તવ્ય છે. ખેદાતાલ્લાએ સર્વ જાતની સગવડો આપ્યા છતા જે આદમી તેનો ઉપયોગ કરતો નથી તેના જેવો બીજો કોઈ પણ પાપી નથી.

રઝીયા; મોજ મજાહ! તમે કહો છો શું? બધી બાબતની અમારા ઘરમાં પરહેજ રાખવામા આવે છે. આજે ત્રીસ દિવસ થયા મારૂ હૃદય મીઠા શરાબ માટે તલસ્યા કરતુ હતુ અને વલખા મારતુ હતું. ઉનાળામા સુરજના સખત તાપથી તપી ગયેલી જમીનપર જેમ થંડુંગાર પાણી રેડવામાં આવે ને તેને જેટલી તૃપ્તિ થાય, તેવી તૃપ્તિ મને આજે આ મધુરા શરાબથી થયેલી છે.

સલીમ, શુ તમારા ઘરમાં મીઠા શરાબનો પણ ઉપયોગ કરવામા આવતો નથી?

રઝીયા, અરે તેનુ તો નામ પણ લેવાય નહીં. ઘરમા નોકરોને પણ શરાબ નહી પીવાના સોગદ આપ્યા પછીજ રાખવામા આવે છે અને કોઇ પણ પાછળથી તેવો જણાય છે તો તેને લાત મારીને કાઢી મૂકવામા આવે છે.

સલીમ, ત્યારે તો તે ખરેખરો વહાણીજ છે. મૂર્ખાંએ પોતાની વિદ્યાપર પાણી ફેરવેલુ જણાય છે. મોટા મોટા શાયરો પણ શરાબને માટે તો બહુ બહુ લખી ગયા છે. શરાબની ખુબી ઓરજ છે. તરવારોના ઘાવને અને મોટામા મોટા દુઃખને પણ વિસરાવી દેનાર એક શરાબ છે. કગાળી-અતના મોટા દુખ તળે દબાઇ ગયેલો પણ એક વખત શરાબનો જામ મોઢાપર મૂકે છે કે પોતે આખા દુનિયાનો રાજા જેવો પોતાને ભાગ્યશાળી માને છે. ખરેખર જો કોઈ પણ વસ્તુ દુખ ભૂલાવી દઇને આનંદ આપનારી હોય તો તે એક શરાબ જ છે.

રઝીયા, ત્યારે લોકો તેને આટલો બધો શાને વાસ્તે વખોડતા હશે?

સલીમ; કમ અક્કલ અને પહેલા જન્મના પાપ.

એક કવિ શરાબની બાબતમા કેવુ લખે છે તે જરા સાંભળો,

"દોઝખ જરૂર જાયગે સુનકર શરાબકે,
આતશસે કબ બચા હે કોઇ ગેર આબકે;
કર સફાઇ કબ બહાસીલ યાર પી પી કર શરાબ,
વાસ્તે આઇના દિલકે હે રોશનગર સરાબ;
ગમગલ્ત હોતા હે ગમગીનકા સુરો બાદસે,
સાફ દિખલા દેતી હે ઇન્સાનકા જોહર શરાબ,
ચમનમે ગુલ ખીલા દેખે,ન લેતે બુસો અહેમક હે,
હસીન હોકરે નરગસ સીરપે જમે કે સુસો અહેમ કહે,

ખુદા ઝરદે ન ખરચે કોઈ ઉલ્લુસો અહેમક હે,
ચુહીમે સે કરે ઇનકાર જો બદખો સો અહેમ કહે.
મુઝફ્ફરો બનાનાયા ભઠ્ઠી શરાબકી,
ઇનસાન બનાકે કયો મેરી મટ્ટી ખરાબકી,
જહાદહ શરાબ પીનેસે કાફર હુવા મે ક્યું ?
ક્યા દેડ ચુલ્લુ પાણીમે ઇમાનપે ગયા?
પીનેસે જો શરાબકે ઇનકાર કરતે હે,
દોઝખમે કસ બના વો તૈયાર કરતે હે

વાહ ! શરાબનું કેવુ મનોહર વર્ણન કર્યું છે એમ કહેતા કહેતાં રઝીયા સલીમના હાથમાથી પ્યાલો પોતાના હાથમાં લઇ મોટે માંડીને તરસ્યાં કલેજાને તર કરવા લાગી અને બીજો પ્યાલો ભરીને પોને સલીમને આપ્યો. સલીમને આ બીજો કે ત્રીજો પ્યાલો હતો તેનુ પણ ધ્યાન ન હતું વાતોમાં મન લાગેલુ હતુ તેથી કેટલા પ્યાલા થયા તેની તેને ખબર જ ન હતી. સલીમે માથુ નમાવી મદ હાસ્ય કરીને રઝીયાના કોમળ હાથમાંથી પ્યાલો લઇ અભિનંદન આપતા કહ્યુ કે, હમેશાંના કરતા આજે શરાબમા કાઇક ઓરજ લીઝત આવે છે તમારા હાથમા કાઇક ઓર જાતનું રસાયન ભરેલું છે હો!

રઝીયા; એ તમારી લાયકી છે! નહી નહી બાનુ! જીગરથી કહું છુ. પોતાના તરફ સલીમની આટલી બધી લાગણી જોઇને રઝીયાના મોઢાપર પ્રેમની રતાશ છવાઇ ગઇ અને તેની આખોમા સ્નેહના કિરણો પ્રકાશવા લાગ્યા. સલીમ શરાબનો ઘુટ ભરતો ભરતો તેના મોઢા તરફ જોતો હતો, તેણે તુરત રઝીયાને પોતાની ગોદમા ઉચકી લઇને પ્રેમપૂર્ણ ચુબનથી તેને વધાવી લીધી

રઝીયાએ તેના ઉત્તરમાં એક ઉડો નિસાસો નાખ્યો અને પોતાની દુષ્ટ ઇચ્છા પાર પાડવા માટે સલીમને ઉશ્કેરવાના ઇરાદાથી કહ્યુ, હવે તો ખુદાતાલા મેળવશે ત્યારે મળશુ રઝીયા સલીમની વડી બેગમ થવા માટે આ સઘળો પ્રપચ રચતી હતી

સલીમ તેના નિ.શ્વાસમા તરી રહેલી નિરાશા પાઇ ગયો અને તુરત ક્રોધ કરીને બોલી ઉઠ્યો; હુ તેઓનો ઘાટ ઘડવામાજ છુ. આપણા સુખ વચ્ચે જે કાટા પાથરશે તે કદી પણ આ જહાનપર ટકી શકશે જ નહી. ઓ નીચ નાપાક કૈજી! તુ બળવાન સાથે પણ બાકરી બાધવામા ક્યા ફાવી જવાનો હતો!! હું તારા ટુકડે ટુકડા કરી નાખીશ. આમ બોલતો બોલતો સલીમ અત્યત ક્રોધના આવેશમા આવી ગયો ને કૈજી તેની નજર આગળ ખડો હોય તેમ તેનું ખુન કરવા માટે પોતાની તલવાર લેવા દોડયો.

રઝીયાએ વચ્ચે પડીને તેને થોભી રાખ્યો અને બોલી, નહી નહી વ્હાલા! એટલા ઉશ્કેરાઓ નહી. ઉતાવળથી કોઇ પણ કામ સિદ્ધ થતુ નથી. જરા શાંત થાઓ ને જુઓ અહી ફૈઝી ફૈઝી કોઇ જ નથી.

સલીમને ક્રોધને લીધે થયેલો આવેશ ઉતરી ગયો અને તે બોલ્યો, નહી વહાલી! તમે એ ધર્મઘેલાને જાણતાં નથી કેટલાએક દહાડા થયા મારા તરફ પણ તે તુચ્છકારની નજરથી જુએ છે. જુમાને રોજ હું જ્યારે નિમાજ પઢવા ગયો હતો, ત્યારે તે બન્ને ભાઇઓ મને કાંઇ કાંઇ શિખામણો આપવા ઉતરી પડયા હતા. પરંતુ તેમને ખબર નથી કે શાહજાદાઓ તો મોજમજાહ મારવાને માટેજ આ દુનિયામાં જન્મેલા છે. મારૂં તે દહાડાથીજ તેના તરફ ઝનુન ઉશ્કેરાયુ છે, પરંતુ મારા નામદાર પિતા અકબરની શરમ જ મને સાહસ કરતાં વારે છે. નહી તો ફૈઝી જેવા એક માણસને ઉરાડી દેવો એ કાઇ મુસ્કેલ કામ નથી.

રઝીયા વચ્ચે બોલી ઉઠી, આપ ઝનુનને સમાવો છો તે ઠીક કરો છો. કળેથી કામ લેશો તો પરિણામે ફતેહ પામશો, નહી તો આપણું કામ જરૂર માર્યું જશે તે ધ્યાનમા રાખજો!

વહાલી! ફીકર નહી કર. હું એવો બેવકુફ નથી.

એટલે રઝીયાએ ફરીને તેના મંદ પડી ગયેલા ઝનુનને ઉશ્કેરવાના ઇરાદાથી કહ્યુ, તોપણ તમે તેઓનાથી બીહીતા રહેજો. તેઓ વખતો વખત અકબરના કાન ભભેરીને ભવિષ્યમાં તમને યુવરાજની પદવીપરથી રદ કરાવી નાખે નહી? તે બન્ને ભાઇઓ આ વખતે અકબર બાદશાહના બાહુરૂપ થઇ પડયા છે તે તમે જાણો છો કે?

સલીમ; હા! તે હું સઘળું જાણુ છુ અને તેનો ઘાટ ઘડવાના વિચારમાંજ છુ

આ પ્રમાણે કેટલીક વાતચિત કર્યા પછી વિલાસમા બાકીની રાત્રિ ગાળીને પરોઢીયાનો સમય થતા પહેલાજ રઝીયા પાછી ડોળીમા બેસીને પોતાના ઘર તરફ રવાના થઇ ગઇ. જતાં જતાં કહેતી ગઇ કે, હું તમને મારી દાસી મારફતે જ્યારે તેડું મોકલુ ત્યારે તમારે મારે ત્યા પધારવું.

બન્ને જણ એક બીજાને પ્રેમનુ આલિગન આપીને છુટાં પડયાં. સલીમ રાત્રિના ઉજાગરાનો ભાર ઓછો કરવાને પલંગમાં પડીને ઘોરવા માંડયો અને રઝીયા ઉતાવળી ઉતાવળી ફૈઝીના આવ્યા અગાઉ પોતાના ઘરમા દાખલ થઇ જઇ, પલગપર પડીને અનેક મનોરથોની સાથે મારામારી કરતી નિદ્રા દેવીને વશ થઇ ગઇ.

આજે કૈઝી અકબરે કરેલા ધર્મના મેળાવડામાં ગયો હતો. ત્યાં આગળ જુદા જુદા ધર્મના પંડિતોએ ચલાવેલા વાદવિવાદો સાભળવામાં આખી રાત વીતિ ગઇ અને બીજે દિવસે પ્રભાતમા તે ઘેર આવ્યો તેથી રઝીયાનુ રાત્રિનુ કુકર્મ તેના જાણવામા આવ્યું નહી.

## પ્રકરણ ૬ ઠું.

### પ્રેમપત્રિકા.

આનદની મીજલસમા સલીમે જ્યારથી મેહેરૂલનિસ્સાને નિહાળી નિહાળીને જોઇ હતી અને તેના ગાયનમા તરી રહેલા આતરિક ભાવો સાભળ્યા હતા, ત્યારથી તેનુ મન કામાધ થઇ ગયું હતુ. રાત દહાડો હરકોઇ વખતે મેહેરનું રૂપજ તેની નજર આગળ તર્યા કરતું હતું. ઉત્સવોમા અને મોજ મજાહોમા પરોવ્યા છતાં પણ તેમા તેનુ મન લાગતુ ન હતું. પરતુ આઠે પહોર મેહેરૂલનિસ્સાનુજ રટણ તેના હૃદયમા લાગી રહ્યું હતું હિંદુ અને મુસલમાની જાતની અપ્સરાઓને પણ આંજી નાખે તેવી સર્વાંગ સુંદરીઓની સાથે અકબરે તેને પરણાવ્યો હતો તો પણ તે વિષયાધીન હોવાથી લપટપણુ છોડતો ન હતો ને રાત દહાડો ઉચી ઉચી જાતનો મદિરા પીવામા અને નવી નવી કામિનીઓ સાથે ક્રીડા કરવામા જ જીવનનુ સાર્થક માનતો હતો.

તેના મનની વૃત્તિ ભ્રમરના જેવી ચંચળ હતી. વિલાસી સલીમ રાત દહાડો વિષય મધુની લાલસાથી કામિની મંડળમાજ ઘુમ્યા કરતો હતો. કેટલીએક ધંધાર્થી બુઢીયાઓ જે અત્તર, સોયરૂ, વશીકરણના દોરા અને ચીઠ્ઠીઓ તથા બીજી સ્ત્રીઓને ઉપયોગી ચીજો લઇને રાત દહાડો જનાનખાનાની સ્ત્રીઓને લૂંટતી ફરતી હતી, તેવી કેટલીક બુઢીયાઓ તો સલીમના વર્ષાસનપર જ આજીવિકા કરતી હતી તેવી બુઢીયાઓ સુદર સુદર સ્ત્રીઓની સલીમને વારવાર બાતમી મેળવી આપતી હતી અને પત્રવ્યવહાર ચલાવવામા કાસદનુ કામ પણ કરતી હતી

સલીમે કેટલાએક દહાડા સુધી તો કામ પીડા સહન કરી, પરતુ કોઇ પણ રીતે મેહેરૂલનિસ્સાને વિસરી શકયો નહી. તેની મરોડદાર ભમર, સુદર પરવાળા જેવા લાલ હોઠ, હરિણના બચ્ચાં જેવી આખો, મુખ ઉપર તરી રહેલું મધુરૂ મધુરૂ હાસ્ય એ સર્વનુ જ્યારે મનમાં ને મનમાંજ તે સ્મરણ કરતો હતો, ત્યારે નવનવા કામ વિકારો તેના મનને બાવરૂ બનાવી દેતા હતા.

રઝીયાએ વચ્ચે પડીને તેને થોભી રાખ્યો અને બોલી, નહી નહી વહાલા! એટલા ઉશ્કેરાઓ નહી. ઉતાવળથી કોઇ પણ કામ સિદ્ધ થતુ નથી. જરા શાંત થાઓ ને જુઓ અહી ફૈઝી ફૈઝી કોઇ જ નથી

સલીમને ક્રોધને લીધે થયેલો આવેશ ઉતરી ગયો અને તે બોલ્યો, નહી વહાલી! તમે એ ધર્મઘેલાને જાણતાં નથી કેટલાએક દહાડા થયા મારા તરફ પણ તે તુચ્છકારની નજરથી જુએ છે. જુમાને રોજ હુ જ્યારે નિમાજ પઢવા ગયો હતો, ત્યારે તે બન્ને ભાઇઓ મને કાંઇ કાંઇ શિખામણો આપવા ઉતરી પડયા હતા. પરતુ તેમને ખબર નથી કે શાહજાદાઓ તો મોજમજાહ મારવાને માટેજ આ દુનિયામાં જન્મેલા છે. મારૂ તે દહાડાથીજ તેના તરફ ઝનુન ઉશ્કેરાયુ છે, પરંતુ મારા નામદાર પિતા અક્બરની શરમ જ મને સાહસ કરતાં વારે છે. નહી તો ફૈઝી જેવા એક માણસને ઉરાડી દેવો એ કાંઇ મુશ્કેલ કામ નથી.

રઝીયા વચ્ચે બોલી ઉઠી, આપ ઝનુનને સમાવો છો તે ઠીક કરો છો. કળેથી કામ લેશો તો પરિણામે ફતેહ પામશો, નહી તો આપણું કામ જરૂર માર્યું જશે તે ધ્યાનમા રાખજો!

વહાલી! ફીકર નહી કર. હુ એવો બેવકુફ નથી.

એટલે રઝીયાએ ફરીને તેના મદ પડી ગયેલા ઝનુનને ઉશ્કેરવાના ઇરાદાથી કહ્યુ, તોપણ તમે તેઓનાથી બીહીતા રહેજો તેઓ વખતો વખત અકબરના કાન ભભેરીને ભવિષ્યમા તમને યુવરાજની પદવીપરથી રદ કરાવી નાખે નહી? તે બન્ને ભાઇઓ આ વખતે અકબર બાદશાહના બાહુરૂપ થઇ પડયા છે તે તમે જાણો છો કે?

સલીમ, હા! તે હું સઘળું જાણુ છુ અને તેનો ઘાટ ઘડવાના વિચારમાંજ છુ.

આ પ્રમાણે કેટલીક વાતચિત કર્યા પછી વિલાસમા બાકીની રાત્રિ ગાળીને પરોઢીયાનો સમય થતાં પહેલાંજ રઝીયા પાછી ડોળીમા બેસીને પોતાના ઘર તરફ રવાના થઇ ગઇ જતાં જતા કહેતી ગઇ કે, હુ તમને મારી દાસી મારફતે જ્યારે તેડુ મોકલું ત્યારે તમારે મારે ત્યા પધારવુ

બન્ને જણ એક બીજાને પ્રેમનું આલિંગન આપીને છૂટાં પડયા. સલીમ રાત્રિના ઉજાગરાનો ભાર ઓછો કરવાને પલગમા પડીને ઘોરવા માંડયો અને રઝીયા ઉતાવળી ઉતાવળી ફૈઝીના આવ્યા અગાઉ પોતાના ઘરમા દાખલ થઇ જઇ, પલગપર પડીને અનેક મનોરથોની સાથે મારામારી કરતી નિદ્રા દેવીને વશ થઇ ગઇ.

આજે કૈજી અકબરે કરેલા ધર્મના મેળાવડામાં ગયો હતો. ત્યાં આગળ જુદા જુદા ધર્મના પંડિતોએ ચલાવેલા વાદવિવાદો સાંભળવામાં આખી રાત વીતિ ગઇ અને બીજે દિવસે પ્રભાતમા તે ઘેર આવ્યો તેથી રજીયાનું રાત્રિનું કુકર્મ તેના જાણવામાં આવ્યું નહીં.

## પ્રકરણ ૬ ઠું.

### પ્રેમપત્રિકા.

આનંદની મીજલસમા સલીમે જ્યારથી મેહેરુલનિસ્સાને નિહાળી નેહાળીને જોઇ હતી અને તેના ગાયનમાં તરી રહેલા આંતરિક ભાવો સાભળ્યા હતા, ત્યારથી તેનું મન કામાંધ થઇ ગયું હતું રાત દાહડો હરકોઇ વખતે મેહેરનુ રૂપજ તેની નજર આગળ તર્યા કરતુ હતું. ઉત્સવોમા અને મોજ મજાહોમા પરોવ્યા છતાં પણ તેમાં તેનું મન લાગતુ ન હતું પરતુ આઠે પહોર મેહેરુલનિસ્સાનુજ રટણ તેના હૃદયમાં લાગી રહ્યું હતું. હિંદુ અને મુસલમાની જાતની અપ્સરાઓને પણ આછી નાખે તેવી સર્વાંગ સુંદરીઓની સાથે અકબરે તેને પરણાવ્યો હતો. તો પણ તે વિષયાધીન હોવાથી લંપટપણું છોડતો ન હતો. તે રાત દહાડો ઉંચી ઉંચી જાતનો મદિરા પીવામા અને નવી નવી કામિનીઓ સાથે ક્રીડા કરવામા જ જીવનનું સાર્થક માનતો હતો.

તેના મનની વૃત્તિ ભ્રમરના જેવી ચંચળ હતી. વિલાસી સલીમ રાત દહાડો વિષય મધુની લાલસાથી કામિની મંડળમાંજ ઘુમ્યા કરતો હતો. કેટલીએક વંઘાર્યા બુઢીયાઓ જે અત્તર, સોયરૂ, વશીકરણના દોરા અને ચીઠ્ઠીઓ તથા બીજી સ્ત્રીઓને ઉપયોગી ચીજો લઇને રાત દહાડો જનાનખાનાની સ્ત્રીઓને લુંટતી ફરતી હતી, તેવી કેટલીક બુઢીયાંઓ તો સલીમના વર્ષાસનપર જ આજીવિકા કરતી હતી. તેવી બુઢીયાઓ સુંદર સુંદર સ્ત્રીઓની સલીમને વારવાર બાતમી મેળવી આપતી હતી અને પત્રવ્યવહાર ચલાવવામા કાસદનુ કામ પણ કરતી હતી.

સલીમે કેટલાએક દહાડા સુધી તો કામ પીડા સહન કરી, પરંતુ કોઇ પણ રીતે મેહેરુલનિસ્સાને વિસરી શકયો નહી. તેની મરોડદાર ગાગર, સુંદર પરવાળા જેવા લાલ હોઠ, હરિણના બચ્ચા જેવી આંખો, મુખ ઉપર તરી રહેલુ મધુરૂં મધુરૂં હાસ્ય એ સર્વનું જ્યારે મનમાં ને મનમાંજ તે સ્મરણ કરતો હતો, ત્યારે નવનવા કામ વિકારો તેના મનને બાવરૂં બનાવી દેતા હતા.

સલીમે હવે મેહેરૂલનિસ્સાને એકાતમાં મળવાનો વિચાર કર્યો અને તેને માટે પ્રથમ પ્રેમપત્રિકા મારફતે પોતાનું ઉન્મત્ત હૃદય તેને જણાવવાને તુરત શાહી અને કલમ લઇને નિચે પ્રમાણે પ્રેમપત્રિકા લખવા માંડી. પ્રથમ તો શુ લખવુ તે બિલકુલ તેને સૂઝયુ જ નહી પરતુ પાછળથી તેણે કામ કપિત કરે ધીરે ધીરે લખવા માડયુ,

'વહાલી મહાખુબ! તારી સુદર મનોહારિણી મૂર્તિને મેં જ્યારથી નિહાળી છે, ત્યારથી મારૂ મન રાત દહાડો તારૂજ રટણ કર્યા કરે છે પ્રિયા! આ તારો દાસ એકવાર તારા અધરામૃતનુ ચુબન કરવાને તલસી રહ્યો છે! તૃષિતની તૃષા છિપાવવી એ મોટુ પુણ્યનુ કામ છે. મારૂ મન તો જ્યારથી તારાં દર્શન થયા છે ત્યારથીજ તારી પાસે રહ્યુ છે. અને અહી તો માત્ર ચેતન વિનાનુ એક ખોળીયુજ પડયુ છે આ વખતે બીજુ તો શુ લખુ." બહુ બહુ યાદ કરૂ છુ પરંતુ કઇ પણ યાદ આવતુ જ નથી. તેં સગીતમા દર્શાવેલા હૃદયના ભાવો જાણ્યા પછી મારી કેવી હાલત થઇ છે તેના સંબધમા હુ થોડીક લીટીઓ તને લખી જણાવુ છું તે ઉપરથી તને મારા મનની હાલત કેવી થયેલી છે તેનો ખ્યાલ આવશે,

મદમાતી તારી આખડલીમા, આવી વસ્યો છે મોહનમત્ર,
ગોરે ગોરે મુખડે ઓળખ્યો છે, જાુરતી જોબન જાલમ જત્ર ૧
નયન ચકોર રડે મુસકે, મુખચદ્ર અમલ જવ ના નિરખત,
પ્યારી પ્રીતિ પાશે પ્રેમી, પ્રીતમ પડીયોરે પરતત્ર ૨
નિર્દય કેમ દયા ન, લહે દિલ, ચાતુર ચિત્ત મળવા ચમકત,
અતર પ્રેમી રડતો હીડે, દિલ સોપી તવ મુખડે સ્વતત્ર ૩

મારા મનની હાલત, મારા શરીરની સ્થિતિ, મારી હિલચાલો તથા મારા વિચારો હમણા કેવા છે? તે ઉપરના ઉદ્દગારો ઉપરથી તારા જાણવામા આવશે. એકવાર મુલાકાતનો લાભ આપીને આ દાસને કૃતાર્થ કરીશ એવી હુ આશા રાખુ છુ.

પ્રેમનો ભુખ્યો
સલીમ,

ઉપર પ્રમાણે પત્રિકા લખી તેને એક પડબીડીઆમા વીટાળીને એક બુઢીયાને આપી.

બુઢીયા આવા સદેશાઓ લાવવા લઇ જવાનુ કામ કરીને જ પોતાનુ પેટ ભરતી હતી, તેણે તુરત પેલી પ્રેમપત્રિકા લઇને સલીમનો કેટલોક સદેશો મોઢેથી સાભળી લીધો અને તુરત ત્યાથી વિદાય થઇ.

આપણે મેહેરૂલનિસ્સાને મીજલસની પાછલી રાતે પલગમા જ ફફડતી જોઈ હતી, તે પછી તેની બીલકુલ ખબર જ લીધી નથી.

કામના વિકારોએ તેના હૃદયપર પણ પોતાની સત્તા બેસાડી દીધી હતી. હાલમા તે સોળેક વર્ષની ઉમરમા આવી હતી. મુગ્ધભાવ દૂર થઇને તરૂણ ભાવે તેના શરીરમાં પ્રવેશ કર્યો હતો, તેની આખમાં હમણાં લજ્જાએ વાસ કર્યો હતો, તે કોઇ પણ પરપુરૂષને જોઇને પ્રથમની પેઠે વાતો ન કરતા લજ્જાથી પોતાનાં નેણ નીચે ઢાળી દેતી હતી, તેના હસવામાં, બોલવામાં, બેસવામાં, હળવા મળવામા, તેમ જ રમત ગમતમાં અત્યારે બાળભાવ દૂર થઇ તરૂણ ભાવે વાસ કર્યો હતો સમવયની સખીઓમા વાતચિત કરતી વેળા જ્યારે વરની વાતો નીકળતી ત્યારે તેના મોઢા ઉપર લાલાશ છાઇ જતી હતી, અને તે વખતે તેની સમાણી સખીઓ પણ તેના મનમા થતા છૂપા કામવિકારોને કળી જઇને તેની ખુબ ઠઠ્ઠા મશકરી કરતી હતી. ત્યારે કેટલીએક તેના ગોરા ગોરા ગાલપર ચોંટીયા ખણીને કહેતી કે બેહેન ! હવે છુપાવ નહીં તારા ભાવને ! અમે સમજીએ છીએ.

મેહેરૂલનિસ્સા કેવળ સુદરી જ ન હતી, પરતુ ભરેલી ગણેલી બુદ્ધિવતી યુવતી હતી, તેણે મીનાબજારમા જ્યારથી સલીમને નિહાળ્યો હતો, ત્યારથી જ તેનુ મન પણ તેના તરફ આકર્ષાયલુ હતુ, જો કે સલીમ ભ્રમર વૃત્તિનો હતો, અનેક ઠેકાણેથી મધુ મેળવવાની લાલસાવાળો હતો, પરતુ તે સમયમા તેવા ભ્રમરો તરફ સ્ત્રીનીતિ તરફથી અનાદર કરવામા આવતો ન હતો બહુધા નાયકની મોટાઇ તથા તેના પ્રેમ તરફ જ જોવામાં આવતુ હતું. પછી તે પ્રેમ ગમે તે રીતે વહેંચાઇ ગયેલો હોય તેની ઝાઝી દરકાર કરવામાં આવતી નહીં. મેહેર પણ સલીમની મોટાઇમા અજાઇ ગઇ હતી પરંતુ તેણે હજી પોતાનો પ્રેમ ક્યા ઠરશે, તેનો નિર્ણય કર્યો ન હતો. તે પોતાનુ ભાગ્ય કોઈ અમીર ઉમરાવના સાહેબજાદા જોડે બધાશે એમ ધારતી હતી, તેના મનમા શાહજાદા સાથે જોડાવાનુ સ્વપ્નામાએ ન હતુ, તેમ શાહજાદો પોતાપર આટલો બધો આશક છે, એમ પણ તે જાણતી ન હતી.

આજે તેનુ મન ગભરાયલું હતુ. કામના જોસ્સાથી તેના મનની સ્થિતી બદલાઈ ગઇ હતી. તેથી તે પોતાના શયન મદિરમા પલગપર એકલી બેઠી બેઠી કેટલાએક સગીતના પુસ્તકો વાચતી હતી. વાચતાં વાચતાં વિયોગિણી રાધિકાના ઉદ્ગારોપર તેની નજર પડી.

સખી પુછીજો અલી પૂછીજો, શે રસીયો રીસાવ્યો રે. સખી૦ ટેક<br>
સાન કરી તેડયો મારી, પાસે ન આવ્યો રે. સખી૦<br>
સાસુએ ન જોયુ ધાઇને, મે હૃદયે લપટાવ્યો રે સખી૦<br>
સુણ મારી સજની, શો વાંક હશે મારો રે સખી૦

આટલા વાનામાં કીયો, કહાડ નિસ્તારો રે. સખી૦
વાકલડુ જોતામાં શુ, આખડલીનો ખુણો ખુચ્યો રે સખી૦
અધર પીતા શુ હૃદયનો, શ્રમ પહોચ્યો રે. સખી૦

આમા રાધાના મનની સ્થિતિ પણ મારા મનના જેવીજ જણાય છે ખરેખર મેં સાન કરી તોપણ તે સમજ્યો નહી, માટે તેણે મારી ખબર લીધી નહી, શું મારાથી કઇ વાક તો નહી થઇ ગયો હોય ? આ કવિતામાં જે જે કહેવામા આવ્યું છે, તે બધુ જાણે મારા મનનુ ચિત્રજ ઉતાર્યું હોય તેવુ જણાય છે. ત્યારે હવે શું મારે પોતાનેજ અભિ-સારિકા બનવુ પડશે ? કેવી રીતે ? કોના મારફતે ? ક્યાં ? કયે વખતે પ્રીતમને મળવુ ? તે તો મહાન શાહજાદા છે, તે શું મારી માગણીને સ્વિકારશે ? આમ અનેક વિચારોના તરગમાં અથડાતી પલંગમા પડી હતી એટલામા કોઇએ શયનમંદિરના બહારથી બારણા ઠોકયા, કે તુરત તેનું ઉડુ ઉતરી ગયેલુ મન પાછુ બાહ્યભાવમા આવ્યું, તેણે તુરતજ ઉઠીને બારણુ ઉઘાડીને જોયુ તો એક બુઢીયા નજરે પડી. બુઢીયાએ તુરત હસતે ચેહેરે કહ્યુ; ખુદા તારૂ ભલુ કરો ! દીકરી ! રાજીખુશીમા તો ખરી કે ? એમ કહીને તેણે તુરત ઓરડામા પગ મૂકયો.

મહેરૂલનિસ્સાએ તે ઓળખીતી બુઢીયાને આવકાર આપીને પલંગ-પર બેસારી અને પૂછ્યુ, આજે શી શી ચીજો લાવી છો ? બતાવને ? જો કોઇ સોદો કરવા જેવી હોય તો લઉ. બુઢીયા પક્કી હતી, તેણે મહેરૂલનિસ્સાના મનની કામાતુર સ્થિતિ જાણી લીધી, પરતુ પોતે જે કામને માટે આવી હતી, તે ગુપ્ત રાખીને નવા નવાં અત્તરો તથા બીજો કેટલોએક સામાન મેહેરૂલનિસ્સાને બતાવ્યો. મેહેરૂલનિસ્સાએ બધો સામાન જોઇને કહ્યુ, આજે તો મને આમાથી કઇ પણ ચીજ લેવાની મરજી થતી નથી.

બુઢીયાં મોઢુ ભારે રાખીને બોલી, દિકરી ! આજે કેમ ઉદાસ જણાય છે ?

કાઇ નહી, હમણાં કેટલાએક દહાડા થયા મારા મનની સ્થિતિ નબળી ચાલે છે

બુઢીયાંએ તુરત વાત છેડી, આયાસબેગ તારી સાદીને માટે કોઇ ઠેકાણે વાત કરે છે ખરા કે ? 'સાદી' એવા શબ્દો સાભળતાજ મેહે-રૂલનિસ્સાના મોઢાપર શરમના શેરડા પડી ગયા. બુઢીયા તે વખતે તેના મુખ ઉપર થતા વિકારોને જોયા કરતી હતી, તે તુરત મેહેરૂલનિસ્સાના તરફ પોતાની તીણી આખો ફેરવીને બોલી, દીકરી ! હું તારે માટે એક સારો સંદેશો લાવી છુ.

સારો સદેશો એવું સાભળતાંજ મેહેરૂલનિસ્સાના જીવમાં જીવ આવ્યો, તેણે તુરત બુઢીયાની નજદીકમા જઇને કહ્યુ, બોલ, બોલી દે, વળી શો સદેશો લાવી છે?

ઘણાજ સારા સમાચાર છે મારાં ભાગ્યનો ઉદય, તારા કુટુબનાં ભાગ્યનો ઉદય! સૌનો તેમા વળી ઉદય સમાયલો છે.

પણ એવા તે તું શા સમાચાર લાવી છે? ઝટ કહી દેને! મેહેરૂલનિસ્સા અધિરી પડી જઇને બોલી ઉઠી. પેલી બૂઢીયાં મહેરૂલનિસ્સાના મોઢા સામુજ જોયા કરતી હતી, તેણે થોડીવાર સૂધી ટગર ટગર પેલી નિર્દોષ મેહેરૂલનિસ્સાના મોઢા સામુ જોયા કર્યું, તે ઉપરથી મેહેરૂલનિસ્સાની અધિરતામાં વધારો થઇ પડગો. તેણે ડોશીના તરફ ડોળા કાઢીને કહ્યુ, બુઢીયાં, તારી મશ્કરી મને હવે પસદ પડતી નથી. તારે જે કહેવું હોય તે ઝટ કહી દેને? મારૂ મન આજે બહુજ મુંઝાય છે, માટે હું પાછી નિદ્રા લેવાને ધારૂ છું. બુઢીયાંએ વધારે વખત ન લેતાં તુરત પોતાની ચોળીના ખિસ્સામાથી એક પરબીડીયુ કાઢીને મેહેરૂલનિસ્સાના હાથમાં મૂક્યું. મેહેરૂલનિસ્સા પત્રિકા ઉઘાડીને વાચવા લાગી એકવાર વાચી, બીજીવાર વાંચી, એમ ફરી ફરીને વાંચી અને તેને પોતાની ચોળીના એવડમાં મૂકી દીધી.

બુઢીયા બોલી; બહેન! તેનો શો ઉત્તર આપે છે?

મેહેરૂલનિસ્સા થોડો વખત વિચાર કરીને બોલી; હુ જેને અત્યાર સૂધી શોધતી હતી, તેજ વસ્તુ મને મળી આવી છે. હું આજથી દશ દહાડા પછી યમુનાના તિરપર હોડીમાં ફરવા નિકળીશ, તે સમયે આ પત્રિકાનો ઉત્તર આપીશ. શાહજાદાને મારા સલામ કહેજે ને કહેજે કે, તમારા નામનીજ જપમાળ તે જપ્યા કરે છે.

ઠીક છે દીકરી! રજા લઇશ, એમ કહીને બૂઢીયા તુરત ઉભી થઇ, મેહેરે તેને ઇનામ દાખલ એક અસરફી આપી.

બુઢીયા ઇનામ લઇ આશીરવાદ આપીને પોતાને મારગે પડી, અને મેહેરૂલનિસ્સા પલંગમાં પડી પડી અનેક મનોરથોના ખડકો વચ્ચે અથડાતી ભવિષ્યને માટે વિચાર કરવા લાગી.



જાહેર રીતે અકબરની સાથે પરણાવીને હીંદુ મુસલમાન વચ્ચે લગ્ન વ્યવહારનો આરંભ કર્યો હતો અકબરે પણ તેનાં આ સાહસિક માટે તેને મહારાજાની પદવીથી નવાજ્યો હતો.

માનસિંહ જે અકબરનો વડો સેનાપતિ હતો અને અંબરનો રાજા હતો તેણે પણ પોતાની બહેન અકબરને આપી હતી માત્ર હીંદુ ધર્મનુ ગૌરવ જો કોઇએ પણ સાચવ્યુ હોય તો તે એક પ્રતાપ રાણાએ જ સાચવ્યુ હતું, તેણે અનેક કષ્ટો સહન કરીને પણ છેવટ સુધી ક્ષત્રિય ધર્મનુ રક્ષણ કર્યું હતું

મુસલમાન બાદશાહોની સાથે કન્યા વ્યવહાર કરનારા રજપૂતોને અકબર બાદશાહ તરફથી મોટી મોટી જાગીરો, મોટા મોટા માનો, અને બીજી અનેક જાતની સગવડો મળતી હતી, ત્યારે પ્રતાપરાણો માત્ર સ્વધર્મની ખાતરજ પહાડોની ખીણોમા રાતદહાડો રખડી રઝળીને અનેક કષ્ટો વેઠતો હતો. તેનાજ સબંધીઓ અને નાતીલાઓ પ્રતાપથી જૂદા પડીને જેઓએ રજપૂતોની ઝળકતી કીર્તિનોજ નહી પરતુ હિન્દુધર્મનો પણ નાશ કરવાનુ કામ આરભ્યુ હતુ એવા ઘણા રજપૂતો સહેનશાહને શરણે ગયા હતા. પ્રતાપના શક્તાસિંહ વગરે કેટલાએક ભાયાતો પણ અકબરને આશ્રયે જઇને રહ્યા હતા. અને સગરજીનો પુત્ર કુલાગાર મહોબતખાન જે પ્રતાપનો ભત્રીજો થતો હતો, તેણે હિન્દુ ધર્મને જલાંજલી આપી દઇને મુસલમાન ધર્મ અખતિયાર કર્યો હતો. આ રીતે ગૃહવિચ્છેદ થવાથી પ્રતાપની સ્થિતિ એકલવાઇ થઇ પડી હતી. તોપણ તે પોતે કદી પણ તેને માટે મનમા ઓછુ આણતો નહી, પરતુ છેવટ સુધી પોતાના ક્ષત્રિ ધર્મને વળગી રહ્યો હતો, અકબર બાદશાહ પ્રતાપરાણાને ઉપરાઉપર અનેક કહેણુ મોકલાવ્યા કરતો હતો, ઘણી લાલચો બતાવતો હતો, તોપણ પ્રતાપે માથામાં વાગે તેવી ચોખ્ખી રીતે નાપાડી હતી. પ્રતાપે કેટલાએક વર્ષો સુધી જગલોમાં અને પહાડોની ખીણોમા રખડીરઝળીને જે હિંદુ કુળના ગૌરવનુ રક્ષણ કર્યું હતુ, તેજ હિંદુ કુળનાં ગૌરવે આખરે બાદશાનુ વૈર વાળવા માટે તેના સામુ જોયુ, અને આખરે સત્કર્મના ફળો ભોગવવાનો સમય પણ આવી લાગ્યો. પ્રતાપે કોમળમેર, ગૌગુદ, વિગેરે પહાડી પ્રદેશમા કિલ્લાઓ બાધીને તેની નજીદિકમાં પ્રજાને વસાવી તથા પાદશાહનો માલ સુરતથી મેવાડમા થઇને આગ્રા જતો હતો તેનાપર ઉપરા ઉપર લૂટ ચલાવવા માડી, આ વાત અકબરનાં કાનપર ગઇ તેથી તેણે પ્રતાપને સામ, દામ, ભેદ, અને દંડ એમાંના કોઇ પણ ઉપાયથી તાબે કરવાનો પ્રયત્ન જારી કર્યો. પરતુ તેમાં તે ફાવતો ન હતો. આમ ઉભય પક્ષમાં વિગ્રહ ચાલુ થયો.

તે સમયમાં માનસિંહ અકબરનો બહુજ માનીતો અને વડો સેનાપતિ થઇ પડયો હતો. તેણે પણ જોખમ ભરેલો હોદ્દો મેળવ્યા પછી ખરી રાજયભક્તિથી અકબરના સેવા ઉઠાવી હતી, તે જો ધારત તો એક વખત હિંદુસ્તાનની બાદશાહી પાછી રજપૂતોને ઘેર આણત. પરંતુ તેણે નિમક હલાલીથી રાજ્ય સેવા બજાવીને રજપૂત ધર્મનું પ્રમાણિકપણુ દેખાડી આપ્યું હતુ, તે ઘણોજ દૃઢ મનનો, શૂરવીર, શરીરે કદાવર, પ્રમાણીક, બુદ્ધિમાન અને નિમકહલાલ રાજ્યભક્ત હતો.

એક વખતે તે દક્ષીણમા સોલાપુરની જીત કરવાને બાદશાહી ફરમાનથી ગયો હતો, ત્યાં વિજય કરીને પાછો ફરતો હતો તે વખતે પ્રતાપરાણાએ તેને એક વખત મળી જવાનુ કહેણુ મોકલ્યુ હતું, તે ઉપરથી માનસિંહ અબર તરફ જતા કોમળમેરના પહાડી કિલ્લામા જ્યાં પ્રતાપરાણો રહેતો હતો, ત્યા આગળ તેની મુલાકાત લેવાને ગયો, માનસિંહ પોતાને મળવા આવે છે, એવુ સાભળીને પ્રતાપરાણો છેક ઉદયસાગર સુધી તેને લેવા માટે સામો ગયો, અને પ્રેમપૂર્વક માનસિંહને ભેટીને પડોશમાં નાંખેલી છાવણીમા તેને ઉતારો કરાવ્યો. તેની સારી રીતે પરોણાચાકરી કરી અને તેને માટે ભાતભાતના ભોજનો તયાર કરાવ્યાં. જમવાનો વખત થયો કે માનસિંહને બોલાવ્યો એટલે તે ભોજનશાળામાં જઇને બેઠો સઘળું પીરસાઇ ગયુ, પરતુ પ્રતાપરાણો હાજર થયો નહીં, એટલે માનસિંહે અધીરા થઇને તેના કુવર અમરસિંહને પૂછ્યુ, અમરસિંહજી! રાણાજી કયા છે? રસોઇ ઠરી જાય છે માટે તેમને ઝટ બોલાવો.

અમરસિંહે ઉત્તર આપ્યો, માનસિંહજી! આપ જમી લ્યો, રાણાજીની તબીયત સારી નથી, માટે નહી આવી શકે?

શુ થયુ છે? હમણા તો મારી સાથે બેસીને વાતો કરતા હતા.

તેમનું માથુ દુખે છે, માટે તેમણે કહાવ્યું છે કે આપ જમી લેજો, હુ આવી શકીશ નહીં.

માનસિંહ ઘણો જ બુદ્ધિમાન હતો, તે તુરત સમજી ગયો, કે પ્રતાપે પોતાને બારણે મને તેડીને ખામખા મારૂ અપમાન કર્યુ છે. તેણે અમરસિંહને કહ્યુ, ભાઇ અમર! માથું દુખવાનુ કારણ હુ સમજી ગયો છુ. પરતુ કરેલી ભૂલ કોઇ પણ રીતે હવે સુધારી શકાય તેમ નથી. થવાનું હતુ તે તો થઇ ગયું છે, જો રાણોજી મારી સાથે બેસીને નહી જમે તો પછી બીજુ કોણ જમશે?

અમરસિંહ થોડીવાર ચૂપ બેશી રહ્યો પણ પછી માનસિંહના તરફ જોઇને બોલ્યો, જે રજપુતોએ પોતાની બહેનો અને દીકરીઓ તરકડાઓને દઇને રજપૂતોની કીર્તિનો જ નહી પરંતુ હિંદુના પવિત્ર ધર્મનો નાશ કર્યો

છે, તેવા ધર્મભ્રષ્ટ રજપુતોની સાથે ભોજન કરીને પ્રતાપરાણો કદી પણ પોતાની કાયાને વટલાવશે નહીં.

"કાયાને વટલાવશે નહી" આવા શબ્દો કાનપર પડતાંજ માનસિંહને રોમ રોમ ક્રોધ વ્યાપી ગયો, તેની આખોમાથી અગ્નિ ઝરવા લાગ્યો, ને ક્રોધનુ વમન કરતો ભર્યા ભાણાપરથી ઉભો થઇને બોલ્યો, અમે અમારી ીકરીઓ અને બહેનો મુગલોની સાથે પરણાવાને રજપૂતોની કીર્તિનો નાશ ાથી કર્યો પરતુ તેઓની પડી ભાગતી આબરૂનુ રક્ષણ કર્યું છે, તમારા વેચાર પ્રમાણે અમે જો અમારી આબરૂ ગુમાવી હોય તો હવે તમે ાણ મેવાડમાં સુખેથી કેવી રીતે રાજ્ય કરો છો, એ હું પણ જોઉં છુ ામારી પાયમાલીને તમે પોતે જ વહોરી લીધી છે. તમે સુતેલા સાપને પાડુ ાાગને છછેડેલો છે, એટલુજ નહી પરતુ તમે ભયંકર મૃત્યુને આમન્ત્ર્યું છે. ગામ બોલતા બોલતા તરત તે ઘોડેસ્વાર થયો અને આગરા ભણી ચ કરવાનો આરભ કર્યો, તે વખતે નજદીકમા ઉભેલો પ્રતાપરાણો પણ માનસિંહનુ ગુસ્સાભર્યું બોલવુ સાભળીને ઉતાવળો ઉતાવળો ત્યા આગળ ગાવી પહોંચ્યો, અને તેને શાત પાડવાને માટે સામના વચનો કહેવા ાાગ્યો, પરતુ ક્રોધમાં આવેલો માનસિંહ ઝાઝો વખત થોભ્યો નહી. તે ાારને ઘોડે ત્યાંથી ચાલી નીકળ્યો, જતી વખતે તેણે મૂછપર તાર દઇને ાતાપને કહ્યુ કે, જો તારૂ અભિમાન ન ઉતારૂ તો મારૂં નામ માનસિંહ ાહી ! તું સાસોદીયો છે તો હુ કચ્છવો રજપૂત છુ.

પ્રતાપ મહાધીર અને શૂરવીર હતો, તે કઇ માનસિંહના મેહેણાઓની દરકાર કરે તેવો ન હતો તે દુઃખમાજ ઉછરીને મોટો થયો હતો, તેથી દુખ સહન કરવું એતો તેનો ખાસ અભ્યાસજ થઇ પડયો હતો. મે રાત દહાડો પોતાના નાના રાજ્યના રક્ષણને માટે અને પોતાની જાતના રક્ષણને માટે સર્વ સાધનો તૈયાર રાખતો હતો. તેણે પોતાના વંશ ારપરાથી ઉતરી આવેલા પટાવતોને અને સામતોને યોગ્ય સન્માન માપીને ટકાવી રાખ્યા હતા. તે ઉપરાત પહાડી ભીલ્લોનું પણ એક મોટું ૈન્ય એકઠુ કર્યું હતું, તે સૈન્યને તે વખતે પોતાની સેવાના બદલામા ાાત્ર અન્નજ મળતુ હતુ, તો પણ તેઓ કેવળ પોતાની ફરજને ખાતરજ પોતાનું કર્તવ્ય બજાવતા હતા.

માનસિંહ પ્રતાપ તરફથી થયેલુ અપમાન સહન કરી શકયો નહીં, ે થોડોક વખત પોતાની રાજધાનીમા રહ્યા પછી આગરા ગયો, અને અકબરને મળી હળીને પ્રતાપે કરેલા અપમાનની હકીકત તેને હી સંભળાવી; અકબર પોતાના સબધી માનીત સેનાપતિ માનસિંહનું ગપમાન સાભળીને બહુજ ક્રોધે ભરાયો. કેટલાએક વખત થયા તે

ધર્મસંબંધી બાબતોમાં ધ્યાન આપતો હોવાથી પ્રતાપ રાણો તેના મનમાંથી થોડો વખત થયા દૂર થયો હતો પરતુ આજે માનસિંહના અપમાને પાછો અકબરનો તેના તરફ જુસ્સો ઉશ્કેર્યો હતો. અકબરે થોડો વખત મુગા રહીને પછી કહ્યુ, માનસિહજી! પ્રતાપના કહેવાથી મનમાં જરાય ખોટુ લાવશો નહી. તમે મારે માટે સ્વધર્મનો અને કુળ મર્યાદાનો જે ભોગ આપ્યો છે, તે વાત મારી જાણ બહાર નથી. હુ પ્રતાપને પાયમાલ કરી નાખું નહીં તો મારૂ નામ અકબર નહી. હુ વંશપરંપરા તેનુ વૈર લઇશ અને એક વખતે તેને તમારા પગ આગળ ધૂળ ચાટતો કરીશ. હુ અકબર છું, તેણે એ અપમાન તમારૂ કર્યું નથી પરંતુ અકબર શહેનશાહનુ કર્યું છે તે રખડતો રઝળતો થયો છે, તો પણ હજી તેનુ અભિમાન ઉતર્યું નથી, પરતુ હુ તેને નમાડુ નહીં તો મારૂં નામ અકબર નહી.

માનસિંહ આ સઘળું મુગે મોઢે સાભળતો હતો, તે અકબરનો જુસ્સો ઉતર્યો એટલે ધીમેથી બોલ્યો, શહેનશાહ! ખરેખર તેનુ અભિમાન હજી ઉતર્યું જ નથી. તે પાયમાલ થઇ ગયો છે, સગાસંબંધીઓથી જુદો પડી ગયો છે, તેને અન્નને ને દાતને વેર થયુ છે, તો પણ હજી વૃથા પતરાજી જ કર્યા કરે છે માટે તેના ઉપર એક મોટી ચઢાઇ મોકલવાની જરૂર છે. રાજસ્થાનના તમામ રજપૂતો જ નહીં, પરતુ તેના કેટલાએક ભાયાતો પણ તેની આ હુલડાઇ ભરેલી રીતને વખોડી કાઢે છે, સાગરજી કે જેનો દીકરો ખાસ ઇસલામી ધર્મ અગીકાર કરીને મોહોબતખાનને નામે બહાર પડયો છે, તે તથા બીજા રજપૂત રાજાઓ આપની શહેનશાહતની નિયમપૂર્વક નોકરી બજાવે છે. માત્ર એક પ્રતાપ જ હઠીલાઈ કર્યા કરે છે. માટે હવે તો ગમે તેમ કરીને પણ એકવાર તેનાપર ચઢાઈ કરીને તેની હઠીલાઇનો અંત આણવાની જરૂર છે. અને તે કામ માટે આપને હમણા બીજા કામ છોડી દઇને ધ્યાન આપવુ જોઇએ. સાધારણ શત્રુ તરફ પણ ઉપેક્ષા કરવાથી તે જો વધી જાય છે, તો બળવાન રાજાને પણ વધારે મહેનતમાં ઉતવુ પડે છે. હજારો રજપૂતોને રોજ રોજ તે મહેણા મારીને તમારા તરફ ઉદાસી બનાવવાનો પ્રયત્ન કર્યા કરે છે, તે વાત તમારે સાધારણ સમજવી નહીં.

અકબર માનસિહનુ કહેવુ સાભળીને વધારે સાવધાન બન્યો અને તેણે મેવાડના રાણાપર ચઢાઇ કરવાની બાબતપર લક્ષ આપવાનુ અને તેને માટે થોડાજ વખતમા નિર્ણય કરી નાખવાનુ માનસિંહને વચન આપ્યુ.

તે પછી કેટલીએક વાતચિતો કરીને માનસિંહ અકબરથી જૂદો પડયો.

વૈરના ઝનુનમા મોટા પુરૂષ પણ કેટલો બધો અનર્થ કરે છે? તેનું દૃષ્ટાંત માનસિંહ હતો. તેણે ફક્ત પ્રતાપનાં મેહેણાને ખાતર જ પોતાના દેશની સ્વતંત્રતાનો નાશ કરવાનું કામ આરભ્યુ હતુ



## પ્રકરણ ૮ મું.

### આશક માશુક.

ખરેખર તે રાત્રિનું મધુરૂ ગાયન અને તેમા સુદરીએ વખતો વખત દર્શાવેલા મનોભિપ્રાય, એ સઘળાનો અત્યારે વિચાર કરતાં હૃદય કંપી ઉઠે છે હાય! તેની નિર્દોષ સ્મિતપ્રભાથી છવાઇ રહેલુ તેનું મધુરૂ મુખડુ સભાગ્તા મને કયાઇ પણ ચેન પડતુ નથી તેમણે આજે યમુનાના તીરપર મળવાનો વાયદો કર્યો છે, સાયંકાળનો સમય પણ થવા આવ્યો છે, પરતુ હજી તે પ્રેમીલીના મુખચદ્રનો પૂર્વમા ઉદય થયો જણાતો નથી! ખરેખર તેનો મનોહર મુખચદ્ર નિહાળ્યા શિવાય આ હૃદયનો તાપ શાંત થવાનોજ નથી. આમ શાહજાદો સલીમ યમુનાના તીર ઉપર આવેલા એક બગીચાના નિકુંજમા બેઠો બેઠો વિચારં કરતો હતો

સામે યમુના નદીમા એક પછી એક નાના મોટા મોજાઓ આવીને પાછા યમુના નદીમાજ સમાઇ જતા હતા આ ક્ષણભંગુર વિશ્વમા માનવીના વિચારોને ભરતી ઓટના તરગો પણ તે વખતે અનુકરણ કરી રહ્યા હતા. સલીમ ઘડીકમા મેહેરઉન્નિસ્સાના ખ્યાલમા ઉતરી પડતો હતો, ત્યારે ઘડીકમા યમુનાના ઉછળતા મોજાઓને નિહાળીને દુનિયાની મોજમજાની ચઢતી પડતીના ખ્યાલનો મનમા વિચાર કરતો હતો તે ક્ષણભર જાણે ચિત્રમા આળખાયલો હોય તેમ, અથવા તો નિદ્રાવશ થઇ ગયો હોય તેમ સ્તબ્ધ બની જતો હતો ત્યારે કોઇ કોઇવાર જાણે કોઇનો સ્વર કાને પડયો હોય તેમ ઝબકીને ઉભો થઈ જતો હતો અને યમુનાના સામા તીર સૂધી નજર નાખી જોતો હતો, અને કાઇજ નહી દેખાવાથી પાછો નિરાશ મનથી વાડીમાં આમ તેમ ફરતો હતો. કેટલોએક વખત આમ નીકળી ગયા પછી એક મધુર અવાજે તેના કાનને આકર્ષણ કર્યું. કાન માડીને જે બાજુ તરફથી જે અવાજ આવતો હતો, તે તરફ સાભળવા લાગ્યો એટલે નીચેનુ ગાયન તેના સાભળવામા આવ્યુ.

બોલન લાગી કોયલીયારે, અબુવાકી ડારે ઘડી પળ છીન ન સુહાય,
પીયા બીના નેના કલ ન પરત ફીનરતીયારે બોલન લાગી
સદા ગગસે કોઇ શુ જા કહીયોરે, ન પ્રિયા બીના કછું ના સોહાય;
ધડકન લાગી મોરી છતીયા રે બોલન લાગી.

મધુરૂં ગાયન સાંભળીને સલીમ તુરત લત્તામંડપથી બહાર નીકળ્યો, અને યમુનાના વિશાળ પ્રવાહ તરફ જોવા લાગ્યો એટલામાં એક મનોહર નૌકામા બેઠેલી સુંદરી તેની નજરે પડી. આ સુંદરીની સાથે બીજી બે ત્રણ દાસીઓ પણ હતી સુન્દરીના ખીલના ગુલાબ જેવા નવયૌવનની મનોહર પ્રભા તરફ નિહાળતો શાહજાદો અધીરો થઇ ગયો, અને તુરત મનને કહેવા લાગ્યો કે, જે વસ્તુને માટે આજસુધી તું તલસતુ હતુ, તે આખરે તારી દૃષ્ટિએ પડી ખરી, મન ! ધીરજ ધર ! પ્રિયતમા ! તુ હવે શા માટે વિલબ કરે છે ? આ સુંદરી તે મેહેરૂન્નિસ્સા હતી. તે આજે ફુલના ઘરેણા પહેરીને નૌકાવિહારને બહાને સલીમને મળવા માટે નીકળી પડી હતી થોડો વાર હોડીને યમુનામા ફેરવીને સલીમના બગીચાની નજદિક હલેસા મારતી મારતી હોડીને ખેચી લાવી. સલીમ તેની રાહ જોતો યમુનાના તીરપર બાદશાહી ઘાટના પરથાળ ઉપર જ ઉભો ઉભો તેની રાહ જોતો હતો. મેહેરે બાદશાહી ઘાટની નજદીકમા આવીને કરીને ગાવા માડયુ —

પાતળીયા સગાતે બધાણી મારે પ્રીતડીરે,
એ વિના ઘડી રહ્યુ નવ જાયરે.
બેની વીણ દીઠે વધે છે ઉર વેદનારે,
દીઠાથી તનડુ ટાઢુ થાયરે
પાતળીયા સગાથે

સલીમ સમજી ગયો કે જેટલી પીડા મને થાય છે, તેટલી જ પીડા આશુકને પણ થાય છે તેનુ અતઃકરણ તેના પોતાના ઉદ્ગારથી જ જણાઇ આવે છે ખરેખર પ્રિયાની મનોભાવના કેવી મનોહર અને ઉચ્ચ વિચારોથી ભરપૂર છે આમ વિચાર કરતાં કરતાં તેણે એક લોડીને હાક મારીને બોલાવી, અને મેહેરની લજ્જાનો પગ તોડવા માટે તેની મારફતે પૂછાવ્યું કે, શાહજાદા સલીમ જો આપને હરકત ન હોય તો આપનુ નામ જાણવા માગે છે. લોડી સલીમની આજ્ઞા થતા તુરત જ ઘાટની નીચેના ભાગમા ઉતરીને બોલી. ઓ ઉમરાવજાદી ! આપનુ નામ શુ છે ? તે જાણવાને શાહજાદા સલીમ અત્યત આતુર છે, જો અડચણ ન હોય તો આપનુ નામ કહો ?

મેહરૂન્નિસ્સાની સખીઓ બોલી ઉઠી; અડચણ ? કેવી વાત કરો છો ? મારી સખીનુ નામ મેહેરૂન્નિસ્સા છે.

ઠીક! એમ કહીને તે શાહજાદાની પાસે ગઇ અને તેને નમન કરીને નામ જાહેર કર્યું, એટલામા મુગ્ધા મેહેરલનિસ્સાએ પોતાની હોડીને બાદશાહી ઘાટની પાસે નગળી નાંખી, અને ઘાટના બે ચાર પગથીઆ ચઢીને ઉપરના ભાગમા ગઇ, તે વખતે તેની સાથે આવેલી સખીઓ ઘાટની નીચેનાં પગથીયાંપર જ ઉભી રહી હતી. મેહરલનિસ્સાએ ઘાટની ઉપરના ભાગમા જઇને આમ તેમ ફરવા માડયુ, અને ફરતા ફરતા બાદશાહી બાગીચામા દાખલ થઇને આગળ વધવા લાગી. તેમ તેમ સલીમ અદરના ભાગમાં જવા લાગ્યો મેહેરલનિસ્સા બગીચામાં આમ તેમ ફરતાં ફરતા મોસમી ગુલાબના કયારાઓ આગળ જઇ ચઢી અને તેમાથી ગુલાબનુ એક ફુલ ચુટી લીધુ, અને તેના તરફ નિહાળી નિહાળીને જોવા લાગી, અને પ્રેમાળ હૃદયથી નાયકને ઉદ્દેશીને સંબોધવા લાગી, ઓ મીઠા ગુલાબ! તારામા જે મીઠાસ છે, તેને મધુકર શિવાય બીજો કોણ પારખી શકે? તારી મધુરી સુગધમા અને તારા મનોહર સૌંદર્યમા અનેક ભૃગો ઝિપલાયા છે, પરતુ તારી સુગધનો કે સૌંદર્યનો કોઇ પણ પાર પામી શકયુ જ નથી મેહરૂનનિસ્સા આમ કલ્પના કરતી ઉભી છે, એટલામા પાછળથી આવી, તેને છાતી સરસી દાબીને સલીમે એક ગાઢુ ચુબન લીધુ.

સરોવરના કિનારાની આસપાસ ફરતો એક રાજહસ અચાનક કિનારાપર મનુષ્યને જોઇને જેમ પોતાની પાંખોનો સંકોચ કરી, કિનારાથી દૂર હઠી જાય, તેમ મહેરલનિસ્સા પણ સલીમના અગેનો સ્પર્શ થતાજ તુરત જ ચમકી ગઇ અને પોતાના અગો સકોરતી તેનાથી થોડેક દૂર જઇને ઉભી રહી.

એટલે સલીમ કામતસ ધેરા સ્વરથી બોલ્યો; માશુકડી! ઘેલુડી ગભરા નહી! હીંદનો ભાવી શહેનશાહ તારા ચરણની પાસે હાજર છે, હવે તારે કઇ પણ ડરવાનુ કારણ નથી.

મુગ્ધા—અણસમજું યૌવનના વિકારોની સપૂર્ણ રીતે અપરિચિત મેહેરલનિસ્સા પ્રથમ મેલાપમા જ શરમાઇ ગઇ, તેના મોઢાપર અદર ઉભરાતા કામને લીધે લાલાસ છવાઇ ગઇ, હૃદયમા દ્વિધાભાવ થવા લાગ્યો, કોઇ પણ જાતના નિર્ણયપર આવી શકી નહી નિર્ણયને કામાતુર હૃદયમા અવકાશ પણ મળ્યો નહી. તેથી ક્ષણએક ધરતીપર નિહાળીને ઉભી રહી, સલીમ પણ તે મનમોહિનીના મધુર વચનો સાભળવાની રાહ જોતો ઉભો રહ્યો, બે ચાર ક્ષણ સુધી બન્ને વચ્ચે મૌન વ્યવહાર ચાલુ રહ્યો, આખરે સલીમ હારીને તેની પાસે ગયો, અને કામથી કપતા કરે તેનો હાથ પકડીને તેને એક આરસપહાણના મોટા કોચપર બસારી, તેની પ્રશસા કરવો લાગ્યો,

*કદર દરજે હુરૈં અકીક લબાતમ કરે જાં નીહાઈ,
દન્દાને નફીસ બુદ અન્દરે નિહાં નિહાઈ
કુ ફલે જે લાલ બાર દરે આબદાર અઝ લબાત;
ખાલત કે અંબર આમદ ઓ મોહોરે બરા નિહાઈ

સુંદરી! રાજ્યસૌભાગ્યદેવીના ખોળામા ઉછરતા ઉછરતા મેં મોજ મજાઓ ભોગવી છે, અનેક સુંદર પદાર્થો જોઇને નેત્રાનંદ પણ લીધો છે પરંતુ આજે જે કાંઇ મારા જોવામા અને સાભળવામા આવે છે તેવુ જન્મ ભરમાં જોયું કે સાંભળ્યું નથી. આ જગતમા બે વસ્તુઓ એક ઠેકાણે જોવામા આવતીજ નથી પરતુ આજે તે બંને તારામાં નજરે પડે છે. તારા જેવી ગુણવાળી અને રૂપવતી સ્ત્રી આખા હિંદુસ્તાનમાં નથી, તું ખરેખર એક સ્ત્રીરત્ન છે, તારા જેવા રત્નો ક્ષુદ્ર ઘરમાં રહેવા કરતા રાજ મહેલમા રહેવાને વધારે યોગ્ય છે. તેનો બીજે ઠેકાણે કદર થતી નથી, નિર્જન અરણ્યમા ડોલરનુ ફુલ ઉઘડયુ હોય, તેની સુગંધની કિંમત કાંઇજ થતી નથી, ખરેખર તેનું જીવન ઉપભોગ વગર જ જાય છે

મેહેર પોતાનુ માથુ શરમથી નીચુ નમાવીને બોલી; આ બાંદી આપ નામવર યુવરાજના આટલા બધા માનને લાયક નથી મારી હાજરીથી, આપને થોડોક સંતોષ પણ જો થયો હોય તો તેથી હુ મને પોતાને પૂર્ણ ભાગ્યશાળી સમજુ છુ!

"થોડોક સતોષ." એ વાત તું શુ કરે છે? ઓ સુદરી! હૂં તારી પાસે શુ કહુ, જો. ખુદા આપણા બન્નેના ભાગ્યને એકઠા જોડી દે તો પછી કંઇ પણ બાકી રહે નહી. ખરેખર તું એક અનુપમ, સુંદરી છે તારી સમાન તું પોતે જ છે, તુ જેની ઉત્સંગશાયિની—ગૃહલક્ષ્મી થઇશ, તે પુરૂષ મોટો ભાગ્યશાળી ગણાવો જોઇએ.

મેહેર બેઠી બેઠી બધુ સાભળતી હતી, તેણે પ્રેમવિકસિત નેત્રે સલીમ સામે જોઇને કહ્યુ, પ્રિયતમ! ગીજલસની રાત્રે આપનાં દર્શન થયા પછી મને કયાઇ પણ ચેન પડતું નહાતુ! શું કરૂ? કોને કહું? કયા જાઉ? આજે આપને મળવા માટે નીકળી પડી છુ.

સલીમ બોલ્યો, વહાલી! આપણી વચ્ચે પ્રેમ લગ્ન તો કયારનાંએ

---

*અર્થ—તારા પેઢાઓ અકીકના જેવા છે, અને તેની અદર તારા દાતો છે, તે મોતીના જેવા છે તે એટલા બધા તો સુદર છે કે તે પ્રાણ કરતાં પણ વધારે મોંઘા છે તેથી તેને બહુજ છુપી જગ્યામાં રાખેલા છે તારા હોઠ તારા મોહોડાની પેટી ઉપર માણેકનાં તાલાની પેઠે શોભી રહ્યા છે અને ગોરોટાપર બીરાજેલો સુદર તલ એક ખુશબોદાર સીલના જેવો શોભે છે.

થઈ ચુકયાં છે માત્ર ધાર્મિક વચનોથી પરસ્પર સ્ત્રી પુરૂષ તરિકે બધાવાનુ બાકી રહ્યુ છે.

મેહેર, પણ ત્યા સુધી આપણે જગતમા જાહેર રીતે મોજમજા ભોગવી શકીએ નહી, આ બાબતમા હવે તમારે મારા પીતાની સમતિ મેળવવાની છે.

સલીમ, તારા પિતાની ને મારા પિતાની સમતિ ગળતા કાઇ પણ વિલબ લાગવાનો નથી,

આ પ્રમાણે બન્ને જણાઓ વાતચિત કરીને એક બીજાને મધુર ચુબન કરતા હતાં એટલામા એક ચાકરડી ફુલનો ગજરો લઇને ત્યા આગળ હાજર થઇ તેને દૂરથી જોતાજ સલીમ ચેતી ગયો, તેણે મેહેરને આલીગન કરીને જવાની રજા આપી, અને મેહેર માથુ નમાવીને ઉચુ કરે છે, એટલામાં તો એક લોંડીએ સલીમના હાથમા ચીઠી સાથે પુષ્પનો ગજરો મૂકયો. આ ગજરો રઝીયાનો ગુથેલો હતો અને તેણે કરેલા સકેત પ્રમાણે સલીમને પોતાને ત્યા નિમત્રવાને માટે મોકલાવ્યો હતો. સલીમે તે ગજરો અને ચીઠ્ઠી લેતા લેતા મેહેરૂલનિસ્સા તરફ પ્રેમ દૃષ્ટિથી નીહાળીને ફરી મળવા માટે પ્રાર્થના કરી મેહરૂલનિસ્સા બીચારી ભોળી અને દુનિયાના પ્રપચોથી અજાણી હતી. તેને વિષયના કીડા, સલીમના પાપી જીવનની જરા પણ માહિતી ન હતી. સલીમ ભોગી ભમરાના જેવો હતો, તે અનેક વેલીઓના મીઠા મધનો ઉપભોગ કરવામાજ રાત દહાડો ગાળતો હતો

મેહરૂલનિસ્સા સલીમના મુખ તરફ નિહાળતી નિહાળતી ઘાટના પગથીઆ ઉતરવા લાગી, પરતુ તે વખતે રઝીયાની પ્રેમપત્રિકા વાચવામા ગુંથાઈ ગયેલા સલીમે મેહરૂલનિસ્સા તરફ નિહાળીને જોયુ નહી શા માટે જુવે ? ભોગી ભમરની એવી જ વૃત્તિ હોય છે.

મેહરૂલનિસ્સા પાછી હોડીમા જઇને બેઠી અને ધડકતા હૃદય સાથે મોજાંઓથી ઊંચી નીચી થતી હોડીદ્વારા બીજા ઘાટ તરફ ચાલી ગઇ અને ત્યા ઉતરીને પોતાને ઘેર ગઇ.

રઝીયા ઘણીજ પહોચેલી હતી, રાજ્યમા થતી અનેક ખટપટો અને કાવાદાવાની સઘળી માહિતી દૂતોદ્વારા મેળવતી હતી. તે સલીમનાપર પણ છુપા જાસુસો રાખીને નજર રાખતી હતી, કે હમણા કઇ કઇ સુદરીઓના ફદામા તે સપડાયો છે. તેણે પ્રથમથી જ મેળવેલી બાતમી પ્રમાણે આજે ચાહીને સલીમનો છૂપો સંકેત જાણવા માટે તેનાપર પ્રેમપત્રિકા મોકલી હતી. પત્રિકા તદ્દન સાદી હતી અને તેમા એટલું જણાવ્યું હતુ, કે,

વાહાલા સલીમ! ઘણા દહાડા થયા આપણે મળ્યા નથી, તેથી મને ક્યાંઇ પણ ચેન પડતું નથી. આવતે ગુરૂવારે આપણે બન્ને અડચણ વગર મળી શકશું, માટે કરેલા સંકેત પ્રમાણે પાછળના ભાગથી પધારશો! બાકી મળ્યા પછી ખુલાસો થશે.

તમારી વહાલી
**રઝીયાંના સલામ.**

સલીમે તે પ્રેમપત્રિકાને પાછી પરબીડીઆમાં મૂકીને ખુદીયાને કહ્યું; ખુદીયા! તારી બાઇને મારા સલામ સાથે કહેજે કે તમે મુકરર કરેલે દહાડે સલીમ તમારી પાસે હાજર થશે.

જો ધ્યાન રાખજે, અડી કોણ હતું? તે વાત કોઇને પણ કહેતી નહીં હો! એમ કહી તેને એક અસરફી આપીને વિદાય કરી.

પેતી ચાકરડી સલામ કરીને ધીરે ધીરે શાહીબગીચામાંથી પસાર થઇ ગઇ.

હવે સલીમ એકલો પડયો, મેહેરુનનિસ્સા તેના મનમાંથી દૂર થઇ ગઇ, અને રઝીયાએ તેના મન ઉપર પાછો અધિકાર ચલાવવા માંડયો. કેટલોક વખત રઝીયાને મળવા વિશે તથા તેની સાથે આરંભેલા પ્રપંચો કેમ પાર પાડવા, એ વિશે અનેક વિચારો કર્યા અને પછી મોડી રાત્રિ થવાથી તુરત પોતાના વિલાસ મહેલ તરફ ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૯ મું.

### પાપનો ઘડો ફૂટી ગયો.

આજે ફૈઝી અકબરને ત્યાં ભરાનારી ધર્મસભામાં જવાનો હતો અને ઘણું કરીને આખી રાત ત્યાંજ ગુજારવાનો હતો તેથી રઝીયાએ પ્રથમ કરેલા સંકેત પ્રમાણે તે દિવસે સલીમને આવવાનું નિમંત્રણ કર્યું હતું રાજ્યમાં બેગમોમાં અને હલકી પંક્તિના નોકરોમાં છૂપા કાવતરાં જોવાથી અને કેટલીએક વખતે દૈવયોગથી તેમાં તેઓને ફાવી જતા જોઇને રઝીયા પણ તેવાજ કાવતરામાં માથા મારતી હતી રઝીયાને કેટલાક વર્ષ થયા રાજ્યલોભ થયો હતો, તેથી તેણે બાવપ્યના શાહેન-શાહ સલીમને પોતાને હાથ કર્યો હતો, અને તેની મારફતે અકબરને ઠાર કરવાના અથવા તો તેને કેદ કરી લેવાનાં અનેક પ્રકારના કાવત-રાઓ કરવાનો રાત દહાડો તે વિચાર કર્યા કરતી હતી, અને તેને માટે

કેટલીએક યુક્તિઓ અને કેટલાએક છૂપા જાસુસોને તે કામ પાછળ રોકી દીધા હતા. એટલુ જ નહીં પરંતુ અકબરે આરભેલા એકેશ્વરી મતને માટે મુસલમાની કોમમા ખોટી ઉશ્કેરણી પણ ચલાવી દીધી હતી. આજે તે બાબતમા તેણે સલીમની સાથે કેટલોક ખુલાસો કરવાનો વિચાર કર્યો હતો, અને તેજ કારણથી તેણે ખાસ સલીમને પોતાને ત્યા નોતર્યો હતો.

મુલાકાતનો વખત રાતના બાર વાગ્યાનો ઠરાવ્યો હતો અને તે મુલાકાત ઘણી જ છૂપી હતી. ચાકર નોકરો પોત પોતાને ઠેકાણે જઈને સુઈ ગયા, ચોતરફ શાન્તિ પથરાઈ ગઇ, માત્ર એક રઝીયા અને તેની વિશ્વાસુ દાસી શિવાય હવે કોઇ પણ જાગતુ નહોતુ રઝીયાએ ચાકરડીને બોલાવીને ધીરે અવાજે કહ્યુ, ઓ જમુના ? ચાલ જા જોઇએ! અને ઘરના પાછળનાભાગમા પેલી નાની બારી છે તે ઉઘ ડી મુકી આવ!

ચાકરડી તુરત મકાનના પાછલા ભાગમા ગઇ અને દરવાજાની નાની બારી ખુલ્લી મુકી આવી. ફૈઝીના ઘરની પાછળના ભાગમા મોટો બગીચો હતો, એ બગીચામા જાત જાતના દેશી તથા પરદેશી ફુલ ઝાડો અને ફળનાં ઝાડો હતા. છેક ઇરાનમાથી ગુલાબના રોપાઓને મગાવીને રોપવામા આવ્યા હતા તેથી શરૂઆતમા તો ફૈઝી બગીચાની રોજ જાતે તપાસ લેતો હતો. તેથી ચારે તરફ બહુજ સાફ સુફ રાખવામા આવતુ હતુ. જુનાં ઝાડોની ડાળોને કાપી કુપીને સરખી કરવામા આવતી હતી, રસ્તાપર મેંદીના રોપાને પણ દરરોજ કાપીને સરખા રાખવામાં આવતા હતા, લીલા વાસની જાળીઓપર ચમેલીઓના વેલાઓને ચઢાવવા માટે નાના નાના મડપો ઉભા કરવામા આવ્યા હતા પરતુ હમણાં ફૈઝી તે બાબત તરફ બીલકુલ ધ્યાન જ આપતો નહતો તેથી બાગની સઘળી શોભાનો નાશ થયો હતો આજ કાલ ધર્મની બાબત તરફ તેનું વિશેષ ધ્યાન ગયુ હતુ બગીચા ઉપર માત્ર એક જ માળી દેખરેખ રાખતો હતો. તે પોતાથી બને તેટલું કરતો હતો, તો પણ ઝાડો વધીને મોટાં રૂખ થઇ પડયા હતાં, ફુલની વેલીઓ પણ મરજીમાફક વધીને આડી અવળી પથરાઇ ગઇ હતી. બધી જગ્યાએ ઘાસ ઉગી નીકળ્યુ હતુ, અને જે બગીચો એક વખતે બહુ જ રમણીય લાગતો હતો તે અત્યારે ભયકર જગલના જેવો થઇ પડયો હતો. તે માર્ગેથી લોકોની પણ આવર જવર બીલકુલ બંધ હોવાથી કોઇ પણ જાતની કેડી પણ નહોતી તેમા વળી રાતને વખતે તો જીવજતુના ભયથી નોકર ચાકર પણ તે માર્ગ તરફ ઝાઝું આવતા જતા નહતા આવા ભયકર માગથી સલીમ છૂપી રીતે રાત્રે આવવાનો હતો તેથી તે તરફના દરવાજાની નાની બારીને ખુલ્લી મુકવામાં આવી હતી.

બાર વાગ્યાનો સુમાર થઇ ગયો, અને જળ પણ જપા ગયુ તે વખતે સલીમ કાળા રંગનો ઝભ્ભો પહેરીને એકલો પોતાના મહેલમાથી બહાર નીકળી પડયો, અને રાજમાર્ગ વટાવીને પશ્ચિમ તરફના રસ્તા તરફ વળ્યો. રૂજીનું ઘર રાજવાડાથી પશ્ચિમ બાજુપર અમીર ઉમરાવોના ઘરોની પેલી મેર કિલ્લાની નજદીક આવેલુ હતુ સલીમ ચક્રાવો ખાઇ કિલ્લાની બાજુ તરફ જઇને ત્યાથી પાછલા ભાગમા આવેલી એક ખુલ્લી મૂકેલી બારી વાટે સંકેત પ્રમાણે અદર દાખલ થયો, અને ઉતાવળો ઉતાવળો મોટા મોટા શ્વાસ અને કેટલાંએક ફુલ ઝાડોને ખુદતો ખુદતો ખુલ્લા મેદાનમા દાખલ થયો, અને ત્યાથી એક ખુલ્લા બારણાવાળો ઓરડો જેમા ઝાખો ઝાખો દીવો બળતો હતો, એ ઓરડામા ધીમે ધીમે પગલે જવા લાગ્યો આ વખતે એવી તો સાવચેતીથી તે પગલા માડતો હતો કે ખુદ રજીયા જે સરવા કાન કરીને તેની વાટ જોતી બેઠી હતી, તે પણ સલીમ છેક પોતાની પાસે હાજર થયો, ત્યાં સુધી કાઇ પણ જાણી શકી નહીં સલીમે ઓરડામા દાખલ થતા પહેલા ઓરડાના બારણા આગળ અધારામાં કેટલોએક વખત સુધી ઉભોં રહીને ચારે તરફ ખુબ તપાસીને જોયુ તો રજીઆ શિવાય કોઇ પણ તેની નજરે પડયુ નહી, એટલે તે તુરત ઓરડામા દાખલ થયો અને રજીયાની પાસે જઇને શરીરપરનો અધાર પછેડો (ઓવરકોટ) ઉતારી નાખ્યો.

રજીયા તેની વાટ જોતી બેઠી હતી તેણે તુરત ઉભા થઇને સલીમને માન આપ્યુ અને તેનો હાથ પકડીને તેને પાસેના બીછાનાપર બેસાડયો.

રજીયાએ આજે પોશાકમા માત્ર શરબતી મલમલનો એક પીસવાજ અને શરીરપર બદન ધાટનુ એક ચોળી બદન પહેર્યું હતુ તે આજે રાત્રિના તદ્દન સાદા પોશાકમા જ હતી, તો પણ તેનો કાળા રંગનો ધાટો, નિતબ પ્રદેશ સુધી પડતો મોટો ચોટલો. અને ઉન્નત તથા વિશાળ ઉરસ્થળ જોનારાને ખરેખર મોહક થઇ પડતા હતા રજીયા સલીમના ખભાને અઢેલીને બોલીં, વહાલા! હવે આપણી પેલી વાતનુ શુ કર્યું? શુ તમે આમ ભયમાં ને ભયમા જ દહાડા ગાળવાનો વિચાર કર્યો છે?

નાના! વહાલી! હુ રાત દહાડો તે બાબતના જ વિચારમા મગ્ન રહુ છું, અને ઘણુ કરીને કેટલાએક કામો તો તયાર થવાની અણીપર આવી ચૂકયા છે.

રઝીયા સલીમના શરીરપર પડીને બોલી, મે પણ પેલા અબદુલકાદરને ખુબ ઉશ્કેર્યો છે, તેણે લોકોમાં હવે એવી બૂમ ઉરાડી છે કે, કાફરો આપણા ધર્મનો નાશ કરવાને અકબરને ઉશ્કેર્યા કરે છે,

તેથી ઇસલામ ધર્મવાળા અમીર ઉમરાવો પણ અકબર ઉપર નાખુશ થઈ ગયા છે

સલીમ; એ કામ પ્રથમ કરવાનુ હતું, કારણ કે આપણાથી આરોપ મૂકયા શિવાય અકબરની સામે થવાય જ નહી. તેમ અમીર ઉમરાવોની આપણા તરફ દીલસોજી પણ ખેંચી શકાય જ નહીં. તમારી યુક્તિ મને ઘણી જ પ્રસદ પડી છે તમે તેને માટે અબદુલકાદરને હમેશા ચઢાવ્યો જ રાખશો

રજીયા, ઠીક પણ આવી જોખમ ભરેલી બાબતમા ઉતરના પહેલા મારે આપને એક જણાવું જોઇએ કે, આપણા છૂપા કાવતરા કોઇ પણ રીતે બહાર પડે નહીં. તેને માટે બહુ જ સાવચેત રાખવાની જરૂર છે.

સલીમ, તેમાં વળી ભલામણ કરવી પડતી હશે કે ?

રજીયા, મને આજકાલ તમારાપરથી પણ વિશ્વાસ ઉડી ગયો છે ! હૂ તો તમારાથી પણ ડરતી ફરૂ છુ.

તેનુ કારણ જણાવશો ? કારણ કયા શોધવા જવુ પડે તેમ છે. તમારા મનનુ અસ્થિરપણું તે જ કારણ.

કઇ બાબતમા તમે તેવુ જોયુ ! ઘણીએ બાબતોમા.

સલીમ તુરત મનમા તો સમજી ગયો, પણ અજાણ્યો થઇને પૂછવા લાગ્યો, કાંઈ કહેશો કે એમ ઠપકો જ આપ્યા કરશો

તમારૂ હૃદય જ તમને શાક્ષી આપે છે.

સલીમ; ચોખ્ખે ચોખ્ખુ જે હોય તે કહી નાખ:

સ્વાભાવિક ઇર્ષ્યા તથા દ્વેષના સ્વાભાવને લીધે તે વખતે રજીયાંના મોઢાપર ગ્તાશ છવાઇ રહી હતી, તે ક્રોધાવેશમા આવી જઇને બોલી, યમુનાના તિરપર તમે કોની સાથે વિહાર કરતા હતા ? તેનો વિચાર કરો ! હુ બધુ સમજુ છું તમે હવે મારા રહ્યા નથી એટલા માટે મેં તમારી સાથે જે પ્રીત જોડી છે, તેને માટે મને પસ્તાવો થાય છે.

"પસ્તાવા ' વહાલી ! એ શુ કહો છો !

ખરેખર પસ્તાવો જ. મારી કરી કારવી સઘળી મહેનતને તમે અણીને વખતે ધૂળધાણી કરી નાખશો. એક કવિ કહી ગયો છે કે, કોઇને પણ હૃદય આપવુ નહીં, અને હૃદય આપ્યા પહેલાં તેની બહુ જ પરીક્ષા કરવી. હુ તમને મારુ હૃદય આપીને ખરેખર પસ્તાઉ છુ, મેં મારાં જીવતરને ઝેર કર્યું છે, આમ બોલતાં બોલતા રજીયા તુરત પોતાની આખમા બનાવટી આસુઓ આણીને રડવા લાગી.

સલીમથી તે સહન થઇ શકયુ નહીં, તે સ્વભાવનો ભોળો હતો,

તેના મનમા કોઇ પણ જાતનુ કપટ ન હતું, માત્ર વિષય અને રાજ્ય-લોભ એ બે વસ્તુને લીધે જ તે આડા અવળાં ફાંફા મારતો હતો. તેણે વિચાર કર્યો કે, જો રજીયાં ઉદાસ થશે, તો મારી સઘળી ધારણા ધૂળમાં મળી જશે, તેથી તેને સમજાવીને ઠેકાણે લાવવાની જરૂર છે આમ વિચાર કરીને તુરત સલીમ બોલ્યો, વહાલી રજી-યા! તારે મનમા કોઇ પણ જાતનુ ઓછુ આણવાનુ નથી. હુ મારી બેગમો કરતા પણ તને વધારે ચાહુ છુ અને તને વચન આપુ છું કે રાજયાસનપર આવ્યા પછી હુ તને મારી વડી બેગમ બનાવીશ રજીયાને રાજયવૈભવોની અને લોકોમાં મોટાઇ મેળવવાની ભૂખ હતી, તેણે તુરત સલીમના તરફ ચળકતી આંખો ફેરવીને હસતા હસતા કહ્યું; વહાલા! મારા કહેવાપર મનમા ખોટુ આણશો નહીં, હું તમને ઠપકો આપતી નથી, પણ માત્ર એક સૂચના કરુ છુ.

સલીમ, તેવી સુચનાને માટે હુ તમારો આભાર માનું છું.

રજીયાને હવે નવીન બળ આવ્યુ, તે ભારે મોહુ કરી બોલી, તેવી સુંદરીઓના સગમાં ફર્યા કરશો, તેથી આપણા કામમા ધ્યાન આપી શકશો નહીં, એટલુ જ નહી પરતુ તમારા ભોળા સ્વભાવને લીધે કદાચ તે છોકરી તમારા મનની છૂપી વાત જાણી લેશે તો આપણી કરી કારવી મહેનત કોકટમાં જશે, તે કોની દિકરી છે? તે તમે જાણો છો? અબાબાસ અકબરના ઘણોજ માનીતો ઉમરાવ છે, તેથી તેની દીકરીથી તો બહુજ સાવધ રહેવાની જરૂર છે.

સલીમ, તમારો ઉપદેશ માથે ચડાવુ છું, પરંતુ આપણુ આરભેલુ કામ હવે કેવી રીતે પાર પાડવુ?

રજીયા; તેને માટે પહેલા તો કેટલાએક અમલદારોને ખાનગીમાં મળીને મેળવી લેવાની જરૂર છે.

સલીમ, તેને માટે બધી સગવડો ચાલુ થઇ ગઇ છે, પરંતુ શહેન-શાહની આસપાસ રહેનારાઓમા સૌથી વધારે ભયકર પુરૂષો અબુલ-ફજલ અને ફૈજી છે, માટે તેઓનો કોઇ રીતે ઘાટ ઘડવામા આવે તો પછી બીજા મડળને પહોચી વળતાં તો કઇ પણ વાર લાગે તેમ નથી.

રજીયા; મને પણ તેને માટે ઘણોજ ભય રહે છે, અને તેના બધનને લીધે તો મારાથી કેટલાએક ધારેલાં કામ ઝટ પાર પડતાં નથી

સલીમ; ત્યારે હવે તે બન્ને ભાઇઓનો અંત કેવી રીતે આણવો તેની કોઇ યુક્તિ તમારી પાસે છે?

રજીયા; હું પણ તેનો જ રાત દહાડો વિચાર કર્યો કરુ છું, જો આપણે કામ કરવા જતાં તેમા ફાવી શકીએ નહીં, અને આપણુ કાવતરુ

ઉઘાડું પડી જાય તો પછી આપણા બાર જ વાગી જાય, અને આપણે આ દુનિયાપર રહેવું પણ ભારે થઇ પડે, આટલામા રજીયાને બહારના ભાગમાં કઇક ખડખડાટ જેવુ જણાયુ એટલે તેણે વાત કરતા એકદમ ચમકી જઇને સલીમને પૂછ્યુ, તમે દરવાજાની બારી બધ કરીને આવ્યા છો કે ઉઘાડી મૂકી આવ્યા છો ?

સલીમ, ઘણુ કરીને તો બધ કરતો આવ્યો છુ, પરતુ ખાત્રીથી કહી શકતો નથી.

સલીમે ઢચુપચુ જવાબ આપ્યો, સલીમ આવતી વખતે ઉતાવળમા હોવાથી બારી બધ કરવી વીસરી ગયો હતો, અને તેના દાખલ થયા પછી થોડીક પળે ફૈજી પણ તેજ બારણેથી રજીયાની છૂપી હીલચાલ જોવાને અદર દાખલ થયો હતો, અને ઓરડાની આગળના ભાગમાં એક ઝાડની ઓથે અધારા ભાગમા ઉભો ઉભો બન્નેની વાતચિત સાભળતો હતો. જ્યારે પોતાના નાના ભાઇ અબદુલફૂજલના તથા પોતાના ખુનની વાત આવી ત્યારે ફૈજીને રોમે રોમ ક્રોધની કપારી વછૂટી અને ઝાડને આઘાત લાગવાથી ઝાડના પાત્રાઓમાં ખડખડાટ થઇ ઉઠયો.

ખડખડાટ સાભળીને રજીયાને કોઇ માણસનો વહેમ આવ્યો, પાપી મનુષ્યને હમેશાં પાપ કરતી વેળા મારા પાપ કોઇ જોતુ તો નથી ? આવીજ શકા રહ્યાજ કરે છે, આવી શંકાઓ રજીયાને થયાજ કરતી હતી, કારણ કે ખરેખરી કાવતરા બાજ તો તેજ હતી સલીમ તો તેના હાથનુ એક રમકડુ હતુ, તે તો તેના દોરીસચારા પ્રમાણેજ સઘળું કરતો હતો, માટે તેને નિર્ભય રહેવાનો વધારે સભવ હતો, તો પણ તે અત્યારે કાળી રાત્રે પારકાના ઘરમા દાખલ થયો છે, એમ તેના મગજપર જ્યારે જ્યારે વિચાર આવતા હતા, ત્યારે ત્યારે તેના મનમા ભય પેદા થતો હતો.

રજીયા વાત કરતી કરતી સલીમના ગોદમા લોટી પડી, અને તેનો કાળો ભમર જેવો છૂટો ચોટલો આસપાસ પથરાઇ ગયો

સલીમ તેના મનમોહક મુખચદ્ર તરફ થોડીવાર નિહાળ્યા પછી બોલ્યો, વહાલી ! ત્યારે હવે બન્ને ભાઇઓના સબધમા કેવાં પગલા લેવાં વારૂ !

રજીયા, કેવાં પગલા ? જો કોઇ પણ ઉપાય સુઝે નહી તો પછી કોઇ પુરૂષને લાલચ આપીને તેમને ઠાર કરવા, જેમ વખત વીતે છે તેમ દુસ્મનો સબળ થતા જાય છે

સલીમ, તમારી સુચના મને વધારે ઠીક લાગે છે હુ તેને માટેજ લાગ શોધુ છુ.

રજીયા, લાગ! તેઓ બન્ને જણા રાત્રે શેહનશાહની કચેરીમાથી જેવા બહાર પડે કે તુરતજ ઠાર કરી નાખવા.

ફૈજી અત્યાર સુધી છૂપાઇને બધું સાભળ્યા કરતો હતો, તે પોતાના અને પોતાના ભાઇનાં ખુનની વાત આવી એટલે એકદમ રાતો પીળો થઇ ગયો, અને તુરત છલાગ મારીને ઓરડાની અદર દાખલ થઇ; ધાટો પાડીને બોલી ઉઠયો, ઓ નાપાક રજીયા! તથા બેહયા સલીમ! તમારાં બધા કાવતરાં મેં સાભળ્યાં છે. તમે તમારા પ્રપચમા ફાવ્યા પહેલાજ જહ-ન્નમની ખાડને આધીન થઇ જાવ! આમ બોલતાજ તેણે તુરત કમ્મરપર લટકતા મીયાનમાથી સડસડાટ તરવાર બહાર ખેંચી કાઢી, અને સલી-મની ગળચી દાબીને તેના છૂટા કેશ સાથે તેના ખોળામા પડેલી રજીયાની છાતીપર ઘુટણ ટેકવી દાત કચકચાવીને બોલ્યો; ઓ હીજડા? તેં તારા બાપના નેક નામને કલકિત કર્યું છે! ઓ કુતરા! તારા જેવા નીચ શાહજાદાને લીધે મોગલની શહેનશાહતને પણ સદાયને માટે બટ્ટો બેઠો છે, જો મારી નાખુ તો આટલીજ વાર લાગે, પરતુ અકબરની શરમ આડી આવે છે. શુ કરૂ! તારા કર્મોથી જ તુ મુવેલો છે. તને મરેલાને મારવાને મારો હાથ ઉપડતો નથી, એમ બોલતાં બોલતાં પાછી તર-વારને મીયાન કરીને તુરત હાક મારી કે ચાર જણાઓ ઉઘાડી તરવારો સાથે ઓરડામા દાખલ થયા.

આ વખતે સલીમ નિચુ માથુ કરીને ફૈજી તરફ નિહાળતો એક બાજુ ઉભો રહ્યો, અને બીજી બાજુ રજીયા શરમની મારી જમીન તરફ નીચુ માથુ કરીને ઉભી રહી બન્નેની વાચાઓ બધ થઇ ગઇ. ફૈજીએ ગુસ્સામા આવી જઇને સલીમને કહ્યુ, લુચ્ચા? દૂર થા મારી નજર આગળથી, તારૂ પાપી મોહુ મને બતાવ નહીં એમ કહીને સલીમને જોરથી ધક્કો માર્યો. સલીમ પોતાના શરીરનું સમતોલપણું જાળવીને તુરત ત્યાથી પસાર થવા લાગ્યો, પસાર થતાં થતા મનમા બબડયો, ઓ નીચ! તને મારી નાખતાં કોઇ પણ જાતનો વિલંબ લાગે તેમ નથી, પરતુ તેમ કરતા વખતપર મારી સર્વે આશાઓ ધૂળમાં મળી જાય, માટે આ વખતે તો ગમ ખાઇને હુ ચાલ્યો જાઉ છું પણ હવે થોડા દહાડામાં જ મારો ક્રૂર હાથ તને દેખાડીશ.

હવે ફૈજી અને રજીયા બેજ રહ્યાં, ફૈજીએ ક્રોધાવેશમાં આવીને કહ્યુ, કેમ નાપાક નાજની? તારે મારૂં અને મારા ભાઇનુ ખુન કરીને વડી બેગમ થવુ છે? તારાં કાવતરાઓનો ભોગ થતા પહેલાજ હુ તે સઘળું જાણી ગયો છુ તેને માટે અલ્લાહતાલાના શુકરાના માનું છુ, ઇશ્વર દયાળુ છે!

"અરે કોઇ છે રે?" આમ જેવી હાક મારી કે પેલા હથીયાર બંધ સિપાઇઓ તુરત તેની પાસે હાજર થયા તેઓને ફૈજીએ હુકમ કર્યો કે આ નાપાક સ્ત્રીને બીજો હુકમ થતાં સુધી હાલ તો અંધારા ઓરડામાં પૂરી ઘો, હુકમ સાંભળતાજ રજીયાની બધી ધારણાઓ ભાગી પડી, તે ઘૂરે મોઢે કપાળ કુટતી રડવા માંડી, પરતુ ફૈજીએ તેનાપર દયાની નજરથી જરા પણ ધ્યાન આપ્યુ નહી, તે સાથી પોતાના શયન મંદિરમા ચાલ્યો ગયો, અને રજીયાને એક અંધારા ઓરડાને સ્વાધીન કરવામાં આવી.

## પ્રકરણ ૧૦ મું.

### સલીમ અને આયાસબેગ.

શાહજાદો સલીમ મેહેરના અનુપમ સૌંદર્યપર મોહી પડયો હતો એ વાત આપણે તેમની પ્રેમ પત્રિકા અને યમુનાના તીરપરના પ્રસગોથી સારી રીતે જાણીએ છીએ. મેહેરૂલનિસ્સા એ એક અનુપમ સુદરી હતી, તેણે પોતાનાં દિવ્ય રૂપને લીધે સલીમના હૃદય ઉપર પોતાનુ આધિપત્ય બેસાર્યું હતુ. સલીમ રાત દહાડો મેહેરૂલનિસ્સાનુજ નામ જપ્યા કરતો હતો રજીયા જે સલીમને હાથે કાળા કર્મ કરાવીને હીંદની મહારાણી થવા માટે અનેક પ્રપંચો રચ્યા કરતી હતી, તેણે મેહેરૂલનિસ્સાના રૂપપર સલીમ મોહિત થઇ ગયો છે, એમ જાણ્યા પછી સલીમને બહુજ ઠપકો આપ્યો હતો, તોપણ તે ઠપકાની અસર સલીમને માત્ર તેની સમક્ષમાજ થઇ હતી. પરતુ ઘેર આવ્યા પછી પાછી મેહેરૂલનિસ્સા તેના હૃદયમાં સજીવન થઇ હતી સલીમ જ્યારે જ્યારે નવરો પડતો ત્યારે માશુકના શરીરની ચદ્રિકા જેવી ગૌર કાન્તિ, સુદર મુખચંદ્રમાં પરવાળા જેવા લાલ હોઠ, તેના ઉપર છાઈ રહેલુ મૃદુ મૃદુ સ્વાભાવિક હાસ્ય, મધુરા હાવભાવ, કામના વિકારોને દર્શાવતા કટાક્ષો, યૌવનથી ભરપૂર શરીરના અવયવો, વચ્ચે વચ્ચે મૃદુ મૃદુ મધુરી વાણી. આ સર્વનું સ્મરણ થઇ આવતાં સલીમનો હૃદય સમુદ્ર એકદમ વિકારોથી ઉભરાઇ જતો હતો. તેનો મધુરો કંઠ, તેની પ્રણયયુક્ત બોલવાની છટા, તીરછી આંખથી વારંવાર લજ્જાયુક્ત જોવુ, એ સર્વનુ સ્મરણ કરતાં સલીમ એકદમ પોતાનાં સ્વરૂપને વીસરી જતો, વિહ્વળ બની જતો, આજ કાલ સલીમને મેહેરજ આરાધના કરવાની એક દેવી થઇ પડી હતી. તે મનમોહિનીએ પોતાના કટાક્ષોથી સલીમના હૃદયને ભેદીને તેમાં

પોતાનો નિવાસ કર્યો હતો. સલીમ રાત દહાડો મેહેરના અનુપમ સૌંદર્યનેજ આધીન થઇ ગયો હતો.

સલીમે પોતાના મનમાં નિશ્ચય કર્યો કે, ગમે તે થાય તોપણ મેહેર જેવી એક સ્ત્રી રત્નને હાથમાંથી જવાં દેવું નહીં. તે રૂપવતી સુંદરીને માટે સલીમ પોતાનાં કુળ, લાજ, પ્રતિષ્ઠા તથા રાજ્યાસનનો પણ ભોગ આપવાને તત્પર થઇ ગયો હતો, તે ઘણો વખત સુધી મન સાથે વિચાર કર્યા પછી જાતેજ આયાસને મળ્યો અને તેને સ્પષ્ટ રીતે પોતાની ઇચ્છા કહી સભળાવી અને છેવટે તેને પ્રલોભન આપતા બોલ્યો કે, તમે તમારી કન્યાના માની સાથે લગ્ન કરવાથી હાલના કરતા પણ વિશેષ માન અને અધિકારને મેળવવા ભાગ્યશાળી થશો! હુ તમારી પાસે પ્રતિજ્ઞા કરીને કહુ છું કે, તમારી દિકરી મારી હૃદયેશ્વરી થઇને રહેશે, તેમ વળી હુ એ વાત પણ તમને જણાવી દઉ છુ કે, મારા પિતાના મરણ પછી હું જ્યારે શેહનશાહના તખ્તપર આવીશ ત્યારે તમારી દીકરી મહારાણીની પદવીને શોભાવશે, અને બેગમ મેહેલમાં તે સર્વ બેગમોની અધીશ્વરી થશે.

આયાસ લમણે હાથ દઇને બેઠો બેઠો આ સર્વ સાભળતો હતો, તેને તુરત પેલુ કન્દહારનુ ભયકર રણ અને ત્યા દૂધને માટે ટળવળતી મેહેરુન્નિસ્સાનુ કુમળુ નિરાશ મોહોડુ યાદ આવ્યું. તે પછી તેનો ત્યાગ, તેનાપર સર્પે કરેલી ફેણની છાયા, અને પુત્રીને માટે માતાનો વિલાપ, એ પણ એક પછી એક યાદ આવવા લાગ્યુ, પેલા કાળા સર્પની ફેણના છત્રે તેના મનમા પુત્રીના ભવિષ્યના ઉદયની આશાનો સચાર કર્યો, તેના મન ઉપર હિન્દની રાજ્યલક્ષ્મીનાં પ્રલોભને પણ અસર કરી, પરતુ થોડા વખત પછી કોણ જાણે શા વિચારે આયાસને પાછો નિરૂત્સાહ બનાવી મૂકયો તેનું હૃદય જ તેને ઉપદેશ કરતુ હોય તેમ કહેવા લાગ્યું કે, જરા થભી જા, દુષ્ટ આશારૂપી ઝેરી પાશમા તુ પક્ષીની પેઠે નહી પડ, સતોષમા સુખ છે! અતિ લોભ એ પાપનુ મૂળ છે! નરકના કીડારૂપ મનુષ્યપતગ એ પ્રમાણે રૂપમોહિત થઇને અગ્નિમા ઝપલાવે છે, માટે એકદમ લક્ષ્મીની લાલચમા ફસાવુ એ સારૂ નથી

આમ અનેક ઉડા વિચાર તરગમા ગળકા ખાતો આયાસ તુરત પાછો બાહ્ય જગતમા આવ્યો અને તેણે સલીમને વિવેકથી કહ્યુ, હજુર! આપે જે વાત કહી. તેમા મારો ઉદય સમાયેલો છે પણ આ બાબતમાં હુ વિચાર કરીને આપને જવાબ દઇશ હાલમા ઉત્તર આપી શકતો નથી બાદશાહની સલાહ લીધા વિના આવા કામમા સ્વતન્ત્રપણે આગળ પડવાની હામ કોણ ભીડી શકે? આ કામ કાઇ નાનુસનું નથી, પરસ્પર આતર વહેચવાની વાત છે, સમજ્યા શાહજાદા?

હા! હું બધુય સમજું છુ, ધણી અને નોકરના સબંધનો વિચાર કરીને ભવિષ્યના હિન્દના શહેનશાહને તમે કન્યા આપતા ડરો છો? પરંતુ જ્યા પ્રીતિ છે, ત્યા પદવી કે અધિકારના, તેમજ ધણી કે નોકરનો વિચાર હોતોજ નથી. તોપણ હુ તમારો મર્મ સમજી ગયો છુ. તમે અકબર બાદશાહને મોઢે તમારી પદવી તથા કુળની તરફ ધ્યાન આપતા આ વાત હિમ્મતથી કરી શકતા નથી, માટે હુ જાતેજ કોઇ પ્રસગે લઇને આ વાત છેડીશ, અને તેમની સંમતિ મેળવી લઇશ. એટલે પછી તમને કોઇ પણ જાતની અડચણ રહેશે નહીં.

આયાસ પોતાની દાઢીપર હાથ ફેરવતા બોલ્યો યુવરાજ! જો બાદશાહ પોતેજ અનુમતિ આપે તો પછી એવો મૂર્ખ કોણ હોય કે જે આ દુનિયાના પાળક સાથે પોતાની કન્યાના લગ્ન કરવાનો વાંધો લે? લક્ષ્મીને માટે અનેક પ્રયત્નો કર્યા પછી પોતાની મેળેજ આવી ચઢેલી લક્ષ્મીનુ કોણ અપમાન કરે?

વાજબી છે! દુનિયાએ ઠરાવેલા ખોટા માન મરતબામા અંજાઇ જઇને અથવા તો કુળના જૂઠા બંધનમા બંધાઇ જઇને કયો મૂર્ખ પોતાના પગ આગળ પડેલા અમુલ્ય રત્નને છોડીને કાચની ઇચ્છા કરે? હજ્જારો જપ તપથી પણ નહી મળે તેવુ અમુલ્ય રત્ન વગર મહેનતે મળી આવે એ એક ભાગ્યોદયનુ મોટુ ચિહ્ન છે આ શાહજાદો તમને વચન આપે છે કે તમે શહેનશાહની બાબતમા નિશ્ચિત રહેજો, તેના તરફની રજા હુ પોતે મેળવી આપીશ

આયાસ, તો પછી મને કઇ પણ અડચણ નથી, આ ચાકર પણ હજુરના ફરમાન પ્રમાણે કરવાને તૈયાર છે.

આમ વાતચિત કર્યા પછી સલીમ ત્યાંથી પોતાના ઘર તરફ રવાના થયો, અને આયાસ એકલો પડવાથી તે બાબતપર વિચાર કરવા લાગ્યો શુ આ તે મને સ્વપ્ન આવ્યુ છે કે કોઇ સેતાન છળકપટ કરે છે? અથવા તો રણભૂમિમા જોએલા ઝાંઝવાના જળની પેઠે આ બધુ મિથ્યા તો દેખાતું નહી હોય? શાહજાદો સલીમ હિન્દનો ભવિષ્યનો શહેનશાહ મારી દિકરી સાથે વિવાહ કરવાની ઇચ્છા કરે છે મારા જેવા એક હલકા ઉમરાવની દીકરી જોડે! અને તે પણ તે જાતે મોઢે ચડીને માગુ કરવા આવ્યો છે અને મોટા આગ્રહ સાથે માગુ કરે છે. મારી દિકરી જે રેતિના રણમા એક દૂધનુ ટીપુ નહી મળવાથી મરવાને તૈયાર થઇ હતી, તે અન્નને અભાવે ટળવળીને મરણ પામેલી માતા અમીનાની પ્રેમપાત્ર મેહેર હિન્દની અધીશ્વરી થશે? ઓ સ્વપ્ન! તારામાં આટલુ બધુ શુ આશ્ચર્ય છે? તારામા સત્યના

૧૯૭૨૮

અંશ કરતાં મિથ્યા ઉપહાસનો અંશ વધારે ભરેલો હોય છે. તે ભર નિદ્રામાં કઇ કઇ રકને રાજા તો કઇ કઇ રાજાને રક બનાવી દીધા છે! તારી લીલા આશ્ચર્યકારક છે? શુ સલીમ મારા મનનો અભિપ્રાય જાણવા તો નહી આવ્યો હોય? નહી, નહી. જો મને છળવા માટે આવ્યો હોય તો તે મારા તરફથી પરોણા ચાકરી કેમ સ્વીકારે? તેના બોલવા ચાલવા ઉપરથી છળકપટનો તો જરા પણ અશ જણાતો નથી. આમ કેટલો-એક વખત સુધી આયાસે પોતાના મનની સાથે આડાઅવળા અનેક વિચારો કર્યાં, અને ફરી ફરીને તે પોતાના મનનુ સમાધાન કરવા લાગ્યો; મારે આટલું બધુ આશ્ચર્ય પામવાનુ કાંઇપણ કારણ નથી. ખરી રીતે વિચાર કરતાં તો કોઇ રાજાએ નથી ને કોઇ પ્રજાએ નથી, રાજાનો પણ રાજા છે કે જેની દરબારમાં દુનિયાના રાજા અને પ્રજાનો એકસરખો ન્યાય થાય છે, આજીવિકાને લીધે એક રાજા અને બીજો તેનો સેવક બને છે. પરતુ ખરી રીતે જોતાં તો રાજા ને સેવકનો જે સબધ છે, તે સંબધ લૌકિક છે, તે કાઇ ઇશ્વરી સંબંધ નથી. હલકી સ્થિતિમાથી ઉન્નત સ્થિતિમા આવવું હોય તો પણ આવી શકાય છે. આખું જગત સૌંદર્યની પાસે પોતાનુ માથું નમાવે છે, મારી દીકરી તેવા એક અનુપમ સૌંદર્યની અધીશ્વરી છે માટે સલીમ તેના ચરણમા પોતાનું માથું નમાવે છે એમાં આશ્ચર્ય શુ? રૂપની પાસે કોણ પરાભવ પામ્યા નથી? મારી મેહેર પણ દેવતાઇ રૂપનો ભડાર છે, તેનાપર સલીમ મોહિત થાય, એમાં કોઇપણ આશ્ચર્ય માનવા જેવું નથી, આવા તો સેંકડો સલીમો તેના ચરણમાં આળોટી પડે, એ સ્વાભાવિક છે. ઓ મારા હૃદયના વિસામારૂપ અમીના! તું અત્યારે કયા છો? અત્યારે તારી પુત્રીનુ સૌભાગ્ય જોઇને તુ કેટલી બધી રાજી થાત?

આમ બોલતા બોલતા આયાસ બેગની બન્ને આંખોમાંથી આસુઓ ટપકવા લાગ્યા, તેણે અતરમાં ને અતરમા પ્રિયતમાની મૂર્તિનું સ્મરણ કરીને પ્રેમપુષ્પોથી તેનું પૂજન કર્યું, તે સમજ્યો કે એકાતમા બેશીને નેત્રના જળથી હૃદયને ધોઇને નિર્મળ કરવાથી જે આનદ મળે છે, તે આનંદ આ કોલાહલમય સસારમા સેંકડો આડંબરોથી પણ મળતો નથી.

આયાસ બહારના દીવાનખાનામાંથી ઘરમા ગયો અને એક નાની ચટાઇપર તકીયાને અઢેલીને પડયો, અને મનમા ને મનમા જ મેહેરની સાદી સંબધી વિચાર કરવા લાગ્યો.

મેહેરની ઉમ્મર હવે લગ્ન કરવા જેવડી થયેલી છે, હવે તેને ઝાઝો વખત કુવારી રાખવામાં સાર નથી, ખુદ આગરા શહેરના વજીરો,

અમીર ઉમરાવો, અને બીજા જમીનદાર સરદારો તરફથી મેહેરના ઉપરા- ઉપરી માગા આવે છે. કોને ના પાડવી ? અને કોનુ માગુ સ્વીકારવુ ? એ કામ ખહુ જ વિચારનુ છે. પુત્રીને યોગ્ય વરની સાથે વરાવવાનો મુખ્ય અધિકાર બાપનો છે, પરતુ તેમા પુત્રીનુ હિત પ્રથમ તપાસવાનુ છે, પ્રથમ માગણી શાહજાદા સલીમની છે, સલીમ ભવિષ્યમા હિન્દુસ્તાનનો શહેનશાહ થવાનો છે, અને તેના સબધથી મેહેરનોજ નહીં, પરંતુ તેના કુટુંબની ઉન્નતિનો પણ તેનાપર આધાર રહેલો છે. લક્ષ્મીને શોધવા જવી પડી નથી પરન્તુ તે ચાદલો કરવા આવી છે. આ વખતે મોઢુ ધોવા જવા જેવો દેખાવ કરવો, એ પરિણામે પસ્તાવા જેવુ છે, જ્યા સર્વ જાતનુ સુખ છે, તેમા કોઇ પણ જાતનો વિચાર કરવાનુ નથી, પરન્તુ સુખને અતે દુ ખ પણ રહેલુ હોય છે. બીજી તરફ શાહજાદો સલીમ સ્ત્રી- લપટ છે, એ બાબતપર પણ ધ્યાન આપવાનું છે. થોડા દહાડા પહેલાં ફૈજીના ઘરનો ભવાડો બહાર આવ્યો છે, અને રજીયાનાં કાવતરાં ખુલ્લાં પડયા છે. તે તરફ જોતાં શાહજાદો આવી સ્થિતિમાં ઝાઝા દહાડા સુખે નભી શકે એમ જણાતુ નથી વળી તે દારૂડીયો છે આજે માગણી કરે છે અને કાલે ઉઠીને મારી દીકરીને ખુર્દમહેલને શરણે કરે તો પછી શુ કરવુ ? ખુદ અકબરની અને તેના શાહજાદા- ઓની બેગમો કેદીની સ્થિતિમા પોતાની જીદગી ગુજારે છે, તે કયાં મારાથી અજાણ્યુ છે! એક નહી પરન્તુ અનેક બેગમો કર્યા છતા પણ વ્યભિચારનો કીડો થઇને ફરનારા શાહજાદા સલીમ કરતા તો એક ગરીબના છોકરા સાથે મારી પુત્રીને પરણાવવાથી તે આ દુનિયાનુ સપૂર્ણ સુખ ભોગવવાને ભાગ્યશાળી થાય.

શેહેરઅફ્ગાને હજી પોતાની સાદી કરી નથી તે સ્વભાવે શાત, વિનયી, રૂપાળો, અને પરહેજગાર છે, સઘળા લોકોમા માનપાત્ર થયેલો છે, શાહનશાહ અકબર પણ તેની બહાદુરી પર મોહી પડયો છે, અને તેની મોટા મનસબદારની જગ્યાપર નિમણુક કરી છે. તે જો કે એક સાધારણ અમીર છે, પરન્તુ તેના તરફ જોતાં તે મારી મેહેરનુ વચન ઉથાપે એવો જણાતો નથી. સલીમ અને તેની બન્નેની વચ્ચે બરાબરી કરુ તો રૂપ, ગુણ અને શરીરસપત્તિમા સલીમ કરતા તે ચઢે તેવો છે

આમ વિચાર કરે છે એટલામા મેહેરઉન્નિસાની ચાકરડી નન્ની- જાન આયાસની પાસે આવીને ઉભી રહી અને સલામ કરીને બોલી, શેઠજી ! શેહેરઅફ્ગાન તરફથી એક ચાકરડી કઇક ભેટ લઇને આપને મળવા આવી છે, તે આપની સાથે વાત કરવા માગે છે.

આયાસે થોડો વખત વિચાર કરીને કહ્યુ; ખુશીથી લઇ લ્યો ! શી હરકત છે, નન્નીજાન નમન કરીને જેવી આગળ ચાલી કે તુરત આયાસે તેને પાછી બોલાવીને કહ્યુ કે; તે ચાકરડી મારફત શેહેરઅફગાનને મારા સલામ કહાવજો !

જી સાહેબ ! આમ કહીને નન્નીજાન તુરત ત્યાંથી વિદાય થઇ.

આયાસ પાછો એકલો પડયો, એટલે તેના મનમા તેજ વિચારો પાછા ઘોળાવા લાગ્યા. તે હસતા હસતા પોતાના મનનેજ સબોધીને કહેવા લાગ્યો, શહેનશાહના ઘરમા જો કે આખા જગતનુ ઐશ્વર્ય છે, તો પણ સ્ત્રીઓના હૃદયનો સતોષ તેના ઘરમા રચભાર પણ હોતો નથી. સલીમ હિન્દનો કર્તા હર્તા છે એ વાત ખરી પરન્તુ પાક સ્ત્રીઓના હૃદય ઉપર તેની પ્રતિષ્ઠા નથી શૂરવીરોની હરોલમા ચાલનારો શેહેરઅફગાન જો કે દરિદ્ર છે તોપણ તે હૃદયના ઉન્નતપણાને લીધે સર્વ નારીઓની પ્રીતિપુષ્પાન્જલીને પાત્ર થયો છે જો મારી પુત્રીના સુભાગ્ય જ હોય તો હુ સલીમ કરતા શેહેરઅફગાનને વધારે ચાહુ !

ધન-દોલત માણસને સુખી કરી શકતા નથી, પરન્તુ સુખનુ કારણ તો માત્ર ખરો પ્રેમ જ છે, પરન્તુ રાજારજવાડાઓમા બહુ જ ઉડા ઉતરીને જોતા તે વસ્તુનો બહુ જ અભાવ જોવામા આવે છે. બેગમો હીરા, માણેક, મોતી વગેરેના ઘરેણાઓથી સણગારાઇને બેઠી હોય છે, પરન્તુ તેઓના હૃદયમા રાત દહાડો અસતોષનો અગ્નિ પ્રજ્વળ્યા જ કરે છે. તેઓ નામનીજ બેગમો હોય છે, પરન્તુ તેઓ કોઇ પણ દહાડો પોતાના ધણીની પાસે ખુલ્લા હૃદયથી મન મૂકીને એક વાત પણ કરી શકતી નથી. રાત દહાડો શોકયોના તરફ રચવાં પડતા કાવતરાઓની ખટપટમાંજ સઘળો કાળ વીતિ જાય છે, માટે સલીમ કરતા શેહેરઅફગાન સો દરજજે સારો છે

ત્યારે શુ સલીમને મોઢે મોઢ ના પાડવી ? નહીં ! નહીં ! અકબરના માથાપર સઘળો બોજો મૂકી દેવો, અને અલગ રહેવુ કે જેથી શાહજાદાને પણ માઠું લાગે નહી. અકબર પૂછે તો અફગાનનુ નામ આપવુ, પરન્તુ તે પણ છૂપી રીતે, જાહેરમા નહી. આમ કેટલોક વખત સુધી તર્કવિતર્ક કરીને આયાસ પોતાના રાજકીય કામમાં ગુથાયો.

# પ્રકરણ ૧૧ મું.

—:૦:—

## કાફર પંડિતનો ઉપદેશ.

જ્યારે અમીર ઉમરાવો અથવા તો શાહજાદાઓના ટટાનો નીકાલ કરવો પડતો, ત્યારે અકબર પોતાના અંગત અધિકારીઓની ખાનગી દરબાર ભરીને તેમા તેનો નીકાલ આણતો હતો. હમણાં થોડા દહાડા થયાં રાજ્યમાં અંગત માણસો તરફથી કેટલાએક છૂપાં કાવતરાઓ ઉભાં થવાની વાત અકબરના કાનપર ઉપરાઉપર આવ્યા કરતી હતી, તેથી તેણે ખાસ દરબાર ભર્યો હતો. દરબારમા અબુલફજલ, ફૈજી, બીરબલ, માનસિહ. તથા અકબરના વિશ્વાસુ બે ત્રણ કાજીઓ હાજર હતા. અકબરે સભાનુ કામ આરંભતાં પહેલ વહેલી અબુલફજલની ફરીયાદ તરફ ધ્યાન આપ્યું.

અબુલફજલે નમ્ર અવાજે નમન કરીને કહ્યું કે, આજકાલ આખા શેહેરમાં તમારા શાહજાદા સલીમની ચાલ બહુ જ ત્રાસદાયક થઇ પડી છે દારૂ અને જનાહ, આ બે વસ્તુ તેની જીદગીના મુખ્ય કામો થઇ પડયાં છે અને તેને લીધે તેણે કેટલાક દિવસો થયા પ્રજાની વહુ દીકરીઓની આબરૂપર હુમલાઓ કરવાનુ કામ ચાલુ રાખ્યુ છે. રાજાએ પ્રજાની વહુ દિકરી તરફ પુત્રી ભાવથી વર્તવુ જોઇએ, આપણા મુસલમાન નવાબોના રાજ્યની પાયમાલી પણ ઘણુકરીને આવી બદચાલને લીધે જ થયેલી છે તમારો સલીમ પણ જે બાબતથી રાજાએ પરહેજગાર રહેવું જોઇએ, તે બાબતમાંજ મડેલો છે. માટે તેને યોગ્ય શિક્ષા કરવાની જરૂર છે.

બીરબલ વચ્ચે બોલી ઉઠયો. ખરેખર શરાબના જેવી એક પણ ચીજ બૂરી નથી, અમારા હિન્દુઓના શાસ્ત્રમાં તેમ જ તમારા કુરાનમાં પણ દારૂને માટે ઘણી જ નિન્દા કરવામાં આવી છે

કાજીજી,–દારૂને માટે તો અમારામા એટલે સુધી કહેવામા આવ્યુ છે કે જે ઠેકાણે દારૂનો છાંટો પડયો હોય તેટલી જગ્યા શરીરની હોય તો તેને પણ કાપીને અલગ કરી દેવી.

અબુલફજલ પોતાની અધુરી વાત આગળ ચલાવતો બોલ્યો, જહાપનાહ' તેની જીદગી ખરેખર બરબાદ થઇ ગયેલી છે. મારી કહેતા જીભ ઉપડતી નથી પરન્તુ કહ્યા વિના છૂટકો નથી કે થોડા દહાડા પહેલા મારા ભાઇ ફૈજીની ઓરત રજીયા અને તમારો સલીમ અર્ધરાત્રે એકાતમાં બેઠા બેઠા રાજ્યની સામે ખટપટો ઉભાં કરવા માટે ગોઠવણ કરતા હતા.

'ખટપટો' એવા શબ્દો સાંભળીને અકબર પોતે અધીરો બની ગયો. ને તેણે તુરત ભવાં ચઢાવીને કહ્યુ, શું રાજ્ય સામે તરકટો કરવામાં સલીમ પણ સામેલ છે? અને તેણે ફૈજીના ઘરની આબરૂ લીધી છે? હુ ખરેખર અજબ થાઉં છુ.

અબુલફજલ; અજબ થવાનું તો હવે પછી છે.

અકબર; પણ તેનાં કાવતરામાં બીજું કોણ કોણ છે?

અબુલફજલ; બીજો તમે ઉમરાવની પદવીપર ચડાવેલો પેલો અબદુલકાદર છે. સાંભળવામાં આવ્યું છે કે તે મુસલમાન કોમને ધર્મને બહાને તમારી સામે ઉશ્કેરીને રાજ્યમાં મોહોટુ હુલ્લડ ઉભુ કરાવવા તયાર થયો છે.

બીજા કોણ કોણ છે?

તેમા નરસીહદેવ બુદેલાનો, અને બીજા પણ અમીર ઉમરાવોનો હાથ જણાય છે, વાત આટલેથીજ અટકી નથી, પણ આજે તમારી પાસે ફરીયાદ કરવાનુ મુખ્ય કારણ તો એ છે કે સલીમે ને અબદુલકાદરે અમારૂં બન્ને ભાઇઓનુ ખૂન કરવાનો ઠરાવ કર્યો છે.

અકબર, આટલી બધી વાત! શાહજાદો હદ ઓળગી ગયો છે, આ બાબતની મને તો આજે જ ખબર પડે છે. ઠીક છે! તમે કોઇ પણ જાતનો ભય રાખશો નહી, સલીમ ગમે તેવો કાવતરાબાજ છે, તોપણ મારો તો તે દીકરો છે, તે મને પહોંચી વળનાર નથી, એ ખાત્રી રાખશો - તેને માટે આપણે પ્રથમ કેટલોએક વિચાર કરવાની જરૂર છે, કેમ બીરબલ! તમારો શુ વિચાર છે?

બીરબલ બુદ્ધિશાળી અને મુત્સદી હતો, તે તુરત બોલી ઉઠયો; અમારા નીતિશાસ્ત્રમાં કહ્યુ છે કે,

उत्तिष्ठमानस्तु रिपुर्नोपेक्ष्य पथ्यमिच्छता ।
समौ हि शिष्टैराम्नातौ वर्त्स्यं नावामय स च ॥

ભલાની ઇચ્છા રાખનારાએ વૃદ્ધિ પામતા શત્રુની તરફ બેદરકાર રહેવુ નહી, કારણ કે વધતા જતા રોગ અને શત્રુ એ બન્નેને માન્ય પુરૂષોએ સરખા કહેલા છે.

માટે છૂપાં કાવતરાં કરનારાઓ હજી પોતાનો ઘાટ ઘડવામાં ફાવ્યા ન હોય તેની પહેલાંજ તેઓને વિખેરી નાખવાથી તેઓ પોતાના કામમાં ફાવી શકતા નથી

અકબર, ઠીક છે, પરતુ ફૈજીના ઘરની આબરૂ મારા શાહજાદા તરફથી જે લેવામાં આવી છે, તે માટે હું ઘણોજ દિલગીર છુ. ત્યારે હવે નાપાક રજીયાનુ શું થયું? તે જો અડચણ ન હોય તો જણાવજો.

અબુલફજલે ક્રોધાધ થઇને ઉત્તર આપ્યો કે, તે નાપાક ઓરત

તેનાં કર્મની યોગ્ય સજા જન્મારા સુધી ભોગવશે, આપને માત્ર આપના શાહજાદાના સંબંધમાંજ બંદોબસ્ત કરવાનો છે.

અકબર; તમારૂં કહેવું વાજબી છે. મેં જેના ઉપર મારા આ મોટા રાજ્યનોજ નહીં, પરંતુ મારી જીંદગીમા આરંભેલાં કેટલાંએક દેશોન્નતિનાં કાર્યોનો પણ આધાર રાખ્યો હતો, તે શાહજાદાની ખરાબ ચાલથી આજે મારી આશાઓ પડી ભાગી છે. ખરેખર હું તેને તેના કેટલાએક દારૂડીયા અને રંડીબાજ પાસવાનો અને દોસ્તદારોથી દૂર રહેવા માટે વારંવાર ભલામણ કરતો આવ્યો છું. પરંતુ તેની તેને જરા પણ અસર થઇ હોય એમ જણાતુ નથી, છોકરો હાથથી ગયો! તેને સખતમાં સખત શિક્ષા કરવાની જરૂર છે.

એટલામા દરવાને અંદર આવીને અકબરના હાથમા એક કાગળ મૂકયો, અકબરે તે અબુલફજલને વાંચવા આપ્યો.

અબુલફજલે તુરત તે ખોલીને વાચ્યો, તેમાંની એ પ્રમાણે હકીકત હતી.

મહારાજાધિરાજ શહેનશાહ અકબર બાદશાહની હજુરમાં;

રાજસ્થાનના સુબાહ તરફની સલામ સાથની અરજ એ છે કે; સુરત બંદર તરફથી જે પરદેશી માલ મેવાડને રસ્તેથી આપણા રાજ્યમાં દાખલ થાય છે, તેના ઉપર રાણો પ્રતાપ અને તેની રક્ષાતળે રહેલા ભીલ્લ લોકો વારવાર લૂટ ચલાવીને પડાવી લે છે, એટલુજ નહી, પરંતુ આપણી સરહદમાં આવેલા ગામોપર વારવાર હલ્લાઓ કરીને દેશની પાયમાલી કરે છે, વળી રાત દહાડો આપની રૈયતને તેમના તરફથી જાન માલની ચિન્તા રહ્યા કરે છે. તેણે અરવલ્લીના પહાડોની પડોશમાંજ ઉદયપુર નામનું એક ગામ વસાવ્યુ છે. અને પહાડમા વસતા ભીલ્લોનું મોટુ લશ્કર ઉભુ કર્યું છે. કેટલાએક રજપૂતો પણ તેના ઝુંડાતળે એકઠા મળ્યા છે, હજી તેઓની શરૂઆત છે, તો પણ આગળ જતાં બહુજ ભારી થઇ પડશે. વખતસર ચેતવાની બહુજ જરૂર છે. તેથી હાલ આપણા તરફથી પ્રતાપરાણા ઉપર એક જબરા હુમલાની ખાસ જરૂર છે, દેશની સ્થિતિ દુશ્મનોના ત્રાસને લીધે કઢંગી થઇ પડી છે એજ અરજ.

લી. મેવાડનો સુબો.

માનસિંહે તુરત ભવા ચઢાવીને કહ્યુ; જોયુ જહાંપનાહ! તેની કેટલી બધી હઠીલાઇ છે, જે શત્રુ દંડને યોગ્ય હોય, તે સામનો ઉપચાર કરવાથી ઉલટો વધારે કોપી ઉઠે છે, તેનાં કૃત્યોજ તેને દંડ દેવાને માટે પ્રેરણાજ કરે છે, દીવાની આગથી સળગી રહેલાં કોડીયામાં

'ખટપટો' એવા શબ્દો સાંભળીને અકબર પોતે અધીરો બની ગયો, ને તેણે તુરત ભવાં ચઢાવીને કહ્યું, શું રાજ્ય સામે તરકટો કરવામાં સલીમ પણ સામેલ છે? અને તેણે ફૈજીના ઘરની આબરૂ લીધી છે? હું ખરેખર અજબ થાઉં છું.

અબુલફજલ; અજબ થવાનું તો હવે પછી છે.

અકબર; પણ તેનાં કાવતરામાં બીજું કોણ કોણ છે?

અબુલફજલ, બીજો તમે ઉમરાવની પદવીપર ચડાવેલો પેલો અબ્દુલકાદર છે. સાંભળવામાં આવ્યું છે કે તે મુસલમાન કોમને ધર્મને બહાને તમારી સામે ઉશ્કેરીને રાજ્યમાં મોહોટું હુલ્લડ ઉભું કરાવવા તયાર થયો છે.

બીજા કોણ કોણ છે?

તેમા નરસીહદેવ બુદેલાનો, અને બીજા પણ અમીર ઉમરાવોનો હાથ જણાય છે, વાત આટલેથીજ અટકી નથી, પણ આજે તમારી પાસે ફરીયાદ કરવાનું મુખ્ય કારણ તો એ છે કે સલીમે ને અબદુલકાદરે અમારૂં બન્ને ભાઇઓનું ખુન કરવાનો ઠરાવ કર્યો છે.

અકબર, આટલી બધી વાત! શાહજાદો હદ ઓળગી ગયો છે, આ બાબતની મને તો આજે જ ખબર પડે છે. ઠીક છે! તમે કોઇ પણ જાતનો ભય રાખશો નહીં, સલીમ ગમે તેવો કાવતરાબાજ છે, તોપણ મારો તો તે દીકરો છે, તે મને પહોચી વળનાર નથી, એ ખાત્રી રાખશો તેને માટે આપણે પ્રથમ કેટલોએક વિચાર કરવાની જરૂર છે, કેમ બીરબલ! તમારો શુ વિચાર છે?

બીરબલ બુદ્ધિશાળી અને મુત્સદ્દી હતો, તે તુરત બોલી ઉઠયો; અમારા નીતિશાસ્ત્રમા કહ્યુ છે કે,

उत्तिष्ठमानस्तु रिपुर्नोपेक्ष्य पथ्यमिच्छता ।
समौ हि शिष्टैराम्नातौ वर्त्स्यं तावामय. स च ॥

ભલાની ઇચ્છા રાખનારાએ વૃદ્ધિ પામતા શત્રુની તરફ બેદરકાર રહેવુ નહી, કારણ કે વધતા જતા રોગ અને શત્રુ એ બન્નેને માન્ય પુરૂષોએ સરખા કહેલા છે.

માટે છૂપાં કાવતરાં કરનારાઓ હજી પોતાનો ઘાટ ઘડવામાં ફાવ્યા ન હોય તેની પહેલાંજ તેઓને વિખેરી નાખવાથી તેઓ પોતાના કામમાં ફાવી શકતા નથી

અકબર, ઠીક છે, પરતુ ફૈજીના ઘરની આબરૂ મારા શાહજાદા તરફથી જે લેવામાં આવી છે, તે માટે હુ ઘણોજ દિલગીર છું. ત્યારે હવે નાપાક રજીયાનું શુ થયું? તે જો અડચણ ન હોય તો જણાવશો.

અબુલફજલે ક્રોધાધ થઇને ઉત્તર આપ્યો કે, તે નાપાક ઓરત

તેના કર્મની યોગ્ય સજા જન્મારા સુધી ભોગવશે, આપને માત્ર આપના શાહજાદાના સંબધમાજ બંદોબસ્ત કરવાનો છે.

અકબર, તમારૂં કહેવુ વાજબી છે. મેં જેના ઉપર મારા આ મોટા રાજ્યનોજ નહી, પરતુ મારી જીંદગીમા આરભેલા કેટલાએક દેશોન્નતિનાં કાર્યોનો પણ આધાર રાખ્યો હતો, તે શાહજાદાની ખરાબ ચાલથી આજે મારી આશાઓ પડી ભાગી છે. ખરેખર હુ તેને તેના કેટલાએક દારૂડીયા અને રડીબાજ પાસવાનો અને દોસ્તદારોથી દુર રહેવા માટે વારવાર ભલામણ કરતો આવ્યો છુ. પરંતુ તેની તેને જરા પણ અસર થઇ હોય એમ જણાતુ નથી, છોકરો હાથથી ગયો! તેને સખતમાં સખત શિક્ષા કરવાની જરૂર છે.

એટલામા દરવાને અંદર આવીને અકબરના હાથમા એક કાગળ મૂકયો, અકબરે તે અબુલફજલને વાચવા આપ્યો.

અબુલફજલે તુરત તે ખોલીને વાચ્યો, તેમાંની એ પ્રમાણે હકીકત હતી.

મહારાજાધિરાજ શહેનશાહ અકબર બાદશાહની હજુરમાં;

રાજસ્થાનના સુબાહ તરફની સલામ સાથની અરજ એ છે કે; સુરત બંદર તરફથી જે પરદેશી માલ મેવાડને રસ્તેથી આપણા રાજ્યમાં દાખલ થાય છે, તેના ઉપર રાણો પ્રતાપ અને તેની રક્ષાતળે રહેલા ભીલ્લ લોકો વારવાર લૂટ ચલાવીને પડાવી લે છે, એટલુજ નહીં, પરતુ આપણી સરહદમાં આવેલા ગામોપર વારવાર હલ્લાઓ કરીને દેશની પાયમાલી કરે છે, વળી રાત દહાડો આપની રૈયતને તેમના તરફથી જાન માલની ચિન્તા રહ્યા કરે છે. તેણે અરવલ્લીના પહાડોની પડોશમાજ ઉદયપુર નામનું એક ગામ વસાવ્યુ છે. અને પહાડમાં વસતા ભીલ્લોનું મોટુ લશ્કર ઉભુ કર્યુ છે. કેટલાએક રજપૂતો પણ તેના ઝુડાતળે એકઠા મળ્યા છે, હજી તેઓની શરૂઆત છે, તો પણ આગળ જતા બહુજ ભારી થઇ પડશે. વખતસર ચેતવાની બહુજ જરૂર છે. તેથી હાલ આપણા તરફથી પ્રતાપરાણા ઉપર એક જબરા હુમલાની ખાસ જરૂર છે, દેશની સ્થિતિ દુશ્મનોના ત્રાસને લીધે કઢગી થઇ પડી છે એજ અરજ.

લી. મેવાડનો સુબો.

માનસિંહે તુરત ભવાં ચઢાવીને કહ્યુ; જોયુ જહાપનાહ! તેની કેટલી બધી હઠીલાઇ છે, જે શત્રુ દંડને યોગ્ય હોય, તે સામનો ઉપચાર કરવાથી ઉલટો વધારે કોપી ઉઠે છે, તેના કૃત્યોજ તેને દંડ દેવાને માટે પ્રેરણાજ કરે છે, દીવાની આગથી સળગી રહેલાં કોડીયામાં

પાણી નાખવાથી તો ઉલટા ભડકા થાય છે, માટે તેનાપર તો ધૂળની મૂઠીજ નખાય તો તે શાંત પડે.

અકબર; માનસિંહ, તપી ન જાઓ, આપણે કયા નિર્બળ થઇ ગયા છીએ કે તે આપણો પરાજય કરી જશે.

બીરબલ તુરત વચ્ચે બોલી ઉઠયો, વાજબી કહેવું છે. પરંતુ શત્રુથી હમેશ ચેતતા રહેવાની જરૂર છે. ધૃતરાષ્ટ્ર પાંડુઓની દિન પર દિન ચઢતી થતી જોઇને તેમનાથી ડરવા લાગ્યો, ત્યારે તેણે પોતાના રાજ્યમા રહેતા નીતિ કુશળ એક કણીક નામના બ્રાહ્મણને તેબાબતમા ખુલાસો પૂછયો હતો તે ઉપરથી કણીકે તેને નીતિશાસ્ત્રનુ રહસ્ય કહી બતાવ્યુ હતું, તે જો આપ નામદારની આજ્ઞા હોય તો હુ કહી સભળાવું.

અકબરે તેના તરફ આતુરદષ્ટિ કરીને કહ્યું કે, ઘણુજ સારૂ! હાલનો સમય બહુજ વિચારીને ચાલવાનો છે, કારણ કે પ્રતાપ જેવા કટ્ટા દુશ્મનની સામે ટક્કર ઝીલવાની છે.

બાદશાહનો હુકમ થતા બીરબલ બોલ્યો, જહાપનાહ! કણીક બ્રાહ્મણ કહી ગયો છે કે જ્યાં સૂધી વખત આવ્યો ન હોય ત્યા સૂધી શત્રુની સાથે નમ્રતાથી વર્તવું, પરતુ જ્યારે બરાબર વખત આવે, ત્યારે પાણીથી ભરપૂર ભરેલા ઘડાની પેઠે શત્રુને ઉચકીને જમીનપર પટકી પાડવો. રાજનીતિની બાબતમા ટુંકુ સુત્ર આટલુજ છે કે, आत्मोदय. परग्लानिर्द्वयं नीतिरितीयती પોતાનો ઉદય અને પારકાની અવનતિ કરવી આટલુંજ નીતિનુ સ્વરૂપ છે. શત્રુ હાથમા આવ્યા પછી ઘણાએ કાલાવાલા કરે, તોપણ તેનાપર દયા કરવી નહી. કારણ કે તે જો છૂટો થાય છે, તો કોઇ દહાડો પણ વેર લીધા વિના રહેતો નથી. સામથી, દામ દેવાથી, ફાટફુટ કરાવીને અથવા તો દંડ દઇને હરકોઇ પણ રીતે શત્રુને વશ કરવાની જરૂર છે. સામ, દામ, ભેદના સંબધમા એક પુરાણી કથા છે, જેમાં નીતિનુ ખરેખરૂ ચિત્ર આપવામા આવ્યુ છે.

અરણ્યમા એક શિયાળ રહેતુ હતુ, તે ઘણુ જ ચપળ અને બુદ્ધિશાળી હતુ. તે વાઘ, ઉદર, વરૂ અને નોળીયાની સાથે મિત્રતા કરીને રહેતુ હતુ. એક વખતે બુદ્ધિશાળી શિયાળે ને તેના મિત્રોએ એક મૃગને વનમા ભટકતો દીઠો, તે શરીરે હષ્ટપુષ્ટ હતો તેથી સૌની દાઢ સળકી, પરતુ તે મૃગ હાથ આવે તેવુ નહોતું. તે બહુ જ જોરાવર હતું. પેલા મિત્રોની સભા મળી, તેમા શિયાળે જણાવ્યુ કે,—વાઘે પોતાથી બનતુ કર્યું, પરતુ મૃગની ઝડપ ભરી દોડ આગળ વાઘ કંઇ પણ કરી શકયો નથી, માટે હવે હુ યુક્તિ બતાવું તે પ્રમાણે કરો. જ્યારે તે મૃગ સૂઇ જાય ત્યારે ઉદરે તેના પગ કરડી

ખાવા, એટલે તે ઉતાવળો છલાગ મારીને દોડી શકશે નહીં, તેથી વાઘ તેને સહેલાઇથી પકડી શકશે. બુદ્ધિમાન શિયાળના કહેવા પ્રમાણે ત્વરાથી કાર્ય સિદ્ધ થયું, અને મૃગ વાઘના સપાટામા આવી ગયુ પછી વાઘે તેને ઠાર કર્યું. પેલા શિયાળે મિત્રોને છેતરવા માટે કપટ નીતિનો ઉપયોગ આરંભ્યો. તેણે સૌ મિત્રોને કહ્યુ કે, જાઓ તમે બધા નાહી આવો! ત્યાં સુધી હુ અહી તેના શરીરની ચોકી કરૂં છુ. બધા નહાવા ગયા ને શિયાળ એકલો રહ્યો. તેણે પ્રથમથીજ બધાને છેતરીને મૃગને પચાવી પાડવાનો વિચાર કર્યો હતો, તે પ્રમાણે જેવો વાઘ નાહીને આવ્યો ને શિયાળ તરફ જોયું તો તેને ચિંતાતુર દીઠો, અને તેનુ કારણ પૂછ્યું એટલે શિયાળે ગભીર મોઢુ કરીને કહ્યુ, ઉદરના કહેવાપર હુ વિચાર કરૂં છુ. ઉંદર કહેતો હતો કે તમારા બળપર ધીક્કાર પડો, વાઘથી જે કામ બન્યુ નહીં, તે કામ મેં કર્યું છે. વાઘ પણ મારા બાહુ બળપર અત્યારે ઉદરપોષણ કરવાને તૈયાર થયો છે. આ વેણ આપણાથી સાખી શકાતાં નથી, માટે હુંતો આમાથી લગાર પણ ખાવાનો નથી.

વાઘ ભવાં ચઢાવીને બોલ્યો, જો ક્ષુદ્ર ઉંદર આમ બોલ્યો હોય તો તેણે મને આજે જાગૃત કર્યો છે માટે હવે મારે પણ મૃગ હરામ છે, એમ કહીને વાઘ ત્યાથી ચાલ્યો ગયો.

થોડી વારમા ઉદર નાહીને આવ્યો, એટલે શિયાળ ઉતાવળુ ઉતાવળુ તેની પાસે જઇને બોલ્યુ; તને કઇ ખબર છે? તુ નાહાવા ગયા પછી નોળીયાએ આવીને મને છૂપી રીતે કાનમા કહ્યુ કે, આ મૃગ તો ઝેરી છે, માટે હુ તે ખાઇશ નહી. મને તો ઉદરને ખાવાની મરજી થઇ છે! ઉદર તે સાભળી બે બાકળો થઇ જઇને તુરત દરમાં છૂપાઇ ગયો.

એટલામા વરૂ નાહીને ડોલતુ ડોલતુ આવ્યુ, એટલે શિયાળે ઉતરી ગયેલે મોઢે કહ્યુ, ભાઇ તને કઇ ખબર છે? વાઘ તારાપર બહુ જ ગુસ્સે થયો છે. ને પોતાની વાઘણને તેડવા ગયો છે, તે હમણાં આવશે ને તને મારી નાંખશે. વરૂ તેનુ કારણ પૂછવા પણ નહિ રોકાતા અગો સકોરતો વેગથી નાશી ગયો.

થોડી વારમા નોળીયુ નાહીને આવ્યુ, અને શિયાળને પ્રણામ કરીને ઉભુ રહ્યુ. એટલે શિયાળે દાંત કચકચાવીને કહ્યુ કે; મેં મારા બાહુ બળથી બધાને હરાવીને નસાડી મૂકયા છે! હવે તારે જો માંસ ખાવાની મરજી હોય તો તુ પણ યુદ્ધ કર, અને પછી મૃગના માસને માટે ઇચ્છા કરજે નોળીયુ નમ્ર થઇને બોલ્યુ, વાજબી છે, તમે જ્યારે બુદ્ધિમાન ઉદર, વાઘ, અને વરૂ જેવાને હરાવ્યા છે તો પછી હુ ને

કઇ ગણત્રીમાં, એમ કહીને નોળીયું પણ ત્યાંથી નાશી ગયું, અને નીતિકુશળ શિયાળ એકલુ મૃગનાં માંસને પચાવી પડયું.

જહાંપનાહ! આ કથાનુ રહસ્ય એટલુંજ છે કે બીકણુને બીક બતાવીને, શૂરવીરને હાથ જોડીને અથવા તો બીજાની સાથે બઝાડીને, લોભીને લાલચ આપીને તથા નિર્બળ અથવા તો સમાન બળનાં રાજાને બળ બતાવીને તાબે કરવા. પોતાના પિતા, ભાઇ, પુત્ર, સ્ત્રી, અથવા તો હરકોઇ પણ જો પોતાના શત્રુ થયો તો પછી તેને ઠાર કરવાથીજ સુખ મળે છે. શત્રુને તાબે કરવામાં અને તેને ઠાર કરવામા ખોટા સોગનનો, ઝેરનો, અથવા તો કપટ નીતિનો ગમે તે બાબતનો પણ ઉપયોગ કરવાનુ રાજનીતિમાં કહેવામાં આવે છે, અને રાજાઓને વખતપર તેમ કરવાની ખાસ ફરજ પણ પડે છે.

પ્રતાપ રાણાને તમારે સાધારણ શત્રુ સમજવો નહીં કારણ કે તેના ઝુંડા તળે કેટલાકએક ધર્મને બહાને, કેટલાએક ગયેલા રાજ્ય પાછાં મેળવવાને માટે કેટલાકએક ઉદર પોષણને માટે, અને કેટલાએક કેવળ કીર્તિને માટે એકઠા થશે, ને તે વખતે તે આપણને બહુજ ભારે થઇ પડશે.

માનસિંહ આત્યાર સુધી બેઠો બેઠો સઘળુ સાંભળતો હતો. તે તુરત બોલી ઉઠયો કે, બીરબલે જે નીતિની કથા કહી છે તે બહુ જ ધડો લેવા લાયક છે. તેમાંથી જેને જે જાણવુ હોય તે મળી શકે તેમ છે આમ બોલતી વખતે માનસિંહના મુખ ઉપર નિરાશા જણાઇ રહી હતી તેણે પોતાના મનનેજ કહ્યુ કે રજપૂતોની અંદર થયેલી ફાટફૂટને લીધેજ આત્યારે રજપૂતો આવી દશામા આવી પડયા છે અને મારે રજપૂતોની સામેજ હથિયાર ઉઠાવવાનો પ્રસંગ આવી પડયો છે. માનસિંહ સમજુ અને શૂરો હતો, તેના મનમા આવા ઉત્તમ વિચારો ઉદ્દભવે એમાં કંઇ આશ્ચર્ય ન હતું.

અકબર માનસિંહનો અભિપ્રાય સાંભળીને તેના તરફ તાકીને જોઇ રહ્યો હતો, તે તેના બોલવાનો ભાવાર્થ સમજી શકયો નહી. તેણે ઉત્સાહ આપતા કહ્યુ, માનસિંહ? કેમ કઇ ઉદાસ જણાઓ છો? કોઇ પણ જાતનુ ઓછુ આણશો નહી, તમને આત્યારે તમારૂ અપમાન થાય આવ્યુ હોય એમ મને જણાય છે. અપમાન એવા શબ્દો સાંભળતા પાછુ જાતિ અભિમાન ઉતરી ગયું અને પ્રતાપ સામે વૈરાનળ જાગૃત થયો તેણે શીર ઝુકાવીને કહ્યુ, મહારાજા! હવે આપનો રાણાના સંબંધમા શો વિચાર છે, તેના પર ચઢાઇ કરવી છે કે નહી? વિલંબમાં સાર નથી તેના મતને બીજા પણ અનુકુળ થયા, એટલે અકબરે પ્રતાપ પર ચઢાઇ કરવા માટે સંમતિ આપી.

પાછી સભામાં સલીમના સંબધમાં શું કરવું, તે વાત નીકળી. અકબરે નિષ્પક્ષપાતપણે જણાવ્યુ કે, તેને જાહેરમા શિક્ષા કરવાનો તમારો ઇરાદો હોયતો તેમ કરૂ? નહીંતર દેશનિકાલની શીક્ષા કરૂં.

તે વખતે માનસિંહ સલીમનો પક્ષ કરીને બોલ્યો, ગમે તેવો તો પણ તે તમારો શાહજાદો છે, અને ભવિષ્યમાં તમારી તેના તરફ શુભ આશા છે તેથી તેને જાહેરમાં શીક્ષા કરવી એ તો ગેર વ્યાજબી છે. તેમ અપરાધીને શીક્ષા ન કરવાથી ન્યાયને પણ ધક્કો પહોચે છે, તેથી તે બન્નેની વચ્ચેનો માર્ગ લેવો, એમ મારો વિચાર છે.

તે વખતે અકબરે બીરબલના મોઢા સામે જોયું કે તે શો અભિપ્રાય આપે છે.

બીરબલે તુરત પોતાના સ્વભાવ પ્રમાણે ફડચો આપતા કહ્યું કે; જહાંપનાહ! મેવાડ તરફ હલ્લો લઇ જનારા લશ્કરમા તેને વડાની પદવી આપીને થોડાક મહીના શહેરમાંથી દૂર કરો, એટલે બીજા તોફાનીઓનું જોર નરમ પડી જશે, અને તેથી સલીમ પણ કાઇક નરમ પડશે

બીરબલની વાતને સૌએ ટેકો આપ્યો, અને સલીમને સેનાપતિની જગ્યાપર મુકરર કરીને મેવાડની ચઢાઇ સામે મોકલવાનો ઠરાવ થયો,



## પ્રકરણ ૧૨ મું.



## મેવાડીઓમાં યુદ્ધોત્સાહ.

મેવાડીઓમાં આજે અનહદ યુદ્ધોત્સાહ જોવામાં આવતો હતો. સલુબરાના પહાડી કિલ્લાએ આજે અલૌકિક રૂપ ધારણ કર્યું હતું. ધ્વજા પતાકાઓના ફરફરાટથી અને આનદ ધ્વનિના ઉભરાથી સલુબરનો પહાડી કિલ્લો અનુપમ શોભા ધારણ કરી રહ્યો હતો. કિલ્લાની પડોશમાં અનેક તબુઓ ઉભા કરવામાં આવ્યા હતા. ત્યાં આગળ એકઠા મળેલા મહાન્ રજપૂત વીરોના આનદ ધ્વનિ સાથે રણના વાજીત્રો વાગી રહ્યા હતા. રણ વાજીત્રોનો ધ્વનિ આરાવલ્લીના પહાડોમા પ્રતિ ધ્વનિત થઇને આખા વિશ્વને મુખર કરી રહ્યો હતો.

બરાબર નવ વાગવાનો વખત થયો કે ચંદાવત કુળનો કૃષ્ણસિંહ કચેરીમાં હાજર થયો. તેની સાથે ચદાવત કુળના યશોગાન કરતા કરતા ભાટો અને ચારણો પણ રાજસભામા હાજર થયા. રાવત ચંદ્રસિંહ મુખ્યાસનપર બિરાજ્યા પછી બીજા બધા સરદારો પણ પોતાની યોગ્યતા પ્રમાણે આસનોપર બેસી ગયા. તે વખતે સભા મંડપમા આમ તેમ

ફરતા બહાદુરોની તરવારો અને ઢાલોનો મોટો ખણ ખણાટ થઇ રહ્યો. સૌ પોતપોતાના આસનોપર ગોઠવાઇ ગયા. પછી રાવત કૃષ્ણસિંહે ઉત્સાહ ભરેલા ગંભીર સ્વરે કહ્યું; બાહાદુર મેવાડીઓ! તમે જાણો છો, કે, હમણાં કુટુંબ કલેશને લીધે મેવાડની સ્વતન્ત્ર રાજલક્ષ્મી, પર્વતો, વનો, અને અરણ્યોની અધારી ગુફાઓમાં પોતાનુ જીવન ગાળે છે. ત્યાંથી પણ મોટો શહેનશાહ તેને પરતંત્ર કરવાને ધારે છે. રસકસવાળી કેટલીએક જમીન મહારાણા પ્રતાપની સત્તામાં છે અને બાકીનો ઉજડ પ્રદેશ મોગલોને તાબે છે. મહારાણાપર પ્રેમ ભક્તિ ધરાવનારી મેવાડી પ્રજા મોગલ મુલક તજી ગઇ છે. અને જ્યા આગળ નગરો અને ગામો હતાં ત્યા આગળ અત્યારે ભુંડો ફરે છે. જ્યા મોટી મોટી હવેલીઓ હતી ત્યા મોટાં મોટા ઝાડો ઉગી નિકળ્યાં છે અને બાકીના પુષ્કળ ઘાસ-વાળા પ્રદેશોમાં આહેર લોકો પોતાનો પડાવ કરીને ઢોર ઢાખરોનુ રક્ષણ કરે છે. રાજ્યલક્ષ્મીના નિવાસભવનરૂપ મેવાડની અત્યારે આવી અધમ દશા થયેલી છે.

વીરપુરૂષો! આપણે જ્યારે મેવાડની બાહ્યભૂમિનુ રક્ષણ કરીને તેનું ગૌરવ સાચવી રહ્યા છીએ ત્યારે પહાડોની અંદરના ભાગોમાં ભીલ્લોના અસંખ્ય સૈન્યો તીરકામઠાં સજીને યુદ્ધની રાહ જોતા ઉભાં છે. આપણે આપણા ધર્મને માટે, આપણા દેશને માટે. આપણી જાતિને અને આપણા પૂર્વજોની ઉજ્વળ કીર્તિને માટે યુદ્ધ કરવાની ફરજ છે.

રાવત કૃષ્ણસિંહ આ પ્રમાણે રજપૂત સરદારોને યુદ્ધોત્સાહ આપતો હતો. તે વખતે એક વૃદ્ધ ચારણે ઉભા થઇને યોદ્ધાઓની આગળ પ્રાચીન કાળનાં ચારણી ગીતો ગાવા માડયાં, તે ગીતોનો સાર નીચે પ્રમાણે હતો.

ઓ વીર રજપૂતો! તમારામા દેવતાઇ પરાક્રમ છે. તમે દેશોદયના ઝુંડા તળે એકઠા થયા છો તેથી નીતિદેવી તમને સહાયતા કરશે જેની પડતી તેની જ ચઢતી થવાનો સભવ હોય છે આજે આપણે પડતી સ્થિતિમા છીએ. મહારાણા પ્રતાપ ચિતોડમાં નથી. પરતુ ઝાડની નિચે ઝાડ પાનની બાંધેલી ઝુપડીમાં રહે છે. પૂર્વે પણ એક વીર પુરૂષ આ પ્રમાણે જ પર્વતોની ગુફામા નિવાસ કરીને દેશોદયને માટે પોતાનુ જીવન ગાળતો હતો. એક દિવસે તે કુમાર ફરતો ફરતો પહાડ ઉપર આવેલા એક દેવીના મદિરમાં પોતાના ભાઇની સાથે દાખલ થયો, અને દેવીના ચરણમા પ્રણામ કરીને મૃગચર્મ ઉપર બેઠો. તુરત દેવીએ ખડખડાટ હસીને કહ્યુ કે, આ રજપૂત કુમાર શૂરવીર જણાય છે. તે કોઇક દહાડો પણ મેવાડના રાજ્યસિંહાસનને જરુર અલકૃત કરશે. તે સાંભળીને તેના બીજા ભાઇએ તેનાપર હુમલો કર્યો હતો અને તરવારના ઝટકાઓ માર્યા હતા. બાળક

મારના ત્રાસથી નાશીને જંગલોમા છુપાઇ ગયો અને ભાગ્યદેવીની કૃપા થતા પાછો રાજ્યાસન ઉપર બેઠો અને તેનુ સગ્રામસિંહ નામ પડયુ. તેની પાસે સોળ પટાવતો હતા, સેંકડો સેનાપતિઓ હતા અને એંસી હજાર ઘોડેસ્વારો હતા પરતુ આજે તે મહાતેજ ઓલવાઇ ગયુ છે. તે તેજપુંજનો ભૂતકાળમાં જ અસ્ત થયો છે.

તો પણ હજી તમારે નિરાશ થવાનુ નથી. મારા વીર રજપુતો ! તમારામા પણ તેના જ પવિત્ર લોહીનો સચાર છે. એકવાર ફરીને તમારી તીખી તરવારોને મેવાડના રણમાં ઘુમાવો ! અને મુગલોને હાંકી કાઢીને તમારા ચિતોડને પાછુ તમારે હાથ કરો ! હમણા સંગ્રામસિંહ નથી. પરતુ તેની બીજી મૂર્તિ પ્રતાપરાણો પૂર્વજોની અસ્ત પામતી કીર્તિનો ઉદ્ધાર કરવાને બહાર પડયો છે. અને તે પાછો મેવાડના ઉજ્જ્વળ સિંહાસન ઉપર બિરાજીને રજપૂતોની કલંકિત કીર્તિના કલકને દૂર કરશે.

તે વખતે તમામ પટાવતો અને યોદ્ધાઓના હૃદયમા યુદ્ધોત્સાહ ઉભરાવા માંડયો તેઓએ મહાપ્રચંડ શબ્દ કર્યો તેથી સલુબરનો પર્વત-પ્રદેશ કપી ઉઠયો શ્રાવણ મહિનો ચાલતો હતો શકરનુ પવિત્ર નામ પોકારવાથી પાસેનુ શકરમંદિર ગાજી રહ્યુ હતુ ત્યા આગળ સૌ રજપૂતો ઉઠીને ગયા અને ભાલાઓ તથા તરવારો નમાવીને શકરને પ્રણામ કરીને પાછા સૌ કચેરી તરફ વળ્યા અને ત્યા આગળ પાછા બેસી જઇને કેવી રીતે સેનાને ગોઠવવી, મોખરામા કોણે કોણે રહેવુ, પાછળના ભાગમા અને બન્ને બાજુઓપર કોણે રહેવુ ? તેની વ્યવસ્થા કર્યા પછી કૃષ્ણસિંહ યોદ્ધાઓના તરફ નજર કરીને બોલ્યો, મારા બહાદુર યોદ્ધાઓ ! તમે જાણો છો કે સલુબર સેનાપતિ યુદ્ધ વખતે રાણાની જમણી બાજુપર ઉભો રહીને લડે છે. ચંદાવત કુળના તમામ વીર પુરૂષો આવી પહોંચ્યા છે, માટે ચાલો ! હવે આપણે સૌ પ્રતાપ રાણાની પાસે તેના કુંભલમેર નામના પહાડી કિલ્લા તરફ જઇએ.

સૌ યોદ્ધાઓએ હર્ષની ગર્જના કરીને કૃષ્ણસિંહના કહેવાને અભિનંદન આપ્યુ અને સઘળા યોદ્ધાઓ અસંખ્ય સેના સાથે કુંભલમેર તરફ જવા લાગ્યા સલુબર સેનાપતિની પેઠેજ દેવગઢનો સગાવત્ કુલાધિપતિ પણ મોટા લશ્કર સાથે કુંભલમેર તરફ જવા લાગ્યો. બીદનુરના મિત્ર કુલાધિપતિઓ પણ હજારો શૂરવીરોની સાથે રાણાને સહાયતા આપવાને બહાર પડયા. ચિતોરના ઘેરા વખતે અતુલ પરાક્રમ કરી બતાવનારા જયમલના પુત્રો પણ પિતૃવૈરીનુ વૈર લેવાને બહાર પડયા હતા. કેલવાડાનો જગાવત કુલપતિ પણ હજારો લડવૈયાઓની સાથે મેવાડની કીર્તિનું રક્ષણ કરવાને બહાર પડયો હતો આ જગાવતકુળ

કુળની શાખા ગણાતી હતી અને તેના વશજોએ મોટાં મોટાં બહાદુરીનાં કમ કર્યાં હતાં. તેના વશમા સોળ વર્ષની ઉમરનો પુત્ત નામનો વીર ચિતોડના ઘેરા વખતે ચિતોડગઢના દરવાજાઓનુ મરતાં સુધી રક્ષણ કરીને ભરતખંડના વીરપુરુષોમા પોતાને અમર કરી ગયો હતો. તેના જ કુળનો જગાવત્ પણ કુળનુ ગૌરવ સાચવવા માટે કુંભલમેરમા હાજર થઇ ગયો. તે ઉપરાંત ઝાલા વશજો, પરમાર વંશજો અને બીજા પણ શૂરવીર સરદારો પ્રતાપસિંહની આસપાસ એકઠા થવા લાગ્યા. કુંભલમેરના પહાડી કિલ્લાની વિશાળ તળેટીમા હજારો યોદ્ધાઓ એકઠા મળ્યા હતા. તેઓની અસખ્ય પાણીદાર તરવારોનાં અને ભાલાના ચળકાટથી આજે તમામ પહાડી પ્રદેશ ઝળહળી રહ્યો હતો. અને સર્વેના મુખ ઉપર યુદ્ધોત્સાહ ઉભરાઇ જતો હતો.



## પ્રકરણ ૧૩ મું.



### માનસિંહ અને સલીમ.

પ્રિય પાઠકો! જ્ઞાતિ વિરોધના પરિણામ ઘણાંજ નઠારાં આવે છે. જાતિ જાતિને સહાયતા કરવાને બદલે તેની સામે તરવાર પકડીને ઉભો રહે છે. તેને લીધે દેશનો, ધર્મનો અને કુળગૌરવનો પરિણામે નાશ થાય છે. જે જે વીર પુરૂષો પોતાના દેશ બાંધવોની અને સ્વજાતિની સામે થયા છે; તેઓ લાંબો વખત સુધી પોતાની અપકીર્તિ કાળના ચિરસ્થાયી પટ ઉપર લખી ગયા છે. મહાન્ વીર **માનસિંહ** આજે શત્રુ યવનોનું દાસત્વ અગીકાર કરીને દેશદ્રોહીઓ તરફથી પોતાના બધુઓની સામે લઢવા માટે બાહાર પડયો હતો. **માનસિંહે** પોતાની બેહેનો અને દીકરીઓ **મોગલ** કુટુંબીઓને પરણાવીને રજપૂતોની ઝળહળતી કીર્તિને હમેશાને માટે કલકિત કરી હતી. અને તે કીર્તિમાં કંઇક ઉણપ હતી તે પૂર્ણ કરવાને આજે પોતાના દેશબાંધવોની સામે શત્રુ પક્ષ તરફથી લઢવાને બાહાર પડયો હતો **મોગલ**ની સેના **માનસિંહ** અને **સલીમ**ના નાયકપણા નિચે ધીરે ધીરે મેવાડના પ્રદેશમાં દાખલ થઇ અને હલદી ઘાટની ખીણની બાહારના ભાગપર છાવણી નાખીને પડી હતી. હલદી ઘાટની ખીણમાં દાખલ થવાના મુખ્ય દરવાજાપર હજારો રજપૂતો કમર બધ થઇ ભાલાંઓ ઉચકીને રક્ષણ કરતા હતા તેથી મોગલની સેનાથી હલદી ઘાટની દર દાખલ થઇ શકાય તેમ નહતું. તેની સાથે પણ ઘણા હિન્દુ

રાજાઓ જેઓ દિલ્લીશ્વરના દાસત્વમાં જોડાયા હતા તેવા રજપૂત વીરો અને યવન વીરપુરુષોએ લશ્કર સાથે હાજરી આપી હતી. તેઓની વિશાળ છાવણી હલદીઘાટના વિશાળ મેદાનમાં ગોઠવાઇ ગઇ હતી. સઘળા તમ્બુઓની મધ્યભાગમા સલીમનો તંબુ ઉભો કરવામા આવ્યો હતો. તે તમ્બુની અન્દર દાખલ થવાનાં બારણાના પડદાઓ કીનખાબના હતા, અંદરની જમીનપર કાસ્મીરી સેત્રંજીઓ પાથરી દેવામાં આવી હતી. તેમ જ બીજી પણ તમામ ઉત્તમ પ્રકારની શોભાથી તેના તમ્બુને અલંકૃત કરવામા આવ્યો હતો આ તમ્બુની જમણી બાજુપર તેનાપર વડપણ ધરાવનારા અને તેના મોશાળ પક્ષ તરીકે ગણાતા માગા માનસિંહનો તમ્બુ ઉભો કરવામા આવ્યો હતો. મોહોબતખાન જે પ્રતાપનો ભત્રીજો થતો હતો તે તથા શક્તિસિંહ વગેરે બીજા પણ પ્રતાપના ભાઇઓ આ વખતે પ્રતાપની સામે રણમાં ધુમવાને બાહાર પડ્યા હતા. તેઓના તમ્બુઓ પણ એક પછી એક હારબંધ ઉભા કરવામા આવ્યા હતા

સર્વથી મોટા અને સુશોભિત તમ્બુમા યુવરાજ સલીમ એક આસન ઉપર બેઠો હતો તે શરીરે કદાવર, ગોરા રંગનો, મનમોહક, અને પ્રસન્ન વ નનો હતો. તોપણ દારૂની લતને લીધે તેના મહોડાપર જરાક ફીકાસ નજરે પડતી હતી. કેટલાએક પાસબાનો તેને ઘેરીને બેઠા હતા. આજ કાલ કરતાં બે ત્રણ મહિનાઓ આમ છાવણીમાં રહેતા રહેતાં જ વહી ગયા હતા. આજે તેને નૂરજહાનનુ મનોહર સુંદર વદન યાદ આવ્યુ હતુ, તેમની સાથે એકાંતમા કરેલી વાતચિતો યાદ આવી હતી, તેને લીધે તેના મન ઉપર પાછી વિરહની દશાએ અસર કરવા માંડી. આજે તે મનોવિનોદ માટે નાચનારીનુ નૃત્ય જોતો બેઠો હતો અને નુર સબંધી વિચારોમાજ તલ્લીન થઇ ગયો હતો.

એટલામા દરવાને તે તમ્બુમા દાખલ થઇ દૂરથી સલામ કરીને કહ્યુ, જહાંપનાહ! મહારાજા માનસિંહજી આપને મળવા માટે આવે છે. માનસિંહનુ નામ સાંભળતાજ તુરત ગાયન બંધ થયુ અને સર્વેને બાહાર કાઢવામાં આવ્યા માનસિંહ ઝુલતી તરવાર સાથે સલીમના તંબુમાં દાખલ થયો સલીમે ઉભા થઇને માનસિંહને માન આપ્યુ અને પોતાની જમણી બાજુપર બેસાર્યો. સલીમ ભોગી ભમરો હતો પણ તેના હૃદયમાંથી સદ્દભાવ દૂર થયો નહતો. દારૂડીયો છતા તેનામાં વિવેકનો અંશ પણ વિશેષ હતો. તેણે અંબરના રાજા માનસિંહના તરફ ચળકતી આંખે જોઇને કહ્યુ; કે માનસિંહજી! હવે લઢાઇ કયારે શરૂ થશે?

માનસિંહ; ઘણુ કરીને હવે બે ત્રણ દાહાડાઓમાજ યુદ્ધ આરંભાશે. જેમ બને તેમ આપણે હવે હલ્લો કરવાની જરૂર છે.

તંબુ તરફ ચાલ્યો ગયો. સલીમ કે જે થોડા વખત પહેલાં નુરજહાનનો વિયોગ અનુભવતો હતો, તેના હૃદયમાં અત્યારે વૈરાનળ સળગવા લાગ્યો અને તે ક્રોધમાં ને ક્રોધમાં જ યુદ્ધસબંધી વિચાર કરતો મોડી રાત્રે નિદ્રાવશ થઇ ગયો.

## પ્રકરણ ૧૪ મું.

### પ્રતાપ.

એક મહાન્ વીર નર આજે પ્રભાતમાં વહેલો ઉઠીને પર્વતના શિખરપરથી જોઇ શકાય તેટલે દૂર સુધી વારવાર નજર કર્યા કરતો હતો, ઘડીકમાં તેની દૃષ્ટિ પહાડોની ઉંડી અને વૃક્ષોની ઘટાથી ભરપૂર ઝાડીવાળી ખીણો તરફ વળતી હતી, ત્યારે થોડો વખત દૂર દૂરના વર્ષા ઋતુને લીધે લીલી શોકની સાડી પહેરીને અલંકૃત થયેલી મેવાડની ભૂમિ તરફ દૃષ્ટ કરતો હતો. કોઇવાર ઘણાજ ઉંડા વિચારમાં ડુબી જતો હતો. અને કોઇ કોઇવાર સુનીલ ગભીર આકાશમા ઉપરા ઉપર દોડાદોડ કરી રહેલાં વાદળાઓ તરફ નિહાળી નિહાળીને જગતનાં વૈચિત્ર્યનો વિચાર કરતો હતો.

આ મહાત્મા વીર પુરુષ તે મેવાડની સ્વતંત્રતા માટે જીવનનો પણ ભોગ આપવાને તયાર થયેલો પ્રતાપ રાણો હતો. તેની જમણી કમરે તરવાર લટકતી હતી. ભેટપર તીખી કટાર રહી ગઇ હતી. અને નજદીકના ભાગમા તેમણે આદરેલા દેશોદયના વ્રતના સાંધનો નજરે પડતા હતા. તેમણે મેવાડ હાથમાથી ગયા પછી એવુ વ્રત ધારણ કર્યું હતું કે જ્યા સુધી હુ મેવાડની આસુ સારતી રાજ્યલક્ષ્મીના આસુ લુછીસ નહીં, ત્યાં સુધી સોના રૂપાનાં વાસણને અડકીશ નહી, પરંતુ પત્રાવળીમા ભોજન કરીશ, પલગપર નિદ્રા કરીશ નહી, પરંતુ ઘાસની પથારીપર નિદ્રા લઇશ. આવુ મહાકઠિન વ્રત પૂર્વે ઋષિ મુનિઓ શિવાય કોઇએ પણ ધારણ કર્યું હોય એમ જણાતુ નથી. દેશોદયને માટે આત્મોત્સર્ગ કરનારા પ્રતાપ! ધન્ય છે તારા ઉન્નત હૃદયને!!!

થોડા વખત પછી દિવસ મટીને રાત્રિનું રાજ્ય આરભાયું. અને બરાબર બાર વાગ્યાને સુમારે કેટલાક રજપૂત વીરો કુંભલમેરના કિલ્લાની પડોસમાં જઇ પહોંચ્યા અને વિજય ગર્જના કરીને પર્વતોની ખીણોને અને શિખરોને ગજાવતા જ્યા આગળ રાણાનું રહેઠાણ હતુ

ત્યાં આવી પહોંચ્યા. પ્રતાપરાણાએ તુરત એક ઉન્નત શિલાતલપરથી ઉઠીને સર્વે યોદ્ધાઓને બહુજ માન આપ્યું અને કહ્યું કે, હુ તમારીજ રાહ જોતો હતો. દુસ્મનોનુ શસ્ત્રબળ, સૈન્યબળ, તેમજ બુદ્ધિબળ આપણા કરતા અધિક છે. આપણે આજે આખી દુનિયાની સામે લઢાઇ લઢવાને બાહાર પડયા છીએ. એમ બોલતાં બોલતા હાથમાનો ભાલો ટેકવીને પાછો શિલાતળ ઉપર બેઠો અસારે શિલાતલ એજ રાણાનું જમીનપર રાજ્યાસન હતુ અને અરણ્ય પ્રદેશો તેની રાજધાની હતી પ્રતાપના બેઠા પછી તેની જમણી બાજુપર રાવ કૃષ્ણસિહે પોતાની બેઠક લીધી. અને તેણે રાણાજીને ધીરજ આપતા આપતાં કહ્યુ,—મહારાણાજી! દરએક સંકટને વખતે મેવાડના શૂરવીર સામતોએ પ્રાણની પણ દરકાર કર્યાં વિના યુદ્ધ કર્યુ છે તમામ પટાવતોના શરીરમા પણ રાણાનુંજ રૂધિર વહે છે. મેવાડ અને મહારાણાને માટે દરએક યોદ્ધો પોતાના પ્રાણ આપવાને તયાર છે. તે વખતે ઉત્સાહમાં આવેલા સામતોના શરીરમાં ઉત્સાહ ઉભરાવા લાગ્યો અને તેની સાથે સાથે તેઓની તરવારોનો ખણખણાટ થવા લાગ્યો

પ્રતાપ સલુંબરા સરદાર કૃષ્ણસિહનુ ઉત્તેજક ભાષણ સાંભળીને કૃતજ્ઞ હૃદયથી બોલી ઉઠયો, વીર! આ કમરપર જે તરવાર લટકે છે તે તરવાર બધુવિગ્રહને વખતે યોગમલને સત્ય વાત કરીને તમેજ મારી કમરપર બાધી હતી. હુ કૃતજ્ઞ હૃદયથી કહુ છુ કે જ્યાસુધી આ તરવાર મારી કમરપર લટકતી રહેશે ત્યાસુધી સલુંબર સરદારી મારી જમણી બાજુનેજ અલકૃત કરશે. તેઓજ ખરેખર દેશનુ રક્ષણ કરી રહ્યા છે બીજી તરફ પેલા ચલકતા ભાલાંઓની સાથે બેઠેલા જયમલ્લ અને પુત્તના કુળના વંશજો બેઠા છે તેઓના પૂર્વજોએ પણ ચિતોડના ઘેરા વખતે જે અલૌકિક વીરત્વ દેખાડયું છે તેવુજ અલૌકિક વીરત્વ દેખાડવાને તેના વંશજો હાજર થયા છે આ સાથે બેઠેલા ચોહાણ વંશજોએ પણ અમારા કુળની સાથે લગ્ન વ્યવહાર કરીને એકતા દર્શાવી આપી છે, તેજ એકતાને તેઓ આજે સત્ય કરી બતાવા માટે બાહાર પડયા છે. તે મારા મોશાળ પક્ષના છે અને મારા મામા થાય છે. આ સામે બેઠેલા દેલવાડાના ઝાલા વંશજ વીર પુરૂષો પણ યુદ્ધ વખતે રણમાં અડગ રહ્યા છે અને અત્યારે પણ રહેશે એવી મને ખાતરી છે મારા શૂરવીર રજપુત બધુઓ! તમે દેશના ઉદ્ધાર માટે જે સાહસ ઉઠાવ્યુ છે તેનું ફળ જગદીશ્વર આપશે બાપા રાવલના વંશજો શુ નીચ મોગલોને ત્યા પોતાનું સ્વાતંત્ર્ય વહેંચીને પોતાના કુળને કલંકિત કરશે? કદી પણ તેમ બનશેજ નહી. તેના વંશજોમાં પૂર્વ પુરૂષોનુ લોહી હજી પણ વહ્યા કરે છે.

એ મેવાડના રક્ષણને માટે ચારણદેવીની સમીપમાં સોગદ લીધા હતા. તેજ આ કૃષ્ણસિંહ હતો.

બીજી બાજુ ચિતોડગઢના વિનાશ વખતે જેમણે ચિતોડગઢના કિલ્લાનું છેવટ સૂધી રક્ષણ કરેલું હતુ એવા જયમલ્લના વંશજો તથા ચિતોડના દરવાજાનુ પ્રાણ જતા સૂધી રક્ષણ કરનાર મહાન્ શૂરવીર પુત્તના વંશજો ડાબી બાજુ ઉપર હથીઆરો સાથે ચાલતા હતા, ચોહાણ કુળના ક્ષત્રિયો જેઓ પ્રતાપના મોશાળ પક્ષના હતા તેઓ પ્રતાપની પાછળ રજપૂત લશ્કરની બાજુપર ચાલતા હતા. દેલવાડાનો ઝાલો રાજા માનસિંહ, પ્રતાપની જમણી બાજુપર ચાલતો હતો તે ઉપરાત બીજા પણ કેટલાએક જુદા જુદા શૂરવીર રાજાઓ પોતપોતાના લશ્કર સાથે પ્રતાપની સહાય કરવાને માટે યુદ્ધમા સામેલ થયા હતા. ભીલ લોકો પણ આજે પોતાના વનવાસી મહારાજાનો પક્ષ લઇને તીર કામઠાઓ સાથે પહાડોની ખીણો ઉપર હાજર થયા હતા બન્ને સેનાઓનો સામસામો ભેટો થયો. તીર, ભાલા, બરછી અને બંદુકોનો મારો ચાલવા લાગ્યો રજપુતો અને મોગલો જીવપર આવી જઇને યુદ્ધ કરવા લાગ્યા. યોદ્ધાઓના પગરવથી ધૂળના પુષ્કળ ગોટાઓ આકાશમાં ઉડવા લાગ્યા. ધૂળની ડમરીથી આકાશ ઘેરાઈ ગયુ શૂરવીરોની તરવારો પરસ્પર અથડાતા તેમાથી ઉત્પન્ન થતા અગ્નિના તણખાઓ મેઘઘટાની વચ્ચે ચમકારા કરતી વિજળીઓની પેઠે પ્રકાશવા લાગ્યા રણભૂમિપર લોહીની નીકો વહેવા લાગી અને વીરોની હાકોથી પૃથ્વી અને ગગનમંડળ ગાજી ઉઠયા રાણો પ્રતાપ પોતાના સોળ પટાવતોની સાથે રૂદ્રની પેઠે રણમાં ઘૂમતો ઘૂમતો મોગલોની સેનામા દાખલ થયો. બન્ને બાજુના શૂરવીર સરદારો પોતપોતાના અધિપતિનુ રક્ષણ કરવાને આતુર જણાતા હતા સલીમના અંગરક્ષકો જ્યારે સલીમ અને માનસિંહના રક્ષણને માટે બહુજ જોરાથી લડતા હતા, સારે મેવાડના જીવન રૂપ ગણાતા પ્રતાપને માટે તેના પટાવતો પણ બહુજ જોસથી યુદ્ધ કરતા હતા મહારાણો પ્રતાપ આજે રણભૂમિ ઉપર વીર વ્રતનુ ઉદ્યાપન કરવાને બહાર પડ્યો હતો. મેવાડની નિસ્તેજ અને નિરાધાર ક્ષાત્ર લક્ષ્મીના ઉદ્ધારને માટે બહાર પડ્યો હતો, એટલુજ નહીં પરતુ હિંદુ ધર્મના ગૌરવનુ રક્ષણ કરવાને માટે બહાર પડ્યો હતો આજે મેવાડ ભૂમિ યવનોએ છીનવી લીધેલી પોતાની સ્વતન્ત્રતા પાછી મેળવવાને વાસ્તે પોતાના વીશ હજાર પુત્રોને ઉત્સાહ આપતી યવનોના રૂધિરથી પોતાનાં હૃદયને શાત કરતી હતી હજારો વીર પુરૂષો મેવાડના ઉદયને માટે આજે આત્મ વિસર્જન કરવાને મેદાન પડ્યા હતા. આજે દુસ્ચર ક્ષાત્ર વ્રતનો મહોત્સવ મેવાડની ભૂમિમા ઉભરાઇ જતો હતો.

યુદ્ધ ધીરે ધીરે જોસપર આવવા લાગ્યુ મેવાડીઓ જીવની પણ દરકાર વગર લડવા લાગ્યા. તેઓના લોહીમા શૂરવીરતાનો સચાર થવા લાગ્યો. બહાદૂર રજપૂતો મહારાણા પ્રતાપની સાથે યવનોની આગલી ટૂકડીને કાપી નાખીને અદર દાખલ થયા. અંદરના ભાગમાં એક મોટા હાથી ઉપર સલીમ લોઢાના પાજરાથી જડી લીધેલા સિંહાસનપર બેઠેલો હતો અને તેની જમણી બાજુપર રાજા માનસિંહ ઘોડાપર સવાર થઇને રણમા ઘૂમતો હતો. પોતાના દુશ્મનને જોતાંજ પ્રતાપ અને તેના પટાવતો એકદમ જુસ્સામા આવી ગયા. તેઓએ શત્રુના ઉપર બદુક અને તીરોનો મોટો મારો ચલાવવા માડ્યો પહેલે ઝપાટે જ સલીમ અને માનસિહના અગરક્ષકોને કાપી નાખ્યા અને તે બન્નેના ઉપર તીરો, બંદુકો અને ભાલાઓનો મારો ચલાવવા માડ્યો પરન્તુ સલીમ પોતાના હાથીને ત્યાથી દુશ્મનોની બીજી બાજુ તરફ હકારી ગયો. એટલે પ્રતાપની માનસિહના તરફ દૃષ્ટિ પડી માનસિંહ અત્યાર સુધી સલીમના પાછલા ભાગમા ઉભો રહીને લશ્કરની વ્યવસ્થા કરતો હતો. માનસિહને જોતા જ પ્રતાપની નસોમા વીરરસ ઉભરાવા લાગ્યો, મુખપર વેરની છાયા ફરી વળી, તેની આંખમાથી અગ્નિના તણખાઓ ઝરવા લાગ્યા તેણે ભયંકર હાક મારીને માનસિહને કહ્યું, જાતભાઇઓની અને સ્વદેશની સ્વતત્રતાનો નાશ કરવા માટે તેં જે યવનોનુ દાસત્વ અગીકાર કર્યું છે તે પાપનુ પ્રાયશ્ચિત્ત કરાવવાને માટે પ્રતાપ આજે તારી સન્મુખ હાજર થયો છે તારા જેવા નીચ કુલાગારને જન્મ આપીને ક્ષત્રિયાણીએ પોતાનુ નુર ગુમાવ્યુ છે. ઓ દેશદ્રોહી! પ્રતાપની પાસે પાપનુ પ્રાયશ્ચિત્ત કર્યા શિવાય હવે તારો છૂટકો જ નથી.

માનસિંહે પ્રતાપના સઘળાં તીક્ષ્ણ વચનો સાભળ્યા પરન્તુ ઉન્મત્તના પ્રલાપની માફક ગણીને તેની સામા લડવાને ઉતર્યો નહી, પરન્તુ મોગલોના ઘેરા વચ્ચે છૂપાઇ ગયો. યવનોનું સૈન્ય રજપૂતોના સૈન્ય કરતાં ચોગણું હતુ. માનસિહના અપમાનથી મોગલોનુ લોહી ઉશ્કેરાઇ ગયું, તેઓ જોસપર આવીને રજપૂતોની સામે લડવા લાગ્યા. સઘળા યવનોનો ડોળો પ્રતાપના ઉપર જ હતો તેઓ ઉપરાઉપર પ્રતાપના ઉપર જ હથિયારોનો મારો ચલાવતા હતા બે ત્રણવાર મહારાણો પ્રતાપ મરતા મરતાં બચી ગયો, પરન્તુ ચોથી વખતે યવનના ઘેરા વચ્ચે ઘેરાઇ ગયો અને પોતાના બચાવનો જ્યારે કોઇ પણ ઉપાય નજરે પડ્યો નહી, ત્યારે 'જીવતો નર ભદ્રા પામશે' એ સિદ્ધાતને યાદ કરી પોતાના ઘોડાને હંકારીને રણભૂમિમાથી પસાર થઇ ગયો. પોતાનો

નાયક રણભૂમિમાંથી નાશી ગયા છતાં પણ રજપૂત સેનામાં કોઇ જાતનુ ભંગાણ પડ્યુ નહી. મહારાણા પ્રતાપની જગ્યા સાદરીના બહાદૂર ઝાલા રાણા માનસિંહે ગ્રહણ કરી અને તેમના માથાપર પ્રતાપનુ રાજ્યછત્ર ધરવામાં આવ્યું તેણે રણભૂમિ ઉપર આગળ ધસીને મેવાડીઓની હિંમતમાં વધારો કર્યો. યવનના યોદ્ધાઓ તરફથી ઝાલા રાજાને જ પ્રતાપ સમજીને તેના ઉપર ભાલા, તરવારો અને બંદુકોના પ્રહારો પડવા લાગ્યા. ઝાલો રાજા માનસિંહ હજારો શસ્ત્રો ને અસ્રોનો મારો સહન કરતો કરતો મોટા પર્વતની પેઠે રણભૂમિપર ઉભો રહ્યો. અને હજારો રજપૂતોની સાથે છેવટ સૂધી લડીને શૂરવીરોની વીર ગતિને પામ્યો. બાવીશ હજાર રજપૂતોમાથી માત્ર આઠ હજાર રજપૂતો અને રાણો પ્રતાપ સ્વદેશના સદભાગ્યે બચી ગયા હતા. રૂધિરની મોટી નદી ચાલી રહી, મનુષ્યના ધડો, માથાઓ અને હથિયારો, તેમા તણાવા લાગ્યા અને માનસિંહ જેણે દેશદ્રોહ કરવાને માટે પરદેશીઓનુ દાસત્વ અંગીકાર કર્યું હતું. તેના હૃદયનો સંતાપ આજે ઓલવાયો.

મહારાણો પ્રતાપ જે વખતે દુશ્મનોના ઘેરામા ઘેરાઇ ગયો હતો અને તેને બચવાનો કોઇ પણ ઉપાય નજરે પડયો નહી. ત્યારે તે ચેતક નામના ઘોડાપર ચઢીને રણભૂમિમાથી એકલો જ નાશી ગયો હતો, તેણે હલદીઘાટની કેટલીએક ટેકરીઓ ઓળંગી ગયા પછી પાછુ વાળીને જોયુ તો બે બાદશાહી ઉમરાવોને પોતાની પાછળ પડેલા દીઠા, તેમાં એક તો પોતાનો ભાઇ સક્તો હતો અને બીજો કોઇ મુસલમાન હતો. પોતાનો ભાઇ પ્રતાપ નિરૂત્સાહ થઇને રણભૂમિમાથી નાશી જાય છે, એમ જ્યારે સક્તાએ જોયુ હતુ ત્યારે તેના [illegible] જ [illegible] થયો હતો અને કુલાભિમાન તેના હૃદયમા [illegible] દાસત્વ સ્વીકારીને પોતે કરેલો દેશ દ્રોહ પોતાને [illegible] આવ્યો, તેથી તે પોતાના પાપનુ પ્રાયશ્ચિત કરવાને [illegible] આવતો હતો. પ્રતાપને જોતા જ સક્તાએ ઘોડાને એડી મારીને દોડા-વ્યો અને પાસે પહોચતાં બૂમ મારીને કહ્યુ કે; ભાઇ, ગભરાશો નહી એ તો હુ તમારો ભાઇ સક્તો છુ. આપણા બન્નેના શરીર [illegible] રૂધિ-રથી બંધાયેલાં છે, તે સાંભળીને પ્રતાપે એકદમ ચેતકને [illegible] બન્ને ભાઇઓ એક બીજાને હેત પ્રેમથી મળીને પ્રસન્ન થયા. [illegible] પ્રતા-પનો ચેતક ઘોડો તમર ખાઇને જમીનપર તૂટી પડ્યો ચેતક [illegible] રક્ત ધવાએલો હતો, તોપણ પોતાના ધણીનુ રક્ષણ કરવા [illegible] માથી તેને આટલે દૂર ખેંચી લાવ્યો હતો વાચા વિનાનુ પ્રાણી પોતાના ધણીનુ કરજ ફેડીને પરલોકમા ચાલ્યું ગયુ. સક્તાએ તુરત પોતાના

ઘોડા ઉપરથી નીચે ઉતરી પડીને પોતાને ઘોડો પ્રતાપને ભેટ કર્યો. શૂરા ક્ષત્રિયે ક્ષત્રિય ધર્મને દીપાવ્યો. ભાઇએ આજે બધુ કૃત્ય કરીને બધુ ધર્મ સાચવ્યો; સકતો કેટલીએક વાતચિત કર્યા પછી સાથી પગે ચાલતો ચાલતો મોગલોની છાવણીમા દાખલ થયો. એટલે સલીમે તેને પૂછયુ; કેમ શિશોદીયા વીર! તમારો ઘોડો કયાં ગયો?

સકતાએ ઉત્તર આપ્યો; મહારાણા પ્રતાપે તેને રણમા કાપી નાખ્યો.

સલીમે અધીરા થઇને પૂછયું; રાજવી! તમારા જેવા બહાદુરનો ઘોડો પ્રતાપ કાપી નાખે એ વાત અસંભવિત લાગે છે.

સકતાના હૃદયમાં અત્યારે સ્વદેશ પ્રેમ ઉભરાઇ રહેલો હતો. તેની રગેરગમા કુલાભિમાને વાસ કર્યો હતો, તે નિડરપણે બોલ્યો; જહાપનાહ! ખરૂ કહેવામાં હું કોઇ પણ જાતની અડચણ જોતો નથી. મારા ભાઇ પ્રતાપનો ઘોડો મરણ પામ્યો, તેથી મેં મારો ઘોડો તેને ચઢવા માટે આપ્યો છે શૂરવીરને શૂરવીરે સહાયતા કરવી, એ ઇશ્વરી ધર્મ છે. સકતાનુ કહેલુ સાભળી સલીમ માથાથી પગ સુધી સળગી ગયો અને તેને છાવણીમાંથી એકદમ બહાર જવાનો હુકમ કર્યો. સકતો યવનોને હાથે દેશીઓના ઉપર ગુજરતો જૂલમ જોવાથી ઘણા દહાડા થયાં ઉદાસ થઇ ગયો હતો અને તેના દાસત્વમાથી છૂટવાને માટે બાહાનાં શોધ્યા કરતો હતો, તે આજે આ તકનો લાભ લઇને તુરત પ્રતાપરાણાને આવી મળ્યો અને હર્ષના આસુ પાડતો બોલ્યો,—

કડવા હોજો લીમડા, જેની શીતળ છાય
બાઇવ હોજો બોલણા, તોય પોતાની બાહ્ય

બન્ને ભાઇઓ ત્યારથી એક સાથે રહેવા લાગ્યા. ઇ૦ સ૦ ૧૫૭૭ મા ફરીને માનસિંહે અને સલીમે કુભલમેર પર ઘેરો ઘાલ્યો હતો. તે વખતે ફરીને પ્રતાપે, પોતાના મરતા બચેલા બહાદુર લડવૈયાની સાથે દુશ્મનોની સામે ઉભા રહી કેટલોક વખત સુધી યુદ્ધ કર્યું હતુ. પરંતુ આ યુદ્ધમા મોટા મોટા મેવાડના યોદ્ધાઓ રણમા પડયા અને રાણો પ્રતાપ પોતાનાં બાયડી છોકરાં તથા કેટલાએક રજપૂત યોદ્ધાઓની સાથે સિંધના રણ તરફ નાશી ગયો સલીમે અને માનસિંહે કુભલ મેરનો કિલ્લો હાથ કર્યો, અને દુશ્મનોના હાથમા હથિયાર થઇ પડેલા રજપૂત કુલાગાર મોહોબતખાને ઉદયપુર ઉપર ચઢાઇ કરીને તેને કબજે કર્યું. મેવાડમાં બાકી બાદશાહી આણ વર્તાઇ અને ક્ષત્રિય ધર્મના રક્ષણને માટે તથા સ્વદેશની સ્વતંત્રતા માટે બહાર પડેલા શિશોદીયા કુળદીપક મહારાણા પ્રતાપે જગલમા બહુ જ દુ ખી સ્થિતિમા દહાડા ગાળવા માંડયા.

—⁂—

જેમ જેમ પત્રની લીટીઓ વાચતો ગયો તેમ તેમ સલીમના હૃદયનો મનસ્તાપ વધતો ગયો જેને માટે પોતે રાત દહાડો ઝખ્યા કરતો હતો, જેની સાથે ભવિષ્યમા અનેક પ્રકારનાં સાંસારિક સુખો ભોગવવાની પોતે આશાઓ બાધી હતી, તે સર્વ અત્યારે એકદમ પડી ભાંગી મહાન્ ઉદ્વેગ અને સતાપથી તેનું હૃદય ધડકવા લાગ્યુ, અને ક્ષણભર ઉડા વિચાર કરતાં કરતાં પત્રના છેવટના ભાગપર સલીમનુ ધ્યાન ખેચાયુ કે તે તુરત મનની સાથેજ બોલી ઉઠયો, "તે ખટપટીયા લોકોને પહોચી વળવાની મારામા સપૂર્ણ તાકાત છે. હુ તમારૂ વેર ભૂલી ગયો નથી "

પત્ર વાંચતા સલીમના મન ઉપર આટલી બધી અસર થઇ ગઇ, અને તેની ઉશ્કેરાયલી સ્થિતિ જોઇને તેની આસપાસ બેઠેલુ મડળ એકદમ સભ્રમમા પડી ગયું. સૌના મનમા અનેક તર્ક વિતર્કો થવા લાગ્યા. પરતુ કોઇનાથી ખરો નિર્ણય થઇ શકયો નહીં છેવટે સલીમેજ સર્વના મનનો સદેહ દૂર કરવા માટે તે કાગળ પોતાના દફતરદારને સર્વની સમક્ષમા વાચવાને કહ્યુ, તે વખતે જેઓ કચેરીમા બેઠા હતા તેઓ વિશ્વાસુ માણસોજ હતા. દફતરદારે પત્ર વાચી સભળાવ્યો.

પત્ર વંચાઇ રહ્યા પછી તુરત સલીમે સર્વ મડળની સામે જોયું, થોડો વખત તો કચેરીમા મૌનરાજ્ય ચાલ્યું. છેવટે મોહોબતખાને ગંભીર અવાજે કહ્યુ, શાહાજાદા સલીમ, તમારે તે બાબતમાં ફીકર રાખવાની નથી. શેહેરઅફગાને અને બીજા ખટપટીઆઓએ આવી ચાલ ચલાવીને પોતાનુ મૃત્યુ માગી લીધુ છે. તેઓએ સુતેલો સાપજ જગાડયો છે, જોઉ છુ કે હવે શેહેરઅફગાન અને બીજાઓ કેવી રીતે પોતાનાં કાવતરામા ફાવે છે. સલીમ આટલો વખત સુધી કાઇ પણ બોલ્યા વિના સઘળુ સાભળ્યાજ કરતો હતો, તેણે તૂટી પડેલાં હૃદયે ધીમે અવાજે કહ્યું, હવે મારૂ જીવન તમારા હાથમા છે. હુ ખટપટીઆના હાથમા સપડાઇ ગયો છુ એ ખટપટીઆ મારા ભોળા પિતાના હૃદય ઉપર રાજ્ય કરવા પામ્યા છે, તો આગળઉપર તેઓ શુ કરશે ? તે હુ સમજી શકતો નથી મારો બચાવ કરવો એ તમારા હાથમા છે. મેહેરઉન્નિસા હાથમાથી જવાને લીધે સલીમ એકદમ હૃદય-શૂન્ય થઈ ગયો હતો. તે અત્યારે હવે આત્મ બળ હારી ગયો હતો! ફરીને સભામાં મૌન રાજ્ય ચાલવા માડયુ. થોડીકવાર પછી મોહોબ્બતખાન અને નરસીહદેવ બુંદેલો બન્ને ઉભા થઇને એકાતમા ગયા, અને કાઇક મસલત કરીને પાછા કચેરીમા દાખલ થયા અને સલીમને નિર્ભય રહેવા માટે ખાતરી આપી. સભાસદો બન્નેનો છૂપો વિચાર સમજી શકયા નહી, છૂપી વાત કોઇ

પણ જાણવા પામે તો આરંભેલું કામ તૂટી પડે. તે વખતે ત્યાં આગળ કેટલાએક અકબરના અને કેટલાએક ફૈઝીના પણ સ્નેહીઓ બેઠા હતા. જેઓ ઉભય પક્ષનું કામ બજાવનારા હતા, તેથી મોહોબતખાન અને નરસિંહદેવ બુંદેલાએ પોતાની વાત છૂપીજ રાખી હતી તેઓએ એકાંતમા જે વાત કરી હતી તેનો સાર એ હતો કે, બન્ને ભાઇઓને કોઇ પણ રીતે ઠાર કરી નાખવા કે જેથી તેઓ શાહજાદા સલીમનો રાજ્યહક્ક ડુબાડવાને શક્તિમાન થઇ શકે નહીં, તથા શેરઅફગાનનો પણ ધીરે રહીને કાટ કાઢી નાખવો આમ કરવાથી આપણે ભવિષ્યના શાહેનશાહના મોટા માનીતા થઇ પડીશુ. એટલુંજ નહી પણ આપણા આ કામથી બીજા ઉમરાવોમા આપણી ધાક બેસશે, અને સલીમનો પ્રેમ મેળવવા માટે ભાગ્યશાળી થશુ. મોહોબતખાનની આ વાતને નરસિંહદેવે ઉપાડી લીધી હતી, અને તે વાત બન્નેએ કાર્ય કરતા સુધી-સલીમ શિવાય કોઇને પણ કાને જવા દેવી નહી તેને માટે પ્રતિજ્ઞા લીધી હતી. સલીમ પોતાની ધારણા પાર પાડવા માટે રાત દહાડો અનેક મનોરથો કર્યા કરતો હતો, તે પછી જાગવાથી આખી રાત ઉત્સાહ, આશાભંગ, વૈર, અશાંતિ વગેરે અનેક વિકારોમા ગાળી. મેહેર જેવુ મોરત્ન હાથમાં આવ્યા છતાં એકાએક ગૂમ થઇ ગયુ, તેને લીધે સલીમના મનને અત્યંત ખેદ થયો. તેની આગ્રા તરફ જવાની ઉત્સાહ ભરેલી તૈયારીઓ થઇ રહી હતી, તે બધી ગંધ પડી ગઈ અને છાવણીમાં ફેલાવલો વિજય મહોત્સવ એકદમ નિરાશામા બદલાઇ ગયો

## પ્રકરણ ૧૭ મું.

### ગપસપ.

આગ્રા નગરમાં અકબરે સ્થાપિત કરેલા તૌહિદ-ઇ-ઇલાહી નામના નવા ધર્મે હિન્દુ મુસલમાન પ્રજામાં બહુ જ ચર્ચા ઉભી કરી મૂકી હતી હાટે, વાટે, ઘાટે, જ્યા જોઇએ ત્યાં તેની તે જ વાતો થયા કરતી હતી. તેમાં મુસલમાનો ઉશ્કેરાઇ જઇને વાતો કરતા હતા, ત્યારે હિન્દુઓ અકબરની ડહાપણ ભરેલી રાજનીતિના વખાણ કરીને તેને ધન્યવાદ આપતા હતા.

આજે જુમે રાતનો દહાડો હોવાથી આગ્રાની બહારના ભાગમા નિમાજ પઢવાને કેટલાએક મુસલમાનના ટોળાઓ ઉતરી પડવાં હતાં.

તેઓ જુમા મસીદમાં નિમાજ પઢીને મંડળીના આકારમાં યમુનાના તીર ઉપર બેસીને વાતચિતમા ગુથાયાં હતાં. સઘળાંઓ આગ્રા શહેરમાં બાપ દીકરા વચ્ચે ચાલતા મતભેદ ઉપર વાતો કરતા હતાં

વાત નીકળતા જાફરખાન જે કેટલાએક દરબારી માણસોની સાથે મિત્રતા ધરાવતો હતો, તે બોલી ઉઠયો, ભાઇઓ, આજ કાલ અકબરના દરબારમા પરધર્મીઓનો વગ વસીલો વધારે જોરપર આવ્યો છે. અને આપણા ઇસ્લામી ભાઇઓની વગ ઘણીજ ઓછી થઇ પડી છે.

તુરત સામી બાજુપર બેઠેલા સલીમે હાથ મારીને કહ્યું; પોતે જ્યારે કાફરોનો ધર્મ અગીકાર કર્યો છે, ત્યારે પછી શું કહેવાનુ રહ્યું. અકબરે ખરેખર ખુદાતાલાના પવિત્ર દિનને મોહોટો ધકકો પહોચાડેલો છે, અને તેમા તેના વડા વજીર અબુલફજલ અને ફૈજીનો મુખ્ય હાથ છે. ખાનખાનાન પણ મુગે મોઢે આ સર્વ સહન કર્યા કરે છે, માત્ર એક અબ્દુલકાદર કે જેના તરફ અકબર માનની નજરે જુએ છે તે જ ખુલ્લા દીલથી તેની ભૂલો તેને જણાવે છે

દીલાવરખાન જે સૈયદ જાતનો હતો, તેણે તુરત તે વાતને પુષ્ટિ આપતાં કહ્યું; અરે તમને હું શુ કહું? રોજ રોજ જુદા જુદા ધર્મ પંથના પંડિતો અકબરના કાનમા ઝેર રેડયા કરે છે અને ધર્મ ઉપર ચર્ચા કર્યા કરે છે. તોબાહ, તોબાહ, પવિત્ર ખુદાતાલાની પાક મઝબપર ખરા ખોટાની ચર્ચા કરવાનો કોને હક્ક છે? શો જમાનો આવ્યો છે! હીંદુઓ કે જેઓમા કેટલાએક માણસોએ પણ ખુદાઇનો દાવો કર્યો છે, તેવા એક કાફરી ધર્મપર હજારો લાનત પડજો! અકબર જે આજ દિવસસૂધી એક પવિત્ર અલાહતાલાના નામપર આકીન રાખતો હતો, તે હવે રજપૂતાણીઓની સાથે લગ્ન વ્યવહારથી જોડાયા પછી પથ્થરોની મૂર્તિને પણ માન આપવા લાગ્યો છે, અને ઇસ્લામી તહેવારોની સાથે સાથેજ કાફરોના તહેવારોને દહાડે પણ દરબારમા મોહોટા ઉત્સવો પાળે છે, અને સ્વારીઓ પણ કાઢે છે. જેમ મસીદમા જાય છે, તેમજ દેવમંદિરોમાં પણ જાય છે.

અલ્લી તરત બોલી ઉઠયો,-તેથીજ તો હીદુઓ અભીમાની બની ગયા છે. પરતુ હમણાં એવી ગપ સભળાય છે કે ખૂદ સલીમ પોતે અકબરના આવા ધર્મ વિરૂદ્ધ વિચારથી નાખુશ થયો છે, અને પોતાના પિતાને આડે માર્ગે દોરવવા માટે અબુલફજલ અને ફૈજી સાથે પણ તેને શત્રુવટ ઉભી થઇ છે, તેથી અબુલ ફજલે અને ફૈજીએ અકબરને શાહજાદા સલીમના સબંધમા ઉધુ ચતુ સમજાવી દીધુ છે. તેથી અકબરે પોતાની ગાદીનો વારસ પોતાના મરણ પછી સલીમના વડા પુત્ર ખુશરૂને કરવા ધાર્યો છે અને સલીમનો હક્ક રદ કરવાનો વિચાર કર્યો છે.

જાફરખાને તેની વાતને પુષ્ટિ આપતાં કહ્યું કે, ખરી વાત છે પરંતુ એવી વાત પણ સાભળી છે કે, જ્યારે અબુલફજલ શાહજાદાની વિરૂદ્ધ વાતો કરવા લાગ્યો, ત્યારે તેનાપર વહેમ આવવાથી હમણાં તેને દક્ષિણ તરફ રવાના કરી દીધો છે, અને શાહજાદો સલીમ કે જે આગરાની બાહારજ ઘણુંખરૂ રહેતો હતો, તેને મનાવીને તેના મનનું સમાધાન કરવા માટે તેને સર્વ રાજચિહ્નો ધારણ કરવાનો હુકમ કર્યો છે.

મુસફખાન બોલ્યો, હમણાંજ અબુલફજલ દક્ષિણ તરફ રવાના થયો છે, અને લોકો અદર અદરની ખટપટને તેનુ કારણ માને છે; ફૈજી તો હવે ખાટલે પડયો છે, તેથી હમણા દરબારમા જઇ શકતો નથી

અલ્લી, તેની ઓરત રજીયા પણ બીચારી કેદખાનામાજ સડે છે, કહે છે કે એક રાત્રે સલીમ અને રજીયા વચ્ચે થતી ખાનગી વાત-ચિત ફૈજીએ જાતે જ સાંભળી હતી, ત્યારથી જ તે બન્ને ભાઇઓ સલીમની વિરૂદ્ધ પડીને તેની સામે મોહોટી ખટપટો ચલાવે છે.

જાફર, સલીમ રજીયાને ત્યા શા માટે ગયો હશે ?

અલ્લી, રજીયાં સલીમપર આશક હતી, અને તેણે, સલીમને જો પોતાને વડી બેગમ બનાવે તો અકબરનુ ખુન કરાવીને સલીમને રાજ્ય અપાવવાનુ વચન આપ્યુ હતુ, આ પ્રપચમા અબુલફજલ અને ફૈજીને શરૂઆતમાજ ઠાર કરવાનો નિશ્ચય કરવામા આવ્યો હતો, કે જેથી બીજાં કામો સહેલા થઇ પડે, પરન્તુ તે પ્રપચ ઉઘાડો પડી ગયાથી રજીયાના હાથ નીચે પડ્યા; અને તેને નીચી મુડીયે કેદખાનાની સજાને શરણે થવુ પડ્યું છે

જાફર, ત્યારે હવે સલીમ શાત થઇને બેશી રહ્યો છે ?

અલ્લી, ના રે ના, કહે છે કે તે પોતાનુ કામ છુપી રીતે કર્યો જાય છે. સલીમ કાઇ રાજ્યને માટે જ અકબરની સામે યુદ્ધ કરવાને તૈયાર થયો નથી, પરન્તુ દીન ધર્મને માટે પણ તે ઉશ્કેરાયલો છે, એમ સભળાય છે.

જાફર, બરાબર છે, ધર્મને માટે કયા પુરૂષને લાગણી ન થાય ? જો સલીમનું યુદ્ધ પવિત્ર ધર્મને માટે હશે તો કયો મુસલમાન બચ્ચો તેને સહાયતા નહી આપે ? આપણે સર્વેએ મદદ કરવાની ફરજ છે

અલ્લી, તે તો બધુ સમજ્યા, સલીમ તે કયા મોટો પવિત્ર આદમી છે, તે દરરોજ તો શેર દારૂ ઠામે છે, ત્યારે તો તેને ચેન પડે છે. આપણા મઝબમા તેવા નાપાકને મદદ કરવાનુ કયા લખ્યુ છે ? તેનો નો છાયો પણ નાપાક ગણાય.

જાફર, બાદશાહોની બાબતમા તે જોવાનું નથી, આગળના તમામ બાદશાહો દારૂ પીતા હતા, તેમજ સલીમ પણ પીયે છે.

અલ્લી, તેમ જોતાં તો અકબર દારૂથી પરેજગાર રહે છે, માટે સલીમથી તેને ઉત્તમ માનવો જોઇએ.

જાફર, બીલકુલ નહી, તેણે મઝબપર વિશ્વાસ નહીં રાખતાં નવો ધર્મ ઉભો કરવાનુ જે અણઘટતુ પગલુ ભર્યું છે તેને માટે તે નાપાક છે.

યુસફ; તમારી બેની તકરારમા જરા મારૂં પણ કહેવુ ધ્યાન આપીને સાંભળો, અકબર જે બીજાના ધર્મને માન આપે છે, તે, તેનો અર્થ માત્ર બીજાની લાગણી ન દુ:ખાવવી એટલોજ છે, પરતુ તેના નવા ધર્મમાં તો ઇશ્વરની એકતાનેજ માન્ય કરવામાં આવી છે, તેણે આપણા ધર્મથી કાંઇ પણ વિશેષ કર્યુંજ નથી, ઉપરથી ધર્મ પાળવાનો ડોળ ઘાલનારા પરંતુ અંદરથી ખુદાના ફરમાનો પર પાણી ફેરવનારાઓને નાપાક જ ગણવા જોઇએ. મારા વિચાર પ્રમાણે તો સલીમ કરતાં અકબર મો દરજ્જે સારો છે.

અલ્લી, હુ તારા વિચારથી તદ્દન વિરૂદ્ધ છું અને આપણી મુસલમાન કોમ પણ મારા જેવાજ વિચારો ધરાવે છે.

યુસફ; તેમના વિચારો તેમને મુબારક હો! પરતુ મે તો મારા જેવા વિચાર હતા, તેવાજ તમને જણાવ્યા.

અલ્લી; તમે જાણો છો કે ધાર્મિક ઝનુન સાધારણ વાત નથી, અકબરે મોટા મોટા હોદ્દાઓ હિન્દુઓને આપીને પોતાની કાફરો તરફની પ્રીતિ સાફ દેખાડી આપી છે.

યુસફ; તે બાબતમાં પણ તમારી ભુલ છે, એ તો રાજનીતિનો ધર્મ છે કે તમામ ધર્મની પ્રજા તરફ રાજાએ સમાન બુદ્ધિથી વર્તવું જોઇએ;

અલ્લી, પરંતુ પોતાના ધર્મભાઇઓની તરફેણમાં કાંઇક વધારે પ્રીતિ રાખવાની જરૂર છે.

યુસફ, ન્યાયી રાજાના રાજ્યમાં એમ કદી પણ બનવાનો સંભવ નથી, અને એ વાત ધર્મ પક્ષથી પણ ઉલટી છે.

અલ્લી; તમારા એ વિચારો તદ્દન જુઠ્ઠા છે, તમારામાં પણ કાફરી વિચારોએ પ્રવેશ કર્યો જણાય છે,

યુસફ; તમે ધર્માન્ધ જણાઓ છો, નહીં તો આમ મારાપર હુમલો કરોજ નહી, બસ હવે હું તમારી સામે વધારે વાત કરવાને રાજી નથી, ચાલો હવે ઉઠો! આપણે પારકી પચાતમા શા માટે ઉતરવુ જોઇએ, વખત પણ ઘણોજ થઇ ગયો હતો, ચદ્રની ચાદનીમાં યમુનાના ચળકતા નિર્મળ જળના તરગો નિહાળતા નિહાળતા બધા મિત્રો દીલ્લી દરવાજા તરફથી આગ્રા શહેરમા દાખલ થઇને પોતપોતાને ઘેર ગયા.

# પ્રકરણ ૧૮ મું.

## મનનું સમાધાન.

સાયંકાલનો વખત હતો, બગીચાના ફુલ ઝાડોપર આમતેમ ઉડીને મધની લૂટાલૂટ કરતા ભમરાઓ ગુંજારવ કરી રહ્યા હતા, વાસન્તિક લતાનો મીઠો સુવાસ ચોતરફ ફેલાઈ રહ્યો હતો ચોતરફ શાંતિ સિવાય કાંઇ પણ નજરે પડતુ નહતુ. આવા એક એકાંતિક બગીચામાં આરસ-પાહાણુની બેઠક પર યૌવન મદમાં ઉભરાઇ જતી એક ઉમરાવજાદી બેઠી બેઠી પોતાની ગઇ ગુજરી સુખ દુ:ખની વાતો પર વિચાર કરતી બેઠી હતી. નિરાશાથી ભરેલા હૃદયમા વિચારની અનેક ભરતી ઓટ થતી હતી અને તે પાછી હૃદયમા જ સમાઇ જતી હતી. આ ઉમરાવજાદી તે આપણી વાર્તાની નાયિકા મેહેરૂન્નિસ્સા હતી. શેરઅફગાન સાથે પરણ્યાને તેને આજે ચાર પાંચ વર્ષ વીતિ ગયા હતાં, તે શૂરવીર પતિને મેળવીને હૃદયને કાંઇક ધીરજ આપવાને સમર્થ થઇ હતી, તો પણ જ્યારે હિંદનું સામ્રાજ્ય, તેની અનુપમ પ્રભુતા, હજારો દાસ દાસીઓનું ઉપરીપણુ, તથા મહારાણી તરિકેનું સૌભાગ્ય, તેની વિચાર દૃષ્ટિ આગળ તરી નિકળતું, ત્યારે મહત્ત્વાકાંક્ષાવાળી મેહેરના હૃદયમાં પાછો અસંતોષનો ઝરો ઉભરાઇ જતો હતો મુગ્ધ મનની યુવતી તે આશા વિલાસોમા પોતાના આત્માને હાથ નહી રાખતા રાત દિવસ તણાયા કરતી હતી. હમણા રાજકીય પ્રસંગે આગ્રા શહેરમા આવેલા પોતાના પતિની સાથે પોતે પણ મોજમજાહ ભોગવવાને આવી હતી. અને સરકારવાડાની પડોસમાં આવેલા એક મોટા બગીચામા મુકામ કર્યો હતો. આગ્રા શહેરમા પગ મૂકતા તેને પાછુ પૂર્વનું સર્વ વૃત્તાંત યાદ આવ્યુ હતુ. તેના મનમા પૂર્વે ધારેલી પોતાની ઉન્નતિના વિચારો એક પછી એક આવતા હતા. તેથી તેના મનની સ્થિતિ આનંદને બદલે બહુજ ખરાબ સ્થિતિમા આવી પડી હતી. માનસિક વ્યથાથી તેનું શરીર ફીકુ પડવા લાગ્યુ, શેરઅફગાન અને તેની ચાકરડીઓ રાત દહાડો તેની સેવા કરતા હતા, તો પણ તેની સ્થિતિ બગડતીજ ચાલતી હતી. ઉપર જણાવેલી સાંજે એક દિવસે મેહેરૂન્નિસ્સા બગીચાના એકાન્ત પ્રદેશમાં એકલી બેઠી બેઠી વિચાર કરતી હતી. વિચાર કરતા કરતાં સલીમે લખેલી પત્રિકા તેને યાદ આવી, કે તુરત તે પત્રિકા જે પોતાની ખાનગી પેટીમાં

રાખી હતી, તેમાંથી લઇ આવીને એકાત મળતાં વાચવા લાગી, એક વાર, બેવાર અને ત્રણ વાર વાચતા, તેના હૃદયમા અકુજ ઓછુ આવ્યું, હાથમાં આવેલા વૈભવ સુખથી પોતે વચિત થઇ ગઇ, તેને માટે પોતાના પિતાને તથા બીજાઓને અનેક શાપ આપવા લાગી. આમ ખેદ, નિરાશા, સંતાપ વગેરે તેના તૂટી પડેલા હૃદય ઉપર એક પછી એક પોતાની સત્તા જમાવવા લાગ્યા, અને થોડા વખત પછી મેહેર, બેભાન સ્થિતિમાં જ્યા બેઠી હતી. ત્યાજ ઢળી પડી. આ વખતે એક તરૂણ પુરૂપ જે મેહેરના મુખ ચન્દ્રનુ ઝાડની ઓથે છૂપાઇને ઘણો વખત થયાં પાન કર્યા કરતો હતો, તે એકદમ તેની પાસે આવીને કેળના પાદડાથી તેને પવન ઢોળવા લાગ્યો. આ પુરૂષ તે શાહજાદો સલીમ હતો, ઘણા દહાડા થયા મેહેરની મુલાકાત માટે તલસી રહ્યો હતો અને આજે મેહેરની ચાકરડી મારફને છૂપી રીતે બગીચામા દાખલ થયો હતો હલ્દીઘાટની લડાઇમા હજારો યોદ્ધાઓ તરવારોના ઘાથી રણભૂમિ ઉપર ઢળી પડતા હતા, તેઓને જોઇને જે હૃદય દયાથી પીગળ્યુ ન હતુ, તે હૃદય અત્યારે મેહેરની દયાજનક સ્થિતિ જોઇને એકદમ પીગળી ગયું. આરસપહાણુની બેઠકપર પડેલી મેહેરના નિરાશા સૂચક મનોહર મુખના પરવાળા જેવા હોઠ વારવાર કપી રહેલા હતા, તેનુ હૃદય અંદર ભારેલા સંતાપાનલને દર્શાવતુ ધડકતું હતુ, સલીમે મેહેરના વીખરાએલા ચોટલાવાળુ મસ્તક પોતાના ખોળામાં ઉચકી લીધુ અને પાતરાના પવનથી મહેરને સાવધ કરવા લાગ્યો. હિંદનો ભાવી શેહેનશાહ આજે એક ઇશ્કના અગારમાં બળી જળી રહેલી ઉમરાવ જાદીની આશ્વાસના કરતો બેઠો છે, ચો તરફ શાતનુ રાજ્ય ફેલાઇ રહેલુ છે; મોહના રાજ્યનુ આ મનોહર ચિત્ર સુગા પક્ષિયો શિવાય કોઇ પણ જોતું નહતું. થોડી વારમાં મનના ઉભરાઓ મનમાંજ શમી ગયા મેહેર સાવધ થઇ અને તેણે જોયુ તો જેને મેળવવાને પોતે ચાહતી હતી, તેજ હિંદનો ભાવી શેહેનશાહ પોતાને સાવધ કરવા માટે પવન ઢોળે છે શાહજાદાને જોતાજ મેહેર એકદમ ચમકી ગઇ અને તુરત ઉભી થઇ પોતાનુ શરીર સકોચીને એક બાજુપર જઇ બેઠી અને બોલી, 'વહાલા! એમ બોલતાં તુરત અટકી ગઇ અને ફરીને બોલી, નહી નહી હવે તો તમે શાહજાદાના નામને જ યોગ્ય છો આ અપરાધિનીના કલકિત શરીરને અડકશો નહીં, તમે હવે અડકીને તમારી પવિત્ર કાયાને કલકિત કરશો નહીં, તમે તો મને અભાગિણીને ઘણીએ હૈયાનો હાર કરવાનુ ધાર્યું હતુ પરંતુ હું મારા પોતાનાં દુર્ભાગ્યને લીધે જ તમારા કંઠમાંથી સરકી પડી છું. હુ હવે તમારી રહી નથી. આ હૃદય હવે તમારા પ્રેમને અયોગ્ય

છે. આ શરીર હૃદય શૂન્ય થયું છે, આમ બોલતા બોલતાં મેહેરના હ્રદયમા ફરીને શોકનો ઉભરો આવ્યો, તે જોઇને સલીમની આખમા ઝળઝળીયાં આવી ગયા તેણે ઝાઝો વખત સલીમનુ આસુ ભરેલું મોઢુ નહીં જોઇ શકવાથી બન્ને હાથે પોતાની આંખો બંધ કરી દીધી.

મેહેરનો આવો દેખાવ જોઇ, સલીમ પણ એકદમ ઉદાસ થઇ ગયો. સતાપાનલથી તેનુ હૃદય બળવા લાગ્યુ તેણે ફાટી ગયેલે સાદે ધીરજ આપતાં કહ્યુ, મેહેર ! ઓ ઘેલુડી મેહેર ! આમ ઘેલા શુ કાઢે છે ? હુ તારાજ સુભાગ્યે હલ્દી ઘાટની ખીણુમાથી મરતો મરતો બચ્યો છુ ધીરજ ધર, ખુદાતાલા આપણી સહાયતામા છે. ફરીને બળીજળી ગયેલી શુષ્ક મરૂ ભૂમિમા પણ પ્રેમના અકુરો ફુટશે અને મરૂભૂમિ પલ્લવિત થશે. આશા અમર છે સુખ દુ ખનુ ચક્ર માનવ જીવનમાં સૌને અનુભવવુ પડે છે, તેને માટે દિલગીર થવાનુ કાઇ પ્રયોજન નથી.

મેહેરે આખપરથી હાથ ખસેડી લઇ રડતી આખે સલીમના સામુ જોઇને મારા પાપિણીના એવા બોલ, સુભાગ્ય હોત તો હાથમાં આવેલુ સુખ કેમ પડી ભાગે ? આ અભાગિણી જન્મતી વેળાએ માતાનુ સ્વર્ગીય વાત્સલ્ય જોવાને અભાગી નિવડી હતી દુ ખ એ તો આ પાપી જીવનની શરૂઆતથી જ પડછાયાની માફક પાછળ પાછળ ફર્યા કરે છે

ઇશ્વિર ભલુ કરશે, તેમના નામપર ઇમાન રાખજો. આપણા બન્નેના ભાગ્યમા સુખ સરજેલુ હશે તો ફરીને પણ આપણે બન્ને જોડાશુ સુલેખા અને સુસફનની વાત તમારાથી ક્યા અજાણી છે ?

મેહેર, ખરી વાત છે, અલ્લાહતાલાના નામ શિવાય બધુ ખોટુ છે, તે ચ્હાય તે કરવાને શક્તિવાન છે

સલીમ, મેં આજે તમારી દિલગીરીમા વધારો કર્યો છે તેને માટે હુ તમારી ક્ષમા માગુ છુ.

મેહેર, ક્ષમા ! એ તો મારે ઉલટી તમારી પાસે માગવાની છે મેં તમારા મન ઉપર જે ઉડી અસર કરી છે અને તેનું પરિણામ જે નિરાશામાં આવ્યુ છે, તેને માટે આ દાસી તમારાથી છૂટાં પડતા પહેલાં હમ્મેશને માટે તમારી ક્ષમા માગે છે

-સલીમ, ઉદાસી ભરેલા અવાજે બોલ્યો, ઉમરાવજાદી ! તમે કોઇ પણ રીતે અપરાધી નથી. હવે મારા પ્રણામ સ્વીકારી મને જવાની રજા આપશો. હુ અત્યારે પારકા ઘરમાં ઉભો છુ.

મેહેર, રજા ! આ મોહોડુ એવા કઠોર શબ્દ બોલવાને અયોગ્ય છે। પરતુ શું કરવું ! હું હવે તમારી રહી નથી. પરતુ રૂઢી બધનથી અત્યારે બીજાની થઇ છું, આપણે એક બીજાને મળી શકીએ એવી

રાખી હતી, તેમાથી લઇ આવીને એકાંત મળતા વાચવા લાગી, એક વાર, બેવાર અને ત્રણ વાર વાચતા, તેના હૃદયમાં અજ્ઞ્જ ઓછું આવ્યુ, હાથમાં આવેલા વૈભવ સુખથી પોતે વંચિત થઇ ગઇ, તેને માટે પોતાના પિતાને તથા બીજાઓને અનેક શાપ આપવા લાગી. આમ ખેદ, નિરાશા, સંતાપ વગેરે તેના તૂટી પડેલા હૃદય ઉપર એક પછી એક પોતાની સત્તા જમાવવા લાગ્યાં, અને થોડા વખત પછી મેહેર, બેભાન સ્થિતિમા જ્યા બેઠી હતી. સાજ ઢળી પડી. આ વખતે એક તરૂણ પુરૂપ જે મેહેરના મુખ ચન્દ્રનું ઝાડની ઓથે છૂપાઇને ઘણો વખત થયા પાન કર્યા કરતો હતો, તે એકદમ તેની પાસે આવીને કેળના પાદડાંથી તેને પવન ઢોળવા લાગ્યો. આ પુરૂપ તે શાહજાદો સલીમ હતો, ઘણા દહાડા થયા મેહેરની મુલાકાત માટે તલસી રહ્યો હતો. અને આજે મેહેરની ચાકરડી મારફતે છૂપી રીતે બગીચામા દાખલ થયો હતો હલ્દીઘાટની લડાઇમાં હજારો યોદ્ધાઓ તરવારોના ઘાથી રણભૂમિ ઉપર ઢળી પડતા હતા, તેઓને જોઇને જે હૃદય દયાથી પીગળ્યું ન હતુ, તે હૃદય અત્યારે મેહેરની દયાજનક સ્થિતિ જોઇને એકદમ પીગળી ગયુ. આરસપહાણની બેઠકપર પડેલી મેહેરના નિરાશા સૂચક મનોહર મુખના પરવાળા જેવા હોઠ વારવાર કપી રહેલા હતા, તેનુ હૃદય અંદર ભારેલા સંતાપાનલને દર્શાવતું ધડકતુ હતું, સલીમે મેહેરના વીખરાએલા ચોટલાવાળુ મસ્તક પોતાના ખોળામાં ઉચકી લીધુ અને પાતરાંના પવનથી મહેરને સાવધ કરવા લાગ્યો. હિંદનો ભાવી શેહેનશાહ આજે એક ઇશ્કના અંગારમાં બળી જળી રહેલી ઉમરાવ જાદીની આશ્વાસના કરતો બેઠો છે, ચો તરફ શાન્તનુ રાજ્ય ફેલાઈ રહેલુ છે; મોહના રાજ્યનુ આ મનોહર ચિત્ર મુગા પક્ષિઓ શિવાય કોઇ પણ જોતું નહતુ. થોડી વારમાં મનના ઉભરાઓ મનમા જ શમી ગયા મેહેર સાવધ થઇ અને તેણે જોયું તો જેને મેળવવાને પોતે ચાહતી હતી, તેજ હિંદનો ભાવી શેહેનશાહ પોતાને સાવધ કરવા માટે પવન ઢોળે છે શાહજાદાને જોતાજ મેહેર એકદમ ચમકી ગઇ અને તુરત ઉભી થઇ પોતાનુ શરીર સકોચીને એક બાજુપર જઇ બેઠી અને બોલી, 'વહાલા ! એમ બોલના તુરત અટકી ગઇ અને ફરીને બોલી; નહી નહી હવે તો તમે શાહજાદાના નામને જ યોગ્ય છો. આ અપરાધિનીના કલકિત શરીરને અડકશો નહીં, તમે હવે અડકીને તમારી પવિત્ર કાયાને કલકિત કરશો નહીં, તમે તો મને અભાગિણીને ઘણીએ હૈયાનો હાર કરવાનુ ધાર્યુ હતુ પરંતુ હું મારા પોતાના દુર્ભાગ્યને લીધે જ તમારા કંઠમાંથી સરકી પડી છું. હુ હવે તમારી રહી નથી. આ હૃદય હવે તમારા પ્રેમને અયોગ્ય

છે આ શરીર હૃદય શૂન્ય થયુ છે, આમ બોલતા બોલતાં મેહેરના હૃદયમા ફરીને શોકનો ઉભરો આવ્યો, તે જોઇને સલીમની આંખમા ઝળઝળીયાં આવી ગયા. તેણે ઝાઝો વખત સલીમનુ આસુ ભરેલું મોઢુ નહીં જોઇ શકવાથી બન્ને હાથે પોતાની આખો બંધ કરી દીધી.

મેહેરનો આવો દેખાવ જોઇ, સલીમ પણ એકદમ ઉદાસ થઇ ગયો સતાપાનલથી તેનુ હૃદય બળવા લાગ્યુ તેણે ફાટી ગયેલે સાદે ધીરજ આપતાં કહ્યુ, મેહેર ! ઓ ઘેલુડી મેહેર ! આમ ઘેલા શુ કાટે છે ? હુ તારાજ સુભાગ્યે હલ્દી ઘાટની ખીણમાથી મરતો મરતો બચ્યો છુ ધીરજ ધર, ખુદાતાલા આપણી સહાયતામા છે. ફરીને બળીજળી ગયેલી શુષ્ક મરૂ ભૂમિમા પણ પ્રેમના અકુરો ફૂટશે અને મરૂભૂમિ પલ્લવિત થશે આશા અમર છે સુખ દુ ખનુ ચક્ર માનવ જીવનમાં સૌને અનુભવવુ પડે છે, તેને માટે દિલગીર થવાનુ કાઇ પ્રયોજન નથી

મેહેરે આખપરથી હાથ ખસેડી લઇ રડતી આખે સલીમના સાસુ જોઇને માગં પાપિણીના એવા બોલ; સુભાગ્ય હોત તો હાથમાં આવેલું સુખ કેમ પડી ભાગે ? આ અભાગિણી જન્મતી વેળાએ માતાનુ સ્વર્ગીય વાત્સલ્ય જોવાને અભાગી નિવડી હતી દુ ખ એ તો આ પાપી જીવનની શરૂઆતથી જ પડછાયાની માફક પાછળ પાછળ ફર્યા કરે છે.

ઇશ્વિર ભલુ કરશે, તેમના નામપર ઇમાન રાખજે આપણા બન્નેના ભાગ્યમાં સુખ સરજેલુ હશે તો ફરીને પણ આપણે બન્ને જોડાશુ સુલેખા અને સુસફનની વાત તમારાથી કયા અજાણી છે ?

મેહેર, ખરી વાત છે, અલ્લાહતાલાના નામ શિવાય બધુ ખોટું છે, ને અહાય તે કરવાને શક્તિવાન છે

સલીમ, મેં આજે તમારી દિલગીરીમા વધારો કર્યો છે તેને માટે હુ તમારી ક્ષમા માગું છુ.

મેહેર, ક્ષમા ! એ તો મારે ઉલટી તમારી પાસે માગવાની છે મેં તમારા મન ઉપર જે ઉંડી અસર કરી છે અને તેનું પરિણામ જે નિરાશામા આવ્યુ છે, તેને માટે આ દાસી તમારાથી છૂટા પડતા પહેલા હમ્મેશને માટે તમારી ક્ષમા માગે છે

સલીમ; ઉદાસી ભરેલા અવાજે બોલ્યો; ઉમરાવજાદી ! તમે કોઇ પણ રીતે અપરાધી નથી હવે મારા પ્રણામ સ્વીકારી મને જવાની રજા આપશો. હુ અસારે પારકા ઘરમાં ઉભો છું.

મેહેર; રજા ! આ મોહોડું એવા કઠોર શબ્દ બોલવાને અયોગ્ય છે પરતુ શું કરવું ! હું હવે તમારી સ્ત્રી નથી. પરંતુ રૂઢી બંધનથી અત્યારે બીજાની થઇ છું, આપણે એક બીજાને મળી શકીએ એવી

સ્થિતિમાં પણ રહ્યાં નથી. શુ કરૂ? ક્યાં જાઉ? કાંઇ પણ મને સુજ પડતું નથી.

સલીમ; ઉમરાવજાદી! હુ જેટલો વખત અહીં ઉભો રહીશ, એટલો વખત તમારા દુ:ખનું કારણ થઇ પડીશ. મને જવાની રજા આપો. હુ તમને ઝાઝો વખત દુ ખી કરવાને ખુશી નથી. આમ બોલતો બોલતો સલીમ તરત ત્યાંથી બહાર નિકળ્યો જ્યાં સુધી શાહજાદો દેખાયો ત્યાસુધી મેહેરે પ્રેમભરી આંખે તેને નિહાળ્યા જ કર્યો, થોડી વારમાં તે અદૃશ્ય થઇ ગયો એટલે મેહેર કરીને એકલી પડી. તેના મનમા અનેક વિચારો આવવા લાગ્યા તે વિચારોને શમાવી દઇને પોતાના હૃદયને ધીરજ આપતી બોલી, જ્યારે પ્રયત્ન કર્યા છતાં કાર્ય નિષ્ફળ નિવડે ત્યારે દૈવના ઉપરજ આધાર રાખવો એ વાજબી છે. સલીમ એ નામ એક વખત કેવું મીઠું લાગતું હતું, તે નામ સાંભળતાં શરીરમા કાંઇક અવનવો આનંદ થતો હતો; હુ પણ હોંશથી તેનું નામ લેવરાવવા માટે મારી સખીઓની પાસે અનેક પ્રસગો લાવતી હતી, પરંતુ તે સઘળુ તે આનદના દિવસોની સાથેજ વહી ગયું. હવે તે ગઇ ગુજરી બાબતને માટે ખેદ કરવો એ પણ વ્યર્થ છે. ભાગ્યે આપેલા સુખમાં મારે શા માટે ઓછુ આણવુ જોઇએ? મારે શી વાતની કમીના છે? મારો ધણી એક શૂરવીર છે, તેની કીર્ત પણ દિગંતમા ગવાય છે. તેના પરાક્રમ ઉપર ભારતનો શેહેનશાહ મોહિત થયેલો છે, તેવા એક વીર પુરૂષની પત્નિ તરિકે મને શુ ઓછુ માન છે? હુ શેહેનશાહના ઝનાનામાં વડી બેગમનુ જે સુખ ભોગવત, તે સુખ કરતાં અહીંઆ મને હજાર ગણુ સુખ છે. બાદશાહો બેગમોની કયા દરકાર રાખે છે? તેઓ તો માત્ર વિષયના કીડાજ હોય છે. તેઓ એક પછી એક અનેક બેગમો પરણીને પોતાના મનનીજ કામના પૂરી પાડે છે, પરંતુ બેગમોની સ્થિતિ તો એક કેદીના જેવીજ હોય છે તેઓના સુખનો આધાર તો બાદશાહોને આધિન હોય છે પોતાને આધિન હોતો નથી હું મારા ઘરમાં સ્વતંત્ર છુ મારો પતિ મારે આધિન છે. મારા સુખમાં બીજી ભાગ પડાવનારી સોકય પણ નથી. હુ કેટલી બધી સુખી છું? જ્યારે આટલું મને સુખ છે. ત્યારે મારે શા માટે ઓછુ આણવું જોઇએ? હૃદય શાંત થા! ગઈ ગુજરી ભુલી જા અને જે તને મળ્યુ છે, તે ઉપરજ આનંદ માનીને રાજી ખુશીમાં તારા દહાડા ગુજાર!

આમ વિચાર કરે છે એટલામા મેહેર! વહાલી મેહેર! આવો દુરથી અવાજ આવતાં તેનું ધ્યાન તુરત તે તરફ ગયુ અને શેર અફ્ગાન તેની નજરે પડયો એટલે તુરત મેહેરે ઉભાં થઇ, તેને નમન કર્યુ

શેરઅફગાને એક મીઠું ચુંબન લઇને તેને સામુ માન આપીને કહ્યું; વહાલી! ઘણો સમય થઇ ગયો છે, તમારા બીમાર શરીરને બગીચાની ઠંડી હવા અનુકુળ નથી ચાલો હવે આપણે ઘરમા જઇએ. મેહેર પોતાના પતિના કહેવાને માથે ચઢાવીને હસતે ચહેરે તેની સાથે પોતાના બંગલામાં દાખલ થઇ અને ભાગ્યે નિર્માણ કરેલા સુખ ઉપર સતોષ માનીને પોતાના દહાડા આનદમા ગાળવા લાગી.

## પ્રકરણ ૧૯ મું.

### અકબરની સભામાં પ્રતાપનો પત્ર.

હલ્દીઘાટના યુદ્ધમા મોટા મોટા યોદ્ધાઓ મરણ પામવાથી પ્રતાપનું ઘણુ ખરૂ બળ તૂટી ગયું હતુ. તેની સેનામાં કેટલાએક રજપૂત રાજાઓ અને ભીલ્લ લોકો જ બાકી રહ્યા હતા. પ્રતાપ આ સમયમા પોતાના પહાડી કીલ્લાઓને છોડીને આરાવલ્લીના પહાડોમા ઉદયની વાટ જોતો દિવસ ગાળતો હતો. તેણે અત્યારે શિલાતલને પોતાનું સિહાસન બનાવ્યું હતું. પહાડની મોટી ગુફાઓ તેના મંદિર માળીઆં બન્યા હતાં, અને મખમલ્લની તળાઇઓની જગોએ જમીનપર ઉગેલ ઘાસ તેના બીછાનાની ગરજ સારતા હતા, તે પહાડની અંદર ફ્લ, ફૂલ, કદ, મૂળ અને હલકી જાતનાં અનાજ ઉપર પોતાનો અને પોતાના કુટુબનો નિર્વાહ કરતો હતો, પરતુ પોતાનુ સ્વાતંત્ર્ય કે ક્ષત્રિય ધર્મ તજવાનો તેણે વિચાર સુદ્ધાત કર્યો ન હતો. બાદશાહનું લશ્કર પુઠે જ લાગેલું હતુ કેટલીએક વખત પ્રતાપ અને તેના સોબતી શૂરા રજપૂતોને પીરસેલાં ભાણાંઓને પણ હડશેલીને દુશ્મનોની સામે થવાનો સમય આવી લાગતો હતો ત્યારે કેટલીએક વખત રાત દહાડો આરાવલ્લીના પહાડોને ઓળંઘવામાં અને ભૂખતરશ વેઠવામાં જ દિવસોના દિવસો ચાલ્યા જતા હતા. એક વખત પ્રતાપ પોતાના સોબતી શૂરા ક્ષત્રિયોની રજા લઈ, પહાડની એક ઉંડી ખીણમા જ્યા પોતાની મહારાણી પરીવાર સાથે રહેતી હતી તેની તપાસ કરવા ગયો અને જુવે છે તો પોતાનું કુટુબ અત્યત દુ:ખમા દિવસ ગાળે છે. આજે ત્રણ ત્રણ દિવસ થયાં અન્ન નહી મળવાથી છોકરાઓ અને કુટુબનાં બીજા માણસો મહારાણીની સન્મુખ બેઠાં બેઠાં ભૂખથી ટળવળે છે. આ ભયંકર દેખાવ જોઇને મહારાણાના અંત:કરણમાં ઘણો જ ખેદ થયો. એવામાં રાણીની

દૃષ્ટિ પ્રતાપના તરફ પડી કે, તેણે તુરત ઝુંપડીની બહાર નિકળી મહારાણાના પગમાં પડીને કહ્યું, મહારાજા ! આજે કેમ ઉદાસ જણાવ છો? શું યવન સેનાથી પરાજય તો નથી પામ્યા ? મેવાડનો સિંહ વિપત્તિમાં પણ ત્રાસ ખાશે ?

પ્રતાપ. રાણીના વીરરસ ભરેલાં વચનો સાંભળી, ધીરે અવાજે બોલ્યો; મહારાણી ખરો ક્ષત્રિય રણમાંજ અસ્ત પામે છે રણભૂમિ એજ ક્ષત્રિઓનો આશરો હોય છે. વિપત્તિથી અથવા તો યુદ્ધથી ક્ષત્રિઓ કદી પણ ડરતા નથી પરંતુ આજના આ દેખાવે મારા હૃદય-પર અત્યંત દુઃખની અસર કરી છે. શું આ ગુફા નિરંતરને માટે રાણીવાસ થશે? અને આ બીયાબાન જંગલો અને પહાડોની તળાટીઓ, એ મારા કુમારોના વિહાર પ્રદેશો થશે? દૈવ ખરેખર વિપરીત થયેલું જણાય છે.

રાણી બોલી. હે મહારાજા મેવાડપતિ! દુઃખચક્ર કઇ હમેશાં રહેતુ નથી, પરંતુ દુઃખના સમયમાં બજાવેલુ સાહસ, કાળની પાંખ ઉપર કીર્તિરાઇ રહે છે. તે સાંભળીને પ્રતાપ બોલી ઉઠ્યો, હું જો કોઇક દિવસ પણ તમારા મુખ ઉપર હાસ્ય દેખત તો મને ઉદાસ થવાનું કારણ મળત નહીં. પરંતુ તમે અને તમારા કુમારો, જેઓ રાજ્યમહેલમાં રહીને ઉછરેલા છો, તેઓ તમે અત્યારે પહાડની ગુફામાં રહી ફળ, ફુલ અને કંદ, મૂળ ઉપર જીવન ગાળો છો તે મારાથી સહન થઇ શકતું નથી

રાણી; પ્રાણનાથ! તમે મહાભારતમાં દ્રૌપદીના જીવનની કથા સાંભળી હશે. તેણે રાજકુળમાં જન્મ લઇ, રાજમહેલમા ઉછરીને વન-વાસમાં જે અસહ્ય દુઃખો સહન કર્યાં હતાં અને વિરાટના દરબારમાં સૈરંધ્રીનો ધંધો સ્વીકાર કરીને જે કષ્ટમય જીવન ગાળેલુ હતું, તે શું ઓછા દુઃખની વાત હતી? તેને તે દુઃખના પરિણામે કેવો ઉત્તમ બદલો મળ્યો હતો? ધૈર્યથી જ પરિણામ સારૂ આવે છે.

પછી પ્રતાપે તે રાત્રિ ત્યાંજ ગાળી કાઢી,-પોતાના કુટુંબની અત્યંત હૃદયને તોડી નાંખે તેવી દુઃખદ સ્થિતિ જોઇ, તેની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં. અને તુરત તે આકાશ તરફ જોઇ ઊંડુ નિઃશ્વાસ નાખીને બોલ્યો; આટલું બધુ દુઃખ શામાટે સહન કરવું? રાજ્યલોભ એ ખરેખર દુઃખનુ કારણ છે તેને માટે આટલુ બધુ દુઃખ શામાટે સહન કરવુ? આવું રાજ્ય મેળવવા કરતા તો સલાહસંપથી વર્તવામાં વધારે શ્રેય છે આજે દાસત્વ કબુલ કર્યાંથી ભવિષ્યમાં સ્વતંત્રતા મેળવવાનો સંભવ છે. પરંતુ અકબર જેવા મહાન્ બાદશાહની સામે જો રાત દહાડો આ પ્રમાણે યુદ્ધ ચાલુ રાખવામા આવશે તો

શિશોદીયા કુળનો એક દિવસે અત આવી જશે. બાપા રાવળનું નામ આ દુનિયાપરથી નાબુદ થશે, આવો વિચાર કરીને તેણે શેહેનશાહ ઉપર આ પ્રમાણે પત્ર લખ્યો.

શાહાનશાહ અકબરની હજુરમા વિનતિ કે હુ મારા ક્ષત્રિય ધર્મ પ્રમાણે બહુ બહુ પ્રયત્નો કર્યા છતાં પણ હુ તેમાં નિષ્ફળ નિવડયો છુ ને તમારા પક્ષનો વિજય થયો છે માટે હવે હુ હઠ છોડી દઇને તમારી સાથે સલાહ કરવાની ઇચ્છા રાખુ છુ, જે આપ નામદાર માન્ય રાખશો

લી પ્રતાપ રાણાના સલામ

આ પત્ર એક ભીલની મારફતે આગ્રામા અકબરને પહોચડાવ્યો.

અકબર બાદશાહ પ્રતાપનો સલાહ કરવાનો કાગળ વાચી, સાભળીને બહુજ પ્રસન્ન થયો અને તેણે આગ્રા શહેરમા મહોત્સવ કરવાનો હુકમ કર્યો. અને પોતાની રાજધાનીમા જે જે રજપૂત રાણાઓ નોકરી આપવા માટે હાજર હતા, તેઓની સભા ભરીને તેઓના સમક્ષમા પ્રતાપનો કાગળ વાચી સભળાવ્યો. કાગળ વચાઇ રહ્યા પછી બીકાનેરના રાજા રાયસિહનો ભાઇ પૃથુરાજ જે સભામા હાજર હતો, તે ગર્જના કરીને બોલી ઉઠયો, આ પત્ર પ્રતાપનો ન હોય પરંતુ બનાવટી જણાય છે તેના કોઇ પણ શત્રુએ પ્રતાપની કીર્તિનો નાશ કરવા માટે આ પત્ર લખેલો છે. પ્રતાપ આપની તાબેદારી કદી પણ સ્વીકારે જ નહીં, તે મોટો અભિમાની છે. તમારે તે વાતની ખાત્રી કરવી હોય તો હુ તેના ઉપર એક પત્ર લખીને તેની તપાસ કરૂ. અકબરે તેને તેમ કરવાને હા પાડી. તે ઉપરથી પૃથુરાજે જુસ્સાદાર કવિતામા પ્રતાપના ઉપર એક પત્ર લખ્યો અને તેને મોકલી આપ્યો. તે કવિતામા નીચે પ્રમાણે હકીકત સમાયેલી હતી.

રાણો પ્રતાપ જો અકબરને નમશે તો પછી રજપૂતપણુ ડૂબ્યુ જ સમજવુ. રજપૂતને માથે આપત્તિ આવે, એ તો સ્વાભાવિક છે. રજપૂતો તો આપત્તિ ભોગવવાને માટેજ જન્મેલા છે ક્ષત્રિયોની આશા ક્ષત્રિયોના ઉપર જ ટકી રહેલી હોય છે વીર ક્ષત્રિયો તે આશાનો શુ ભગ કરશે? રજપૂત રાજાઓએ પોતાની બહાદુરીનો નાશ કર્યો છે અને રજપુતાણીઓએ પોતાની પવિત્રતાનો નાશ કરેલો છે રજપુતોની બહાદુરી અને પવિત્રતા માત્ર બાપા રાવળના વશજ એક પ્રતાપેજ ટકાવી રાખી છે. તે પ્રતાપ પણ આખરે અકબરને શરણે થશે તો પછી રજપૂતની કુળ મર્યાદાનો છેડો આવશે. અકબર રજપૂતોને હલકા ગણશે. અને રજપૂતોને તેમના પાપનુ પ્રાયશ્ચિત આપનાર બીજો કોઇ પણ આ દુનિયામા રહેશે નહી હાલ રજપૂતો એક બજારમા વેચાતી વસ્તુ જેવા થઇ પડેલા છે.

અકબરરૂપી દલાલે તે સઘળા રજપૂતોને ધનથી ખરીદી લીધેલા છે. રજપુતો સ્વતંત્રતા ઉપર પાણી ફેરવી બેઠા છે. માત્ર એક પ્રતાપ જ બાકી બચેલો છે, તે પણ પોતાનું સ્વાતંત્ર્ય વેહેચીને યવનોનુ દાસત્વ સ્વીકારશે તો પછી સ્વતંત્રતા દેવીને વિધવા થવાનો સમય આવશે. શૂરા રજપુતો પોતાની દેવાગના સમાન પવિત્ર શૂરવીર રજપુતાણીઓની લાજ લૂટાતી નજરે જુએ છે તે શું પ્રતાપરાણો પણ જોવાને તૈયાર થયો છે? સઘળા દહાડા સરખા જતા નથી. ચઢતી પડતીનું ચક્ર સર્વને અનુભવવું પડે છે, આજે અકબરની ચઢતી છે તો કાલે સવારે તેની પાયમાલી પણ થશે. અને ધર્મ ભ્રષ્ટ રજપૂતો પાછા પ્રતાપના વિજયી વાવટા નિચે હાજર થશે અને પોતે પોતાના ભાઇઓનો, પોતાના દેશનો, અને પોતાના વીર ધર્મનો જે દ્રોહ કર્યો છે તેને માટે પ્રતાપની પાસે પ્રાયશ્ચિત લેશે, માટે તમારે સઘળા રજપૂતોને પાપનુ પ્રાયશ્ચિત આપવા માટે મરતાં સુધી પણ સ્વતંત્રતા છોડવી નહી જોઇએ.

પ્રતાપે એક વાર, બેવાર અને ત્રણ વાર, આ પત્ર વાચ્યો. એટલે ફરીને તેના હૃદયમા રહેલી વીરતા ઉત્તેજિત થઇ, તેણે પાછા પોતાના યોદ્ધાઓને એકઠા કર્યા ફરીને પરસ્પર વિચાર કર્યો અને પછી પહાડોની દુ:ખદ સ્થિતિમા રહેવું અઠીક ધારી, મરૂભૂમિ ઓળધીને સિંધના રણમાં ઉતર્યો આ વખતે ભામાશા નામનો તેનો જુનો દિવાન તેને આવી મળ્યો અને તેણે પ્રતાપને હિમ્મત આપીને ધનની સહાયતા આપવાનુ વચન આપ્યું, ભામાશાના આવા ખુલ્લા દિલના બોલવા પરથી પ્રતાપને હિંમત આવી. તેણે ફરીને રજપુતો અને ભિલ્લોનુ મોટુ સૈન્ય એકઠુ કર્યું અને પહેલો હલ્લો કરી દેલવાડાનો કીલ્લો તાબે કર્યો. તે પછી કુંભલમેર અને બીજા બત્રીશ કીલ્લા તાબે કર્યા આમ ઇ૦ સ૦ ૧૫૯૦ સૂધીમાં મેવાડનો કેટલોએક મુલક તાબે કરી ઉદેપુરમા પાછી રાજધાની સ્થાપન કરી. ઉદેપુરમા રાજધાની સ્થાપન કર્યા પછી બરાબર સાતમે વર્ષે પ્રતાપે સ્વર્ગ વાસ કર્યો. મરતી વખતે પ્રતાપે પોતાના તમામ પટાવતો અને સરદારોને એકઠા કરીને કહ્યુ કે, હે મારા અંતરંગ પટાવતો! અને સરદારો! તમે મેવાડની સ્વતંત્રતા જાળવવા માટે તથા બાપા રાવળના કુળનુ ગૌરવ જાળવવા માટે જે અનુપમ બહાદુરી બતાવી છે, તેને માટે મારાથી બદલો વાળી શકાય તેમ નથી. મારે મરતી વખતે તમારી પાસે એક વચન માગવાનુ છે તે એ કે મારા કુંવરો સઘળા પાણી વિનાના છે તેથી સર્વે પટાવતો અને સરદારો પણ નિસ્તેજ થઇ ગયા છે. મે પર્વતોની ગુફાઓમાં, જંગલોમા અને રણોમાં નિવાસ કરી, તમારી સઘળાઓની સહાયતાથી મેવાડની સ્વતંત્રતાનુ રક્ષણ કર્યું છે. તેજ મેવાડની સ્વતંત્ર-

તાનું રક્ષણ કરવા માટે તમે સઘળાઓ પ્રતિજ્ઞા લ્યો એટલે મારો જીવ શતે જાયે. તમામ સરદારો અને પટાવતોએ તે વખતે પ્રતાપે કરેલી પ્રતિજ્ઞા પાળવાનુ વચન આપી તેના મોઢામા પાણી મૂકયુ અને તેને વચન આપ્યુ કે, અમે જ્યાં સૂધી આખા મેવાડને સ્વતંત્ર કરશુ નહી, ત્યા સુધી હવેલીઓમાં રહેશુ નહી. આમ કહી સૌએ બાપારાવળના સોગદ ખાધા એટલે પ્રતાપનો મહાન આત્મા સ્વર્ગમા સિધાર્યો. તેની પછી તેના સજ્યાસન ઉપર તેનો પુત્ર અમરસિંહ બેઠો. તે વિલાસી હતો તોપણ પટાવતો તેનુ માન રાખવા લાગ્યા.

અકબર બાદશાહે પ્રતાપનો આવો ટેકી સ્વભાવ જોઇ પોતાની નોંધ પોથીમા લખ્યુ કે, આ જગતમાં પૃથ્વી તથા સપત્તિ સર્વ વસ્તુ નાશવત છે, માત્ર એક કીર્તિ અમર રહે છે. પૃથ્વિ અને સંપત્તિનો પ્રતાપે ત્યાગ કર્યો છે પરંતુ મને માથુ નમાવ્યુ નથી તેથી તેણે એકલાએ આખા ભરતખડમા પોતાનું નામ અમર કર્યું છે.



## પ્રકરણ ૨૦ મું.



### સલીમનો બળવો.

યુવરાજ સલીમ જેમ જેમ તરૂણ થતો ગયો, તેમ તેમ તેના વ્યસનમાં અને લપટપણામાં વધારોજ થતો ગયો. જ્યાં યૌવન, ધન, મોટાઇ અને અવિવેકપણુ, આટલા વાના હોય છે, ત્યાં પછી અનર્થનું તો પૂછવુજ શુ હોય? યુવરાજ સલીમમા ઉપર કહેલી ચારે બાબતોએ વાસ કર્યો હતો, તેથી તે એકદમ ઉદ્ધત બની ગયો હતો, તેના સલાહકારો પણ ઘણીજ હલકી બુદ્ધિના ને મૂર્ખા હતા, તેઓ પોતે દારૂડીયા હતા, અને તેઓની સોબતમા સલીમ પણ મોટો દારૂડીયો બની ગયો હતો, તેનામા બુદ્ધિનો અશ બીલકુલ ન હતો, તે દરરોજ ઓછામા ઓછા વીશ પ્યાલા દારૂ ગટગટાવી જતો ત્યારેજ તેને ચેહેન પડતું હતુ, તેણે દારૂ પીવાનાં પ્યાલાઓને ખાસ હીરા માણેકથી જડાવેલા હતા અને તે દરેક પ્યાલો બરાબર અચ્છેડ દારૂ માય તેવો હતો, દારૂ પીવાનો સમય થતો, તે વખતે જો તેને દારૂ પીવાને નહીં મળતો તો તેના હાથ ધ્રુજવા માડતા, શરીરમા કંપારી વછૂટીને આખે અધારાં આવતા હતાં આવા ભયકર વ્યસનમા ડુબાડનારા દોસ્તોની ખાનગી મંડળી ભરીને તે પોતાના વિલાસમહેલમાં રાત અને દહાડો આનદમાં ગુજારતો હતો.

હાલમાં મેહેરઉન્નિસા કે જેને માટે તેણે પોતાના મનમાં મોટી મોટી આશાઓ બાંધી હતી, તે પોતાના હાથથી એકદમ ગુમ થઈ ગઈ હતી, રઝીયા કે જેનાપર પોતાનો અથાગ પ્રેમ હતો અને જેણે રાજ્ય પ્રપચમાં ભાગ લેવાની હામ ભીડીને કાર્યને ફતેહ કરવાની પ્રતિજ્ઞા કરી હતી, તેને ફૈજીએ કેદ કરી હતી. આમ સઘળુ કામ પડી ભાંગ્યુ હતું તે વાત જ્યારે સલીમને યાદ આવતી. ત્યારે તેના મનમાં અત્યંત દિલગીરી પેદા થતી હતી, બીજી તરફથી અબુલફજલ રાત દહાડો સલીમની બાબતમાં અકબરના કાન ભર્યા કરતો હતો, તે વાત અબદુલ કાદર બદાયુની તરફથી જાણ થતાં, સલીમ તેનો પણ ઘાટ ઘડવાને પ્રપચ કર્યા કરતો હતો, અને તેને માટે સલીમે કેટલાએક મારાઓ સુદ્ધાત ઉભા કર્યા હતા, આ વાત છેક અકબરના કાનપર ગઈ, ત્યારે પોતાના યુવરાજ સલીમના મનને રાજી રાખવા માટે અબુલફજલને થોડા વખત દક્ષીણની સુબાહગીરી આપીને દક્ષીણમા મોકલી દીધો હતો, અને સલીમને યુવરાજના તમામ હક્કો પરેપૂરા ભોગવવાની છૂટ આપી હતી. તો પણ સલીમના પાસવાનોએ તે ભોળા દીલના અને કાચા કાનના સલીમને રાત દહાડો અકબરની વિરૂદ્ધ વર્તવા માટે ઉશ્કેરવા માંડયો હતો. હાલમાં કેટલાએક જુવાન રાજકુમારો જેમ રાજ્યના નીચ બુદ્ધિના હલકા પાસવાનોના ભોગ થઈને પોતાના પૂજ્ય પિતા અથવા રાજ્યના હિતૈષી મંત્રીઓના તરફ દ્વેષભાવથી વર્તીને ઉદ્ધતાઈ કરે છે, તેવો જ પ્રકાર અકબર અને સલીમની વચ્ચે પણ બન્યો હતો, પરતુ કેટલાએક ઇતિહાસ લેખકોએ પાછળથી પિતા પુત્ર વચ્ચેના કલહમાં જે ધર્મદ્રોહને કારણ માન્યું છે, તે તદ્દન ખોટું છે.

આ મતલબીયા સ્વાર્થીઓ જે ખરેખરા દેશદ્રોહીઓ જ હતા. તેઓએ ગુણગ્રાહી અકબરના તરફ સલીમનો દિવસે દિવસે અનેક પ્રપચો રચીને મનોભંગ કરાવ્યો હતો રજવાડાના રીવાજ પ્રમાણે પિતા પુત્રને એકાંતમાં મળવા હળવાનો કે વાતચીત કરવાનો પ્રસગ બીલકુલ ન પડવાથી બન્ને વચ્ચેની વિરૂદ્ધતામાં વધારો થવા લાગ્યો અને તેને પરિણામે તેઓ એક બીજાથી વધારે ને વધારે દૂર રહેવા લાગ્યા.

આ સમયમાં દક્ષિણમાં આવેલા ખાનદેશનો પાદશાહ સ્વતંત્ર થઈ પડયો હતો, તેને વશ કરવા માટે અકબરને દક્ષિણ ઉપર જાતે સ્વારી લઈને જવુ પડયું, તેણે ત્યાના પાદશાહને તાબે કરીને તેની રાજધાની આસીરગટમાં દાનીયલને સુબેહદાર ઠરાવ્યો, અને ખાનખાનાનને તેનો મત્રી નિમ્યો, અને જે ભાગ જીતવો બાકી રહ્યો હતો, તેનાપર ચઢાઈ

કરવાની તૈયારી કરતો હતો એટલામાં પોતાની ગેરહાજરીમા સલીમે બંડ ઉઠાવ્યાના સમાચાર અકબરને મળ્યા.

સલીમે અકબરની ગેરહાજરીનો લાભ લઇને તુરત એક મોટુ સૈન્ય એકઠુ કરીને આગ્રા શહેર ઉપર ઘેરો ઘાલ્યો અને તેના તમામ દરવાજાઓ ઘેરી લીધા. આ હલ્લા વખતે સલીમે તમામ મુસલમાન સરદારોની પાસે પૂજ્ય પિતાની સામે હુમલો કરવાના કારણમા ધર્મને જણાવ્યો હતો. તેથી ઇસ્લામીઓનો મોટો ભાગ સલીમને સહાય કરવાને ઉતરી પડયો હતો બીજી તરફથી આગ્રાના કોટવાળને પણ તેણે ધર્મને નામેજ વશ કરી રાખ્યો હતો તેથી સલીમ પોતાનો સપૂર્ણ વિજય થઇ ચૂકયો છે, એમજ માનતો હતો. સલીમે આગ્રા શહેરને ઘેરી લઇને જેવો હલ્લો કર્યો કે કોટવાળે શહેરના તમામ દરવાજા બધ કરી દીધા અને કીલ્લાપર બદુક અને ભાલાવાળા સિપાઇઓ ગોઠવી દઇને સલીમ અને તેનીવારે ચઢી આવેલા સરદારો તથા સિપાઇઓ ઉપર ગોળીઓનો મારો ચલાવવા માડયો. બીજી તરફથી રજપૂતોની વિશ્વાસુ સેનાને ખુલ્લી તરવારે શહેરમા ફરતી કરી દીધી, તેથી કેટલાએક બંડખોરો બહાર પડતા અટકી જઇ ઘરમાજ છુપાઇ રહ્યા કિલ્લાની નજદીક બન્ને પક્ષ વચ્ચે જોસભેર લઢાઇ ચાલી, તેમા બને પક્ષના કેટલાએક માણસ મરણ પામ્યા

અકબર દક્ષિણમા કેટલીએક વ્યવસ્થા કરવામા ગુથાયો હતો. ત્યા તેને આ હુલ્લડની ખબર થતા, તે મોહોટા લશ્કર સાથે આગ્રા શહેર તરફ રાતોરાત કુચ કરીને આવી પહોંચ્યો અને પાછળના ભાગથી સલીમપર હુમલો કર્યો તેથી સલીમ અને તેના સહાયકો એવડી રીતે ઘેરાઇ ગયા, અને અકબરના સિપાઇઓએ સલીમના ઘણાક સિપાઇઓને ઘાસની પેઠે કાપી નાખ્યા સલીમ મારતે ઘોડે અકબર બાદશાહ પોતાને જુવે તેની પહેલા ત્યાથી નાશી જઇને અલાહબાદના કિલ્લાનો આશ્રય લીધો ને ત્યાથી તેણે અયોધ્યા તથા બહાર પ્રાતપર હલ્લો કરીને તેને કબજે કર્યો. અને ત્યાના જામદારખાનામાથી ત્રીશ હજાર રૂપીયા હાથ કરી લઇને બાદશાહની પદવી ધારણ કરીને પોતાના નામની ચારે તરફ આણ ફેરવી દીધી અકબર પોતાના પુત્રની આવી ઉદ્ધતાઇ જોઇને બહુજ ઉદાસ થઇ ગયો પરંતુ પિતા તરીકે મોટા મનથી તેની સાથે સલાહ કરવાનો વિચાર કરીને તેનાપર એક ઉપદેશાત્મક પત્ર લખીને મોકલ્યો, તેનો સાર નીચે પ્રમાણે હતો

ઓ વહાલા પુત્ર ! તુ પ્રપંચી અને અર્થના લોભી લાલચુ નીચ લોકોના હાથમા સપડાઇ જવાથી તે નીચ પગલુ ભર્યું છે,

કમનસીબ, કે મારે ઘડપણમાં આવો દેખાવ જોવો પડે છે? તારા જન્મથી અકબરે અલ્લાહતાલાની કેવી શુક્ર ગુજારી હતી, તેની તને જરા પણ ખબર છે? તુ અત્યારથીજ જ્યારે તારા મનપર કાબુ રાખી શકતો નથી, તો પછી શહેનશાહની પવિત્ર પદવી ઉપર આવ્યા પછી તો કોણ જાણે શુએ કરીશ? તારૂ હિત શેમા સમાયેલુ છે, ધર્મનો ખરો રસ્તો કયો છે તે વિશે તારા આ બુઢ્ઢા, મરણને કીનારે બેઠેલા, બાપની શિખામણપર વિચાર કરી જો! વિશેષ શું લખુ, જો તુ પુત્ર ધર્મથી વર્તીશ તો તારાં અપરાધ માફ કરીને તને તમામ હક્કો પાછા આપવામા આવશે

લી૦ તારો નિરાશ પિતા

**અકબર.**

પત્ર વાંચતાજ **સલીમના** હૃદયમા પિતાના દરેક અક્ષરો બાણની પેઠે લાગ્યા. પોતાની હુલ્લડાઇ ભરેલી વર્તણુકનુ પોતાને જ્ઞાન થયુ, અને પોતાની ભૂલ જણાતા તેની આંખોમાંથી આસુ ટપકવા લાગ્યા, અને તેણે તુરતજ **અકબર** બાદશાહ ઉપર નિચે પ્રમાણે પત્ર લખ્યો.

પરમપૂજ્ય પિતાશ્રીની હજુરમા,

વિનતિ કે છોરૂ કછોરૂ થાય, પરતુ માવતર કમાવતર થાયજ નહીં. મેં સ્વાર્થી લોકોની હલકી શીખવણીથી, રાજ્ય લોભમા અન્જાઇ જઇને આપની સામે જે અણુત્રટતુ પગલુ ભર્યું છે, તેને માટે હુ આપની પાસે માફી માગું છુ મારી મોટી ભૂલ થયેલી છે. છતા આપે ઉદાર દીલથી તે ભૂલ સુધારવાની મને જે તક આપી છે તેને માટે હુ આપનો જીવતા સૂધી આભારી છુ, આપ ફરમાવો ત્યાં હાજર થવાને તૈયાર છુ.

લી૦ આપના પુત્ર

**સલીમના** પ્રણામ.

**અકબરે** ઉપલો પત્ર વાચીને **સલીમને** મળવા માટે તેડાવ્યો, એટલે **સલીમ** પોતાના લશ્કર સાથે અલાહાબાદથી નીકળ્યો તે વખતે કોઈ ખટપટીયાએ **અકબરના** કાનમા મહામત્ર માર્યો તેથી તેણે તુરત **સલીમને** કહેણુ મોકલ્યુ કે હુ તને એકલાને જાતે મળવાને ઇચ્છુ છુ. માટે તારે પોતેજ થોડાક માણસો સાથે હાજર થવુ સલીમને તે વાતમા કંઇક વહેમ પડવાથી તે પાછો અલાહબાદ ચાલ્યો ગયો, **અકબરે** પણ તેના ઉશ્કેરાયલા મનની શાન્તિને માટે તેને વધુ નહીં છછેડતા અલાહાબાદ ખાતેજ રહેવા દીધો, અને તેને ખરચ પેટે બગાળા અને ઓરીસાન પ્રાતો આપ્યા, જેના ઉપર **સલીમ** પોતાનો નિર્વાહ કરવા લાગ્યો.



# પ્રકરણ ૨૧ મું.



## ખુન.

વહેમનુ ઔષધ નથી. એક બીજાના હૃદયો ભિન્ન થયા પછી જો તેમા રાત દહાડો પ્રપચીઓના તરફથી ઝેર રેડાયા કરે તો તેનુ પરિણામ વધારે ભયકર આવે છે. સલીમ અને અબુલફજલ વચ્ચે પણ તેવીજ જાતનુ પરિણામ આવ્યુ હતુ. સલીમ જ્યારે જ્યારે એકલો પડતો ત્યારે ત્યારે તે બન્ને સૈયદ ભાઇઓને હજારો ગાળો આપતો હતો. તેમા ફૈજી તો થોડા દહાડા થયા ખુદા તાલાની દરગાહમાં પહોંચી ગયો હતો. હવે માત્ર અબુલફજલ અને શેહેરઅફગાન એ જણા જ બાકી રહ્યા હતા, જે સલીમને આખના કણાની પેઠે ખૂચતા હતા

પુત્રના મનની સમાધાની ખાતર સમજુ અકબર બાદશાહે અબુલફજલને થોડા વખતને માટે છેક દક્ષિણમાં મોકલી દીધો હતો. તો પણ સલીમના હૃદયમાથી વૈરાનળ શાત પડયો ન હતો. આસપાસના ખટપટીઆઓ, પણ જ્યા સૂધી અબુલફજલ જેવો બુદ્ધિમાન સૈયદ જીવતો છે ત્યાંસૂધી અકબરના દરબારમા કોઇ પણ જાતનો સ્વાર્થ સાધી શકાય તેમ નથી એમ માનતા હતા, તેથી આડકતરી રીતે તેઓએ સલીમના વૈરાનલને રાત દહાડો પ્રજ્જ્વલિત જ રાખ્યો હતો.

ઇ સ. ૧૬૦૨ ની શાલમા અકબરના બુદ્ધિશાળી ઘણા ખરા મત્રીઓ, સલાહકારો અને પડિતો મરી ખૂટયા હતા. સસ્કૃત ભાષામાં ઘણોજ પ્રવિણતા ધરાવનારો ફૈજી સાધારણ બીમારી ભોગવીને મરણ પામ્યો હતો. હાજર જવાબી અને અકબરના પ્રખ્યાત નામની સાથે પોતાનુ વિનોદાત્મક નામ મૂકી જનારો બીરબલ પણ કંદહારની લડાઇમા માર્યો ગયો હતો મેહેસુલ ખાતાનો વડો અને મેહેસુલ ઉઘરાવવાની ઉત્તમ પ્રતિની પદ્ધતિ સ્થાપન કરનારો રાજા ટોડરમલ પણ મરણ પામ્યો હતો, અને તેમ બીજા પણ કેટલાએક રાજા રાણાઓ જે અકબરની સમ વયના હતા, તેઓ પણ સ્વર્ગવાસી થયા હતા માત્ર અબુલફજલ, માનસિહ, આયાસબેગ, ખાંનખાનાન, અબદુલકાદર વિગેરે કેટલાક સ્નેહીઓજ હયાત હતા. તેમા માનસિહનુ તો રાત દહાડો પરદેશમાંજ રહેવુ થતુ હતું અબદુલકાદર બદાવીન ધર્માભિમાની હોવાથી મળતો ત્યારે બહુ મેણા મારતો, તેથી અકબરે તેની સોબત છોડી દીધી હતી. તેથી હમણા અકબરને એકલા મુગે મોઢે બેશી રહેવુ ગમતુ નહોતું, જે રાતદહાડો પડિતોની સાથે નવા

નવા તર્કો વિતર્કો કર્યા કરતો હતો કવિઓની નવી નવી કવિતાઓને રસાસ્વાદ લેતો હતો. રાજ્યનીતિજ્ઞોની સાથે તથા દેશાવરના રાજાઓની સાથે કેવું રીતે વર્તવુ તે સબંધી વિચારો કર્યા કરતો હતો તેને અત્યારે એકલવાઇ જીંદગી બહુજ દુ ખદાયક લાગતી હતી. બીજી તરફ વડો પુત્ર સલીમ પોતાની સાથે અણબનાવ કરી બેઠો હતો. તેથી પોતાનાં સુખદુ ખની વાત કહે તેવો કોઇ પણ સ્નેહી પાસે નહોતો. તેમ દુ ખમા પણ દિલાસો દે તેવો કોઇ નહતો. આવી દુ ખદાયક જીંદગીથી કટાળીને આખરે અકબરે અબુલફ્જલને ઇ૦ સ૦ ૧૬૦૨ ની સાલમા પાછો પોતાની પાસે તેડાવી લીધો સલીમના છૂપા દૂતો ચારે તરફ ફર્યા કરતા હતા તેઓએ, અબુલફ્જલ પાછો બાદશાહના દરબારમા આવે છે એવા ખબર, સલીમને કહ્યા કે કરીને તેનો વૈરાનળ જાગ્રત થયો. તેના મનમાં પાછો પોતાના પિતાને ઉંધે રસ્તે દોરવશે, એવો ભય ઉત્પન્ન થયો. તેથી તેણે તુરતજ બુન્દેલખંડના રાજા નરસિંહ દેવ ઉપર મારતે ઘોડે માણસ મોકલીને તેને કહેવરાવ્યુ કે મારા અને મારા પિતા વચ્ચે વેર ઉભુ કરાવનારો અને મારો રાજ્ય હક્ક ડુબાવનારો અબુલફ્જલ આગ્રા તરફ આવે છે માટે તમે તેના આવવાના રસ્તાને ઘેરી લઇને આગ્રા પહોંચતાં પહેલા માર્ગમાજ તેને ઠાર કરી નાખજો. હલદી ઘાટની છાવણીમા તેનો ઘાટ ઘડવાનું તમે બીડુ ઝડપ્યુ હતુ, તે વખત અત્યારે આવી લાગ્યો છે. તેના મરણથી આપણાં કેટલાએક કાર્યો જલદીથી પાર પડશે. તે ગ્વાલીયેરને રસ્તેથી સરાઇબગ આગળ થઇને આવશે, માટે તે માર્ગ ઉપર તમે હથીયાર બધ થઇને ઉભા રહેજો, અને તે જેવો ત્યાંથી પસાર થાય કે તેનાપર તૂટી પડીને તેનો નિકાલ કરી નાખજો.

સલીમનો આ સંદેશો લઇને એક વિશ્વાસુ ખેપીઓ રાતોરાત ચાલીને ત્રીજે દિવસે નરસિંહ દેવની પાસે હાજર થયો ને સલીમનો સદેશો તેને કહી સભળાવીને તેની મોહોર છાપનો કાગળ બતાવ્યો. નરસિંહ દેવે તુરત જ સલીમની આજ્ઞા માથે ચડાવી તેની પાસે રજપૂત સીપાઇઓનું મોટુ લશ્કર હતુ, તેને સાથે લઇને સરાઇબગની નજદિકમા પડાવ નાખીને પડયો, ને અબુલફ્જલની વાટ જોવા લાગ્યો એટલામા અબુલફ્જલના આવવાના ખબર નરસિંહ દેવને મળ્યા અને અબુલફ્જલ થોડાક હથીયારબંધ સીપાઇઓની સાથે સરાઇબગની નજદિકમા આવી પહોંચ્યો તેઓના ઘોડાઓના પગરવથી ઉડતી ધૂળના ગોટાઓ નજરે પડવા લાગ્યા. એટલે નરસિંહ બુદેલો તુરત ઘોડાને એડી મારીને સીપાઇઓને મોખરે આવી ઉભો, અને પોતાનો ચળકતો ભાલો ઉંચો કરીને બોલ્યો કે, ભાઇઓ,—એકદમ દુશ્મનો-

નાપર તુટી પડજો ને પેહેલે ઘાયે જ શત્રુને ઠાર કરજો. હુ જેનાપર ધસી જાઉં તેને તમારે અબુલફ્જલ જાણવો એમ કહે છે એટલામા તો અબુલફ્જલ અને તેના અગરક્ષક સિપાઇઓ દૂરથી દેખાવા લાગ્યા.

અબુલફ્જલના અગરક્ષકો દૂરથી રજપૂતની સેના જોઇને ગભરાયા. દગો એમ કહીને આગળ વધતા અટક્યા, અને બોલી ઉઠ્યા કે, શેખસાહેબ! આપનાપર કોઇ પણ જાતનો દગો રચાયો હોય એમ અમને લાગે છે' માટે આગળ નહી વધતા અહીથી બે કોશને અતરે અતરી નામની જગ્યામા રાયરાયા અને રાયસિહ બે હજાર સ્વારોની સાથે પડેલા છે તેના આશ્રય તળે પહોચવુ એ વધારે સલામતી ભરેલું લાગે છે અબુલફ્જલ ભવા ચઢાવી મૂછપર તાવ દઇને કહ્યુ, મોતથી ડરવુ એ મિથ્યા છે. તેને કોઇ પણ અટકાવી શકતુ નથી હુ દરવેશનો દીકરો હોઇને ઉમરાવની પદવીને પામ્યો છુ, તે હું બીજાનો આશ્રય લેવાનુ હલકુ કામ નહી કરૂ. એમ કહીને તુરત તેણે એડી મારીને પોતાના ઘોડાને આગળ કર્યો, એટલે તેના અગરક્ષક સિપાઇઓ પણ આગળ ચાલ્યા જેવા તેઓ મીરાઇબગની લગભગ નજદીક આવી પહોચ્યા એટલે નરસિહ બુદેલો ચળકતા ભાલા સાથે અબુલફ્જલપર તૂટી પડયો, અને તેની સાથેના બીજા રજપૂતોએ પણ ઉઘાડી તરવારે તેમનાપર હુમલો કર્યો બન્ને વચ્ચે સારી પેઠે યુદ્ધ થયુ, ઘોડાઓના ડાબલાઓના આઘાતથી ઉડતી ધૂળની અધિમા એક બીજાપર પડતી તરવારો અથડાતા તેમાંથી ઝરતા અગારા સિવાય બીજું કાઇ પણ દેખાતુ નહોતુ અબુલફ્જલ પણ પોતાની તરવાર ઉગામીને આગના તણખાઓ વરસતી આખે નરસિહ દેવના તરફ જોઇને બોલ્યો,઼ઓ નીચ! રજપૂત થઇને આમ છૂપી રીતે હુમલો કરતા તને શરમ આવતી નથી? હુ બધુ સમજ્યો છુ, આમા સલીમનો છૂપો હાથ છે. એમ બોલતો હતો એટલામા તો નરસિહ દેવે જોરથી અબુલફ્જલને ભાલો માર્યો કે તુરત તે અલ્લાહ તાલાના પવિત્ર નામનો પોકાર કરતો ઘોડાપરથી જમીન પર તૂટી પડયો ને તેના અગરક્ષકો વિખરાઇ ગયા. તુરત નરસિહ બુદેલાએ ઘોડા પરથી નીચે ઉતરીને તરવારને પેહેલેજ ઝટકે તેનુ માથુ કાપી લીધુ અને તેને લઇ પાછો ઘોડેસ્વાર થઇ સીપાઇઓની સાથે મારતે ઘોડે પોતાના મુકામ પર આવ્યો અને તુરત તે માથુ અલાહબાદમા કાર્યના પરિણામની રાહ જોતા સલીમની પાસે એક ખાનગી માણસ સાથે મોકલી આપ્યુ સલીમ દુશ્મનનુ માથું જોઇને બહુ પ્રસન્ન થયો, તેના મનનો સતાપ દૂર થયો, પોતાને કૃતકૃત્ય માનવા લાગ્યો, અને તેણે આ કાર્યને માટે નરસિહ દેવનો મોટો ઉપકાર માન્યો.

રાજ્યાસનપર બેઠા પછી તુરત જ તેને નૂરજહાનની ઝખના થઇ આવી. હિંદનુ મોટું શહેનશાહત, હજારો રાજા રાણુઓ ઉપર આધિપત્ય, સામ્રાજ્ય વૈભવોને પણ ટક્કર મારે તેવા નવનવા વૈભવોનો ઉપભોગ, આ સઘળું તેને નૂરજહાનના વિયોગથી ફીક્કુ લાગવા માડ્યુ.

એક દિવસે તે બાદશાહી મહેલના ઝરૂખામાં બેઠો હતો, તે વખતે તેને પેલો શાહી બાગ નજરે પડયો, એટલે મેહેરની સાથે થયેલો મેળાપ તુરત તેની નજર આગળ તરવા લાગ્યો પિતાએ મરતીવેળાએ પોતાના તમામ કાર્યોમા મેવાડનો વિજય કરીને પોતાનુ કરજ ફેડવાનું કહેલુ હતુ તેવા મહત્વ ભરેલા કામનો વિચાર મનમાથી કાઢી નાખીને નૂરજહાનને હાથ કરવાનો વિચાર કરવા લાગ્યો. વિચાર કરતા કરતા આશાને ઉપાલભ આપતો બોલી ઉઠયો, ઓ આશા મરીચિકા! તારૂ ઇંદ્રજાળ અજબ છે. તેં હજારો નર નારીઓને પ્રલોભનો આપીને છેવટને વખતે નિરાશ કરી નાખ્યા છે. શીરીની મોહોબતમાં ગાડા થઇ ગયેલા આશા ભર્યા ફરહાદની પાસે મોટો પહાડ કોતરાવ્યા પછી પણ તેનો નિરાશામાંજ અત આણ્યો હતો લૈલીના સૌંદર્ય ઉપર મોહિત થયેલા મજનુને પણ તેંજ જગલે જગલ અને શેહેરે શેહેર ભટકતો કર્યો હતો. અને આશાની ટોચપર ચઢાવીને છેવટે નિરાશાની ભયકર ખાઇમા ઢોળી પાડયો હતો. ઓ આશા! શુ તેવુજ પરિણામ નુરને માટે તલસતા આ સલીમનું પણ તારે આણવું છે? કવિઓ આશાની બાબતમા કહી ગયા છે કે;

મઇ લાખો નિરાશામા, અમર આશા છુપાઈ છે

પરતુ મને નથી લાગતુ કે મારી આશા સફળ થાય. તોપણ હૃદય! તુ એમ એકદમ નિરૂત્સાહ નહી બની જા! ધીરજ ધર યુસફ ખરો આશક હતો, અને તેના ભાગ્યમા જો ઝુલેખાને મળવાનુ સરજ્યુ હતુ તો તે બન્નેની આશા છેવટે અમર થઇ હતી તેવુજ પરિણામ શુ મારી બાબતમા પણ આવે નહીં? નુરજહાનપર હુ આશક થઇ પડયો છુ, રાત દહાડો તેની જ ઝખના કર્યા કરૂ છુ, તેના સૌંદર્યે મને ઘેલો ગાંડો કરી મૂક્યો છે. તે જોઇને કેટલાએકના મનમા મારી મૂર્ખાઈ અથવા તો ઘેલછા જણાતી હોય તો તેની મને બીલકુલ પરવાજ નથી, કારણ કે,

હજારે ઓલીયા સુરરાદ, ગયા માશુકમા ડુબી,<br>
ન ડુબ્યા ને મુવા એવી, કલામો ખાક ગાઠ છે

ખરેખર આશા અમર છે એમ જે લોકો કહે છે તે વાતને

મારા વહાલા દીકરા! જેઓ આજ દિવસ સુધી મારા દરેક કાર્યના શાક્ષીઓ છે, અને જેઓ મારી કીર્તિકોટના એક સ્થંભરૂપ છે, તે ઉમરાવોની સાથે તારે અણબનાવ રહે એ મારાથી સહન થાય નહી. માટે તારે હવે તેઓની સાથે સલાહસપથી વર્તવુ. તેઓના વિચારોપર ધ્યાન આપવુ તથા મારા જનાનામાંની તમામ બેગમોની અને શાહજાદીઓની તરફ બહુ માનની નજરથી જોવું આટલુ કહીને તુરત ઉમરાવોના તરફ નજર કરીને તેઓને કહ્યુ, અમીરો, ઉમરાવો તથા અમલદારો! મારાથી આજ દિવસ સુધીમા તમારો જે કઇ અપરાધ થયો હોય તેને માટે હુ તમારી ક્ષમા માગું છુ. તે વખતે આખી સભામા ગભીરતા પથરાઇ ગઇ, અને પોતાના પિતાની આવી નમ્રતા ભરી વાણી સાંભળીને છાતી ભરાઇ આવવાથી સલીમની આખમાથી દડદડ આસુઓ પડવા લાગ્યા. તે પોતાના પિતાના ચરણમા લોટી પડયો, તે વખતે અકબર બાદશાહનો શ્વાસ બહુજ ધુટાતો હતો. તેથી આગળ બોલતા અટકી ગયો, પરન્તુ તેણે તુરત પોતાની તરવાર જે સામી ભીંતપર લટકાવેલી હતી, તેના તરફ હાથનો ઇસારો કરીને સલીમને તે તરવાર કમ્મરપર બાધવાનો હુકમ કર્યો કે તુરત સલીમે તે બાદશાહી તરવાર લઇને પોતાની કેડપર લટકાવી દીધી પછી અકબર બાદશાહ વડા મુલ્લાની સમક્ષમા ચુસ્ત મુસલમાની ધર્મ પ્રમાણે નિમાજ પઢી, ધર્મની સર્વ ક્રિયા કરીને ઇ સ ૧૬૦૫ ના અકટોબર મહિનાની ૧૩ મી તારીખે આ ફાની દુનિયા છોડીને પરલોક સીધાવ્યો.

અકબરને આગરાથી પાચ મૈલ દૂર આવેલા સિકદરાબાદમાં મોટી ધામધૂમથી દફનાવ્યો અને તેની ઉત્તર ક્રિયા કરીને સલીમ જાહાગીર એટલે 'વિશ્વવિજેતા' એવુ મહત્વવાળુ નામ ધારણ કરીને બાદશાહી તખ્ત ઉપર બેઠો તેણે પોતાના કુંવરપદમા જે જે પોતાને સહાયના કરનારા, ભણાવનારા તથા સ્નેહીઓ હતા તેઓના પગારોમા વધારો કરીને તેઓને મોટા મોટા હોદાઓ તથા ખીતાબોથી નવાજી નાખ્યા. નરસિંહદેવ બુંદેલને ત્રણ હજારીનો મનસબદાર બનાવીને પોતાની નોધ પોથીમા તેના સબધમા જણાવ્યુ કે, તે શૂરો, પ્રમાણિક, અને નિર્મળ અત કરણનો છે. તેની જાતમા તેના જેવો બીજો કોઇ નથી. આ પ્રમાણે કેટલીએક વ્યવસ્થા કરીને પિતાએ પ્રથમથી નક્કી કરેલ ધોરણ પ્રમાણે રાજ્ય ધુરા વહેવા લાગ્યો

જાહાગીર સ્વભાવે ભોળો અને કાચા કાનનો હતો, એટલુ જ નહી પરતુ તેનામાં તેના પિતાના ખાસ ગુણો કરતા કેટલાક દુર્ગુણો ગેપ ઉતરેલા હતા. ને વિષયલપટ, દારૂડીયો હદપાર હતો, તેને લીધે

રાજ્યાસનપર બેઠા પછી તુરત જ તેને નૂરજહાનની ઝંખના થઇ આવી. હિંદનું મોટું શહેનશાહત, હજારો રાજા રાણાઓ ઉપર આધિપત્ય, સામ્રાજ્ય વૈભવોને પણ ટક્કર મારે તેવા નવનવા વૈભવોનો ઉપભોગ, આ સઘળુ તેને નૂરજહાનના વિયોગથી ફીક્કુ લાગવા માડ્યું.

એક દિવસે તે બાદશાહી મહેલના ઝરૂખામાં બેઠો હતો, તે વખતે તેને પેલો શાહી બાગ નજરે પડયો, એટલે મેહેરની સાથે થયેલો મેળાપ તુરત તેની નજર આગળ તરવા લાગ્યો પિતાએ મરતીવેળાએ પોતાના તમામ કાર્યોમા મેવાડનો વિજય કરીને પોતાનું કરજ ફેડવાનું કહેલુ હતુ તેવા મહત્વ ભરેલા કામનો વિચાર મનમાથી કાઢી નાખીને નૂરજહાનને હાથ કરવાનો વિચાર કરવા લાગ્યો. વિચાર કરતા કરતા આશાને ઉપાલભ આપતો બોલી ઉઠયો, ઓ આશા મરીચિકા ! તારૂં ઇંદ્રજાળ અજબ છે. તેં હજારો નર નારીઓને પ્રલોભનો આપીને છેવટને વખતે નિરાશ કરી નાખ્યા છે. શીરીની મોહોબતમા ગાંડા થઈ ગયેલા આશા ભર્યા ફરહાદની પાસે મોટો પહાડ કોતરાવ્યા પછી પણ તેનો નિરાશામાજ અત આણ્યો હતો લેલીના સૌંદર્ય ઉપર મોહિત થયેલા મજનુને પણ તેજ જગલે જગલ અને શેહેરે શેહેર ભટકતો કર્યો હતો અને આશાની ટોચપર ચઢાવીને છેવટે નિરાશાની ભયકર ખાઇમા ઢોળી પાડયો હતો ઓ આશા ! શુ તેવુજ પરિણામ નુરને માટે તલસતા આ સલીમનું પણ તારે આણવુ છે ? કવિઓ આશાની બાબતમા કહી ગયા છે કે,

કઈ લાખો નિરાશામા, અમર આશા છુપાઈ છે

પરતુ મને નથી લાગતુ કે મારી આશા સફળ થાય. તોપણ હૃદય ! તુ એમ એકદમ નિરૂત્સાહ નહી બની જા ! ધીરજ ધર યુસફ ખરો આશક હતો, અને તેના ભાગ્યમા જો ઝુલેખાને મળવાનુ સરજ્યુ હતુ તો તે બન્નેની આશા છેવટે અમર થઇ હતી તેવુજ પરિણામ કાં મારી બાબતમા પણ આવે નહીં ? નુરજહાનપર હુ આશક થઇ પડયો છુ, રાત દાહાડો તેની જ ઝખના કર્યા કરૂ છુ, તેના સૌંદર્યે મને ઘેલો ગાડો કરી મૂકયો છે. તે જોઇને કેટલાએકના મનમા મારી મૂર્ખાઇ અથવા તો ઘેલછા જણાતી હોય તો તેની મને બીલકુલ પરવા જ નથી, કારણ કે,

હજારો ઓલીયા મુરાદ, ગયા માશુકમા હુલી,<br>
ન હુલ્યા તે મુવા એવી, કલામો સખ્ત ગાઇ છે.

ખરેખર આશા અમર છે. એમ જે લોકો કહે છે તે

મુસફનો પ્રસંગ વધારે સાક્ષી પુરે છે. એવો એક નહી પણ ઘણાય આશક માસુકના દાખલાઓ મળે છે, અને તે ઉપરથી જ કવિઓ ગાઇ ગયા છે કે,

કઇ લાખો નિરાશામાં, અમર આશા છુપાઇ છે

પરન્તુ તેને માટે પ્રયત્નની જરૂર છે. ઓ નાપાક શેહેરઅફગાન! તેં મારી આશા વચ્ચે અંતરાય નાખ્યો છે પરન્તુ હવે તું કેટલા દહાડા જીવે છે તે પણ હું જોઇ લઉ છું. આમ બબડતો બબડતો સલીમ પાછો પોતાને કામે વળગ્યો.

# ખંડ ૩ જો.—સૌંદર્યનો વિજય.

## પ્રકરણ ૧ લું.

:o:

### સુખી જોડું.

ભરતખંડના મહાન્ શેહેનશાહની સાથે જેને શત્રુતા હોય તેની સ્થિતિ કેવી કઢંગી થઇ પડે તેનો વિચાર વાચનારેજ કરી લેવાનો છે. શેહેરઅફગાન મોટો શૂરવીર યોદ્ધો હતો. કેટલીએક લડાઇઓમા ફત્તેહ મેળવીને તેણે અકબર બાદશાહનાં મનને હરી લીધુ હતું. તેથી તેને અકબરે પોતાની હયાતીમાંજ વિશ્વમોહિની અને મર્ત્યલોકની ઉર્વશી ગણાતી મેહેરુલન્નિસાની સાથે પરણાવીને વરધમાનની કિલ્લેદારી સોંપી હતી અકબરના મરણ પછી તેની ગાદીપર સલીમ આવ્યો, તે વખતે પણ તે પૂરદમામમા ત્યા આગળજ અમલદારી ભોગવતો હતો સલીમે પિતાની પાછળ જાહાગીર એટલે વિશ્વવિજેતા એવુ મહત્વવાળુ નામ ધારણ કરીને રાજ્યધુરા હાથમા લીધી હતી અને પોતાના પિતાએ આરંભેલાં ઘણા ખરા કામકાજ જારીજ રાખ્યા હતા. તેમા નૂરજહાનના સૌંદર્યે તેનું ખાસ ધ્યાન ખેંચ્યું હતુ નૂરનાં સૌંદર્ય ઉપર મોહી પડેલા જાહાગીરે કુમારાવસ્થામાજ નવયૌવનાને હૃદયેશ્વરી કરવા માટે ઘણા પ્રયત્નો આરંભ્યા હતા પરંતુ તે સઘળા તેના શત્રુઓના છળ પ્રપંચથી નિષ્ફળ નિવડયા હતા તોપણ મેહરુલન્નિસા તેના હૃદયપટમાથી એક પળ પણ દૂર થઈ નહતી દિવસ અને રાત્રે જ્યારે તે નવરો પડતો ત્યારે તેના મનમા

ના સબંધીજ વિચારો આવ્યા કરતા હતા. પરંતુ તે હમણાં સુધી તો ગધીન સ્થિતિમાં હતો. હવે તેનુ પરાધીનપણુ દૂર થઇને તેને સ્વતન્ત્રતા ળી હતી. તેથી તેણે પાછી મેહરઉન્નિસાને હાથ કરવાના પ્રયત્નો ચાદર્યા. એટલુંજ નહી પરતુ તેને માટે એક વખતે જીવને પણ જોખમાં નાખવાનો જાહાગીરે વિચાર કર્યો. શેહેરઅફગાનને સ્વપ્નામાં પણ એવો ખ્યાલ ન હતો કે, મેહરૂલનિસ્સાને પરણીને પોતાને યમના દરબારમાં જવું પડશે. શેહેરઅફ્ગાને જેને પોતાના સુખનું કારણ માની લીધી હતી,તેજ પરિણામે તેના મોતનું કારણ થઇ પડી હતી

વર્ધમાનની કિલ્લેદારી મળ્યા પછી શેહેરઅફ્ગાને કેટલાએક વર્ષો તો અત્યત આનદમા ગાળી કાઢ્યાં પરતુ મનુષ્યનો સમય સદાય સુખમાં જતો નથી. કાળચક્રની ઘટનામા અટવાતા માનવ જીવનને સુખ દુ:ખના આરાઓનો અનુભવ કરવોજ પડે છે સલીમ બાદશાહી તખતપર આવ્યા પછી રાત દહાડો શેહેરઅફગાનના હાથમાંથી મેહેરૂલનિસ્સાને કેવી રીતે હાથ કરવી તેનોજ વિચાર કરવા માડ્યો અને શેહેરઅફ્ગાનના તરફ બહુજ કફોડી રીતે ચાલ ચલાવવા લાગ્યો. તે ઉપરથી શેહેરઅફ્ગાનના મનમા જાહાગીરને વિશે અનેક શકાઓ થવા લાગી. અને છેવટે જાહાગીરનાં હૃદયની તુચ્છ વિષય વાસના તે સમજી ગયો. વીર યોદ્ધાના મનમા તેને માટે અત્યત તિરસ્કાર પેદા થયો. જાહાંગીરના આવા ક્ષુદ્ર વિચારને માટે તેને તેના તરફ બહુજ અભાવ આવી ગયો. એવોજ કોઇ એક પ્રસંગ આવી લાગતા શેહેર અફ્ગાન પોતાના દીવાનખાનામાં બેઠો બેઠો વિચાર કરવા લાગ્યો કે; મે ધાર્યું હતું ને નિપજ્યુ શુ? શુ અમારા બન્નેનુ સુખ વિધાતાથી પણ સહન થઇ શકતું નથી? મેં આવુ પરિણામ આવશે એમ કદીપણ ધાર્યું નહતુ આ તો સમુદ્રમા રહેવુ ને મગરમચ્છથી વૈર એના જેવો બનાવ બન્યો છે. પરન્તુ હવે જે બન્યું તે ભોગવી લેવુ. તેને માટે ખેદ કરવો એ વ્યર્થ છે! મને જ્યારે ઇશ્વરે જ આવું અનુપમ સ્રીરત્ન મેળવી આપ્યુ છે તો પછી મારે તેને શામાટે વક્ષસ્થળ ઉપર ધારણ ન કરવુ? જાહાંગીર કોણ છે? તે આખા ભરત ખડનો બાદશાહ છે. ભલે હો! તેથી મને શુ છે તે બાદશાહ પણ જ્યા સુધી પોતાની મર્યાદામાં રહેશે ત્યા સુધી હુ પણ તેના પવિત્ર દરજ્જાને માન આપવાને બધાયેલો છુ. પરતુ તે જ્યારે અન્યાયનુ પગલુ ભરશે ત્યારે તો તેને તેના અન્યાયનુ યોગ્ય ફળ મળવુજ જોઇએ મારે જાહાંગીરથી વૃથા શા માટે ડરવુ જોઇએ? નીચ, અન્યાયી, સ્રીલપટ અને હીચકારા એવા એક શેહેનશાહને તેના કુકર્મોને માટે યોગ્ય

શેહેરઅફગાને ગભીર અવાજથી ઉત્તર આપ્યો, ખરો સર્પ તો કેળવણીથી તુરત જ વશ થઇ જાય છે, માત્ર ખલ ભુજગને વશ કરવો એજ કઠિન કામ છે. દુર્જન સર્પની કરડવાની રીત પણ તદ્દન જુદી હોય છે, તે જેને કરડે છે, તે મરતો નથી, પરતુ બીજોજ મરણને શરણ થાય છે

મેહેરલન્નિસા, તમારૂ કહેવુ વાજબી છે. આ તો આપણે એક સાધારણ વાત કહી, પરતુ હવે તમે શા ઉપાય લેવા ધારો છો? દુશ્મન બહુજ બળવાન છે.

હુ જીવતો છુ, ત્યાસ્રી તો તે ખલ ભુજગ તને કદી પણ ડખ દઇ શકે તેમ નથી.

બુદ્ધિશાળી મેહેરઉન્નિસા પતિના અભિપ્રાયને તુરત સમજી ગઇ અને જરાક હસીને બોલી,—ત્યારે તમારે જો તે સર્પને જીવતો રાખવો હોય, તો તેમ કરો, નહીતર તેને વગર વિલબે મારી નાખો. પન્તુ તે સર્પને જો તમે જીવતો રાખશો, તો પછી હુ તેને પાળીશ, પોષીશ અને તેની સાથે રાજી ખુશીથી ખેલીશ પણ.

શેહેરઅફગાને જરા વધારે ગભીર બનીને પૂછ્યુ, હુ તારા કહેવાનો ભાવાર્થ સમજી શકતો નથી.

મેહેર બોલી, ગભરાશો નહી, પાળેલુ કુતરૂ પણ મનુષ્યને કરડતુ નથી. એમ મનમાં ધારજો. હુ તેની સાથે રમતગમત કરીશ, તેમા મને ગમત સિવાય જો કશો પણ લાભ થનાર નથી તો તે સર્પ ગમે તેટલો ઝેરી છે, તોપણ તેનાથી મારૂ બુરૂ થનાર નથી. તેમ તમે પણ સમયપર તે સર્પના બળથી બીજા દશ કામ કાઢી લેશો.

ઘેલી થઇ છે ઘેલી. શુ સર્પથી તે કોઇના કાર્ય સિદ્ધ થતા હશે ખરા કે? તેને ગમે તેટલો પાળો, પોષો, તોપણ તે પોતાની કુટિલતા કદી પણ છોડતો નથી એટલુ જ નહીં પરન્તુ વખત આવ્યે ડસ્યા વગર રહેતોજ નથી.

ઠીક ત્યારે તમને અનુભવ હોય તે ખરો, મેં તો તમારાથી જુદોજ અનુભવ મેળવ્યો છે. મારા પિતાએ જ્યારે અરણ્યમા એક ઝાડની નિચે મને રખડતી રઝળતી તજી દીધી હતી, ત્યારે એક સર્પે મારા માથાપર પોતાની ફેણ ધરીને સૂર્યના પ્રચડ તડકાથી મારો બચાવ કર્યો હતો. પરતુ મને બીલકુલ કરડ્યો ન હતો.

શેહર અફગાન ગભીર અવાજે બોલી ઉઠ્યો, ત્યારે તો આ હકીકત પ્રમાણે તારા ભાગ્યમા રાજેંદ્ર રાણી થવાનુ સરજેલુ છે. પરતુ અત્યારે તો તુ એક દરિદ્રના ઘરની ધણીયાણી છો.

પ્રેમાવેશથી લાલ ચોળ થઇ ગએલુ મુખ નિચું નમાવીને મેહર બોલી ઉઠી; કોણ કહે છે કે મારો શેહર દરિદ્ર છે? તે દરિદ્ર નથી, પરતુ તેણે તો ત્રણ ભુવનમા નહી મળે એવુ રત્ન મેળવીને પોતાની કીર્તિમા વધારો કર્યો છે પણ જાહાગીરના અલૌકિક ઐશ્વર્યની સાથે સરખાવતા તો હુ દરિદ્ર ખરો કે નહીં?

આ તમો બોલો છો શુ? તમે જાહાંગીરની પાસે દરિદ્ર! તમારા વિચારો ભૂલ ભરેલા છે જાહાંગીર ગમે તેટલો મોટો હોય, તો પણ તેને તમારી ઇર્ષ્યા કરવાનો વખત આવ્યો, એજ તમારી મોટાઇ છે

તે બધી વાત ખરી, પરતુ હુ હિંસક સર્પને કોઇ પણ રીતે આશ્રય આપી શકતો નથી કારણ કે તેઓ પોતાના આશ્રય દાતાનો પણ વખતપર નાશ કરે છે

તમારો એ અનુભવ સાચો છે, પરતુ મારા અનુભવ પ્રમાણે સર્પના માથાપર મણિ હોય છે, તેનાથી ઘણા નિહાલ પણ થઇ ગયા છે

'નીહાલ થઇ ગયા છે, એ શબ્દ સાભળતાં શેર અફગાન જરાક ઉદાસ થઇને બોલ્યો,–ત્યારે તુ શુ મણિના લોભથી સર્પનું પોષણ કરવાની ઇચ્છા રાખે છે?

તે વખતે પ્રભાવ, અભિમાન અને ગર્વ, એમ ત્રણેથી મિશ્ર થયેલા ધેરા અવાજે મેહેરુન્નિસ્સા બોલી ઉઠી, ના! ના! કદી પણ નહી, તમે ખાતરીથી માનજો કે; મારા જેવી એક કુલીન સ્ત્રીના હૃદયમા તેવા અધમ વિચારોને કદી પણ અવકાશ મળેજ નહીં. આ નારી મણિના લોભથી સર્પને પાળવાની ઇચ્છા કરે તેવી નથી શુ પુરૂષ કે શુ સ્ત્રી, ગમે તે, પોતાના ડહાપણથી જો એક હિંસક પ્રાણીને પોતાને વશ કરી શકે નહી તો તેના જીવતરને વ્યર્થ સમજવુ જાહાગીર એ એક બાદશાહ છે! તે અત્યારે ક્રોધનો માર્યો મારૂ અને તમારૂ ભુડુ કરવાને તયાર થયો છે. તેવા એક વિષયના કીડાજ તરફ દયા કરવી, એ વધારે યોગ્ય જણાય છે? મારૂ આ કહેવુ તેનાપર પ્રેમ હોવાને લીધે નથી, પરતુ દયાને લીધે છે. દયા એ એક જુદીજ વસ્તુ છે, ત્યારે પ્રેમ વસ્તુ વળી તેનાથી નિરાળીજ છે હુ અત્યારે તમારી પાસે જે કઇ કહુ છુ, તેથી તમે તમારા મનમા કોઇ પણ જાતનો વહેમ આણશો નહી.

પોતાના મનનો અભિપ્રાય મેહર સમજી ગઇ. આમ જાણવાથી શૂરો શેહેર અફગાન જરાક શરમાઇ ગયો, અને તેણે તુરતજ તેને માટે મેહરના મનનું સમાધાન કરવાને તેની પાસે ક્ષમા માગી. તે વખતે પ્રેમના ઉભરાઓથી ઉભરાઇ જતા હૃદયે તેના મુખના સૌન્દર્યમાં અત્યત વધારો કરી દીધો મુગ્ધ થયેલા શેહેર અફગાને તુરત અધીરા

પડી જઈને કહ્યું; વહાલી મેહેર ! તુ એક સાધારણ વાતમાથી મને આટલે લગણુ હારી જઈશ, તેની મને ખબરજ ન હતી. મારે હવે તને ટુંકામા કહેવાનુ કે, હુ જેમ જાહાંગીરથી દૂર રહુ, તેમાજ મારૂં શ્રેય છે. કારણ કે તેણે મારા જીવને જોખમમા નાખવા માટે જુદા જુદા ઉપાયો રચવા માંડયા છે. અને તેની મને છુપી રીતે બાતમી પણ મળી ચુકી છે. એમ કહીને તુરત આગરાથી આવેલો એક પત્ર મેહરના હાથમા મકયો. તેમા શેહેરઅફ્ગાનના ઉપર તેનો મિત્રે રાજદ્વારી કેટલાએક છુપા ખબર લખ્યા હતા. એમાં વધારામાં એમ પણ લખ્યું હતુ કે, જાહાંગીર વિષયનો કીડો છે તે તમારી ખબર પણ લેવાનો ઉપાય શોધ્યા કરે છે, માટે તમે ચેતતા રહેજો. તમે આજ કાલ તેની આખનું કણુ થઈ પડયા છો, વગેરે વગેરે.

પત્ર વાચતાજ મેહરે ઉંડો નિસાસો નાખ્યો, પરતુ બીજીજ પળે હ્રદયનો ભાવ છુપાવીને શેહેર અફ્ગાન તરફ નિહાળવા લાગી એટલે શેહેર અફ્ગાને પાછુ પોતાનું બોલવુ શરૂ કર્યું. તે મોટો વીર પુરૂષ હતો. તેથી તેના હ્રદયમાં આ પત્રથી ભયની જરા પણ અસર થઈ નહતી, માત્ર તેને સલીમના નીચ વિચારને માટે ધિક્કારજ ઉપજતો હતો. તેણે ગંભીરતા સાથે બોલવુ શરૂ કર્યું તારી સાથે લગ્ન કરવાને જાહાંગીર ઘણોજ આતુર હતો. પણ તેની આશા જ્યારથી પડી ભાગી છે. ત્યારથી તે મારી તરફ બહુજ દુશ્મનાવટથી વર્તે છે. માટે તેની દુશ્મનાઈ વચ્ચે અધિકારપર રહીને રાજકાર્ય બજાવવા, એ કામ ઘણુંજ કઠિણ છે. તો પણ હવે ખુદાતાલા ઉપર ભરોસો રાખીને ભવિષ્યમા શું બને છે ? તે જોવાનું

મેહેરૂલનિસ્સા પણ બુદ્ધિમતી સ્ત્રી હતી, તેણે પોતાના પતિને કેટલાક વચનો કહીને ધૈર્ય આપ્યુ અને પછી તે સુખી જોડુ પાછું પોત પોતાના કામમા ગુંથાયુ.

---

## પ્રકરણ ૨ જું.

---

### કપટ નીતિ.

વર્દ્ધમાનમાં નિમણુક થયા પછી કેટલાક દિવસ તો શેરઅફ્ગાને બહુ જ આનંદમા ગાળી કાઢયા રૂપવતી, ગુણીયલ અને મનોહારિણી મેહરૂલનિસ્સાની સાથે સાદી કરીને તેણે પોતાના જીવનને સાર્થક હતું એટલુંજ નહી પરતુ મર્ત્ય લોકમા રહ્યા છતા પણ સ્વર્ગનું સુખ

ભોગવતો હતો. કેટલોક કાળ તો તેણે નિર્વિઘ્ન સંસાર સુખ ભોગવ્યું અને તે સુખના પરિણામરૂપે એક કન્યા રત્નનો પણ તેને લાભ થયો. વિધાત્રાએ તે બન્ને પ્રેમી જોડાને પુત્રીરત્ન અર્પણ કરીને સંતાન સુખની ઉણપને પણ પૂર્ણ કરી.

પરંતુ અફસોસની વાત છે કે, મનુષ્યના જીવનમાં હમેશાં એકનું એક સુખ રહેતું નથી શેહેર અફગાનના સુખ શાંતિના સમયોની સાથે સાથે જ અકબર બાદશાહ પણ આ લોક તજી ગયો હતો. અકબર બાદશાહની સાથે સાથે જ શેહેર અફગાનના સુખનો સૂર્ય પણ અસ્ત થઇ ગયો હતો અને તેના શાંતિમય જગત ઉપર દુઃખનો અંધાર પછેડો પડવાની તયારી થઇ હતી.

શેહેર અફગાન જ્યારે જ્યારે નવરો પડતો હતો, ત્યારે ત્યારે મનમાં વિચાર કરતો કે, મારા વિવાહને ઘણોજ કાળ વીતિ ગયો છે, વિશ્વ પ્રકૃતિના ફેરફારની સાથે માનવ પ્રકૃતિમાં પણ ફેરફાર થવો જ જોઇએ, તેથી હવે જાહાંગીર પણ મેહરૂલનિસ્સાને ભૂલી ગયો હશે, તેનું મન મેહરૂલનિસ્સાના અનુપમ લાવણ્યને વિસરી ગયું હશે હવે તે ભરતખંડનો બાદશાહ થયો છે, તેથી પોતાની પદવીની સાથે સાથે તેનામાં મોટાં મને પણ વાસ કર્યો હશે? તેના મનમાંથી વિષયવાસના દૂર થઇને પવિત્ર નીતિએ વાસ કર્યો હશે. આવી સદ્ભાવભરી વૃત્તિથી શેહેર અફગાન વિચાર કર્યા કરતો, પરંતુ તે પોતાના વિચારમાં છેતરાયો હતો સલીમ બાપની ગાદીપર આવ્યા પછી સર્વ શક્તિમાન થયો હતો, લોકો તેને ધર્મના પિતા માનતા હતા, તેના માન, અધિકાર અને કીર્તિ, એમ સર્વમાં વધારો થયો હતો. પરંતુ તેના હૃદયમાં બળતી વિષયની આગ હજી પણ હોલાઇ ન હતી તેના હૃદયમાં પ્રથમથીજ જે ક્રોધાગ્નિ ઉત્પન્ન થયો હતો, તે હમણાં વધારે જોરપર આવ્યો હતો અને અધિકારની સાથે, તેમાં મોટો વધારો થઇ પડયો હતો, તે પોતાના મનની સાથે રાત દહાડો કહ્યા કરતો હતો કે; હવે શેહેર અફગાનના ગર્વને તોડી પાડવાનો સમય હાથ આવ્યો છે. તેના સર્વ સુખને, સર્વ ઐશ્વર્યને અને તેની સર્વ સંકલનાઓને હું એક પળમાં તોડી પાડીશ તે ભાગ્યહીણને આ પૃથ્વી ઉપરથી નાબુદ કરૂં નહી, તો મારૂં નામ જાહાંગીર નહીં, તેણે સિંહના મુખમાંથી શિકાર પડાવતાં પહેલા જરા પણ વિચાર કર્યો નથી, હું કોણ છું? હિંદનો બાદશાહ. મારૂં આટલું બધું અપમાન! હજી પણ તે જો કોઇ પણ રીતે મારી પાસે આવીને પોતાના અપરાધને માટે ક્ષમા માગે, તો હું એક વખત મોટા મનથી તેને ક્ષમા આપું, પરંતુ મને નથી લાગતું કે તે મારી પાસે માફી માગે.

તે અભિમાનની સાથે મોટો બહાદુર છે તેને પોતાના બળને માટે મોટુ અભિમાન છે, માટે જ મારે પણ તેનું અભિમાન ઉતારવું જોઇએ. મેહેરૂલનિસ્સા ખરેખર મેહરૂન્નિસ્સાજ છે. મારા હૃદય કમળની તે ચંદ્રિકા છે, મને જ્યારથી મેહરનો વિયોગ થયો છે, ત્યારથી મારા હૃદયમાં અંધારૂંજ છવાઇ ગયુ છે. તે, મનમાં રમી રહેલી પ્રાણપ્રિયા મેહરૂલનિસ્સાને હવે તો ગમે તે થાય તોપણ હાથ કરવી. તે વિના આ સર્વ રાજ્યપાટ નિસ્તેજ અને ફીક્કુ જણાય છે તે ખરેખરી રાજય લક્ષ્મી છે. લક્ષ્મી વિનાનુ રાજ્ય નિસ્તેજ થઇ પડે છે.

આમ કેટલોક વિચાર કર્યા પછી મેહેરૂલનિસ્સાને હાથ કરવા માટે ઉપાયો શોધવા લાગ્યો, અધર્મના કામમા પડતા મનુષ્યનુ મનજ મનુષ્યને અનેક શંકામા નાખી દે છે સલીમને પણ તેજ અડચણે આગળ વધતા અટકાવ્યો, પરંતુ અધમ માર્ગ સ્વીકાર્યા શિવાય કોઇ સિદ્ધિને માટે કોઇ પણ રસ્તો તેને નજરે પડયો નહીં સભ્ય ભાષામા 'રાજનીતિને નામે ઓળખાતો કપટ નીતિનો માર્ગ કે જેની ઓથે રહીને રાજકીય મહા પુરૂષો પણ અનીતિના અનેક કાર્યો કરે છે. તે સર્વ ઉપાયો તેણે પણ હાથ ધરવાના વિચાર કર્યા જો આવો ઉપાય ન લેતા તેના ઉપર એકદમ હલ્લો કરત તો પ્રજામા પોતાનો વિશ્વાસ ખોઇ દેવાનો પ્રસંગ આવી પડત અને અન્યાય કરવાનુ કલંક માથે ચઢત તથા બીજા સરદારોમા પણ અવિશ્વાસનુ પાત્ર થઇ પડત. આવા આવા અનેક કારણો હતાં તેથી તેણે શિકારને બહાને શેહેરઅફગાનને આગરામા બોલાવીને શિકારમાં સાથે લઇ જવો અને ત્યા કોઈ પણ યુક્તિથી ઠાર કરી નાખવો. આવો ઉપાય મનમા પ્રથમ ઘડી કાઢયો અને તે વાત પોતાના અંગત મિત્રોને એકાંતમાં જણાવી, એટલે સૌને તે યુક્તિ પસંદ આવી અને તેઓએ પણ તેમ કરવાની તેને સલાહ આપી. એટલે જાહાંગીરે તુરત જાસૂસ મોકલીને શેહેરઅફગાનને શીકારની શેલગાહમાં ભાગ લેવા માટે ખાસ નોતરૂ મોકલ્યુ શેહેરઅફગાન પ્રથમથીજ જાહાંગીરની કપટ નીતિ પારખી ગયો હતો તેથી તેણે જાહાંગીરના દૂતનો બહુજ આદરસત્કાર કર્યો અને રાજકીય પ્રસંગનો બાહાનો કાઢીને દૂતને પાછો કાઢયો. પરંતુ બે મહિના પછી ફરીને જહાંગીરે બીજો દૂત મોકલ્યો અને સાથે સાથે એક પ્રશંસા પત્ર પણ મોકલ્યો, જેમા શેહેરઅફગાનની બહાદુરીનાં બહુજ વખાણ કરવામાં આવ્યા હતાં. નવા બાદશાહની આવી સભ્યતા જોઇને શેહેર અફગાનને તેનાપર સદ્ભાવ થયો. અને તેણે એક વાર બાદશાહની મુલાકાત લેવાનો ઠરાવ કર્યો. અને જતા પહેલા તે બાબતમાં પ્રિયપત્ની મેહેરલ-

નિસ્સાની સલાહ લેવાનો વિચાર કર્યો અને પોતાની પ્રિયપત્ની પોતાની પુત્રીને રમાડતી બેઠી હતી, ત્યા જઇને બોલ્યો. વાહાલી ! ઘણુજ જરૂરીનુ કામ હોવાથી હવે ગયા વિના છૂટકો નથી મેહેરે મોહોડુ મલકાવીને કહ્યું; વળી ક્યા જવાનુ છે ? શેહેનશાહનુ તેડું આવ્યુ છે ? ત્યા.

ઠીક ! પરંતુ તે બડો દગલબાજ છે, તેની તમને ખબર છે કે ?

તેમના પત્ર ઉપરથી તો તે નિખાલસ જણાય છે. તેનો વિવેક, પ્રેમ તેમના પત્રમા લીટીએ લીટીએ ઉભરાતો જણાય છે

એ તો કપટની જાતનુ ચિત્ર છે. તમે તો તેને હમણાથી જાણવા શીખ્યા છો, પરંતુ મને તેનો નાનપણથી અનુભવ છે.

તમે પુરૂષ છો, પણ પુરૂષ કરતા સ્ત્રીઓમા પરીક્ષાશક્તિ વિશેષ હોય છે. જો જો ભૂલના નહી ?

ત્યારે શુ તેં જાહાગીરને બરાબર ઓળખ્યો છે કે ?

તેમા વળી સંદેહ શો ? તેને હું નખશિખ પર્યંત ઓળખું છુ કે તે કેવી પ્રકૃતિનો છે ?

ઠીક, પણ હવે મારે આગ્રા જવુ કે નહી ? તેમા તારો શો અભિપ્રાય છે ?

અવશ્ય જવું. શેહેનશાહના ફરમાનને માથે ચઢાવવુજ જોઇએ.

ત્યારે તુ વર્ધમાનમા એકલી રહેવાને હિમ્મત ધીરે છે ?

તેમ કર્યા વિના છૂટકોજ નથી, કારણ કે જો તેની નજર પડશે તો તે મારાપર વધારે ઉસ્કેરાઇ જશે. તેથી વિપરીત પરીણામ આવવાનો સભવ છે માટે મારૂ તમને એવું કહેવુ છે કે, તમે એકલાજ જાવ, મને સાથે લઇ જવામા સારૂ નથી

શેહેરઅફગાન જરાક વિચાર કરતા સમજી ગયો કે, મેહરનુ કહેવુ વાજબી છે. આટલા દિવસો સુધી તેણે મેહરને દીઠી નથી, તેથી તેને કદાચ તે વિસરી ગયો પણ હોય તે ફરીને તેને જોવાથી તેના મનમા પાછો તે વિચાર ઉગી આવે તો તેનુ પરિણામ નઠારૂ આવ્યા વિના રહે જ નહી માટે મારે એકલાએ જ જવુ વાજબી છે ભય શા માટે રાખવો જોઇએ ! મારૂ બળ જ મારી રક્ષા કરવાને સમર્થ છે. આવો કેટલોક વિચાર કરીને શેહેરઅફગાન કેટલાએક વિશ્વાસુ માણસોને મેહરૂલનિસ્સાની ભલામણ કરીને આગ્રા તરફ રવાના થયો, અને જાહાગીરની હજુરમા હાજર થઇ નજરાણાથી તેનો સત્કાર કર્યો જાહાગીરે પણ શેહેરઅફગાનને ઘણુ જ માન આપ્યુ અને રાજવાડામા આવેલા એક મોટા મકાનમા ઉતારો આપીને તેના દરજ્જાને છાજે તેવી રીતે સઘળોને બીજી જાતનો બદોબસ્ત કરી દીધો

તે અભિમાનની સાથે મોટો બહાદુર છે તેને પોતાના બળને માટે મોટું અભિમાન છે, માટે જ મારે પણ તેનું અભિમાન ઉતારવું જોઇએ. મેહેરૂલનિસ્સા ખરેખર મેહરૂલનિસ્સાજ છે. મારા હૃદય કમળની તે ચંદ્રિકા છે, મને જ્યારથી મેહરનો વિયોગ થયો છે, ત્યારથી મારા હૃદયમાં અંધારૂંજ છવાઇ ગયુ છે. તે, મનમાં રમી રહેલી પ્રાણપ્રિયા મેહરૂલનિસ્સાને હવે તો ગમે તે થાય તોપણ હાથ કરવી. તે વિના આ સર્વ રાજ્યપાટ નિસ્તેજ અને ફીકુ જણાય છે તે ખરેખરી રાજ્ય લક્ષ્મી છે. લક્ષ્મી વિનાનુ રાજ્ય નિસ્તેજ થઇ પડે છે.

આમ કેટલોક વિચાર કર્યા પછી મેહેરૂલનિસ્સાને હાથ કરવા માટે ઉપાયો શોધવા લાગ્યો, અધર્મના કામમા પડતાં મનુષ્યનુ મનજ મનુષ્યને અનેક શકામા નાખી દે છે સ્લીમને પણ તેજ અડચણે આગળ વધતા અટકાવ્યો, પરંતુ અધમ માર્ગ સ્વીકાર્યા શિવાય કોઇ સિદ્ધિને માટે કોઇ પણ રસ્તો તેને નજરે પડયો નહીં સભ્ય ભાષામાં 'રાજનીતિને નામે બોલાતો કપટ નીતિનો માર્ગ કે જેની ઓથે રહીને રાજકીય મહા પુરૂષો પણ અનીતિના અનેક કાર્યો કરે છે. તે સર્વ ઉપાયો તેણે પણ હાથ ધરવાના વિચાર કર્યા. જો આવો ઉપાય ન લેતાં તેના ઉપર એકદમ હલ્લો કરત તો પ્રજાના પોતાનો વિશ્વાસ ખોઇ દેવાનો પ્રસંગ આવી પડત અને અન્યાય કરવાનુ કલક માથે ચટતૂ તથા બીજા સરદારોમા પણ અવિશ્વાસનુ પાત્ર થઇ પડત. આવાં આવા અનેક કારણો હતા તેથી તેણે શિકારને બહાને શેહેરઅફ્ગાનને આગરામાં બોલાવીને શિકારમા સાથે લઇ જવો અને ત્યા કોઈ પણ યુક્તિથી ઠાર કરી નાખવો. આવો ઉપાય મનમાં પ્રથમ ઘડી કાઢયો અને તે વાત પોતાના અંગત મિત્રોને એકાતમા જણાવી, એટલે સૌને તે યુક્તિ પસદ આવી અને તેઓએ પણ તેમ કરવાની તેને સલાહ આપી. એટલે જાહાગીરે તુરત જાસૂસ મોકલીને શેહેરઅફ્ગાનને શીકારની શેલગાહમા ભાગ લેવા માટે ખાસ નોતરૂં મોકલ્યું. શેહેરઅફ્ગાન પ્રથમથીજ જાહાગીરની કપટ નીતિ પારખી ગયો હતો તેથી તેણે જાહાંગીરના દૂતનો બહુજ આદરસત્કાર કર્યો અને રાજકીય પ્રસગનો બાહાનો કાઢીને દૂતને પાછો કાઢયો પરંતુ બે મહિના પછી ફરીને જાહાંગીરે બીજો દૂત મોકલ્યો અને સાથે સાથે એક પ્રશંસા પત્ર પણ મોકલ્યો, જેમા શેહેરઅફ્ગાનની બહાદુરીનાં બહુજ વખાણ કરવામાં આવ્યાં હતાં. નવા બાદશાહની આવી સભ્યતા જોઇને શેહેર અફ્ગાનને તેનાપર સદ્ભાવ થયો. અને તેણે એક વાર બાદશાહની મુલાકાત લેવાનો ઠરાવ કર્યો. અને જતા પહેલા તે બાબતમા પ્રિયપત્ની મેહેરૂલ-

નિસ્માની સલાહ લેવાનો વિચાર કર્યો અને પોતાની પ્રિયપત્ની પોતાની પુત્રીને રમાડતી બેઠી હતી, ત્યા જઇને બોલ્યો. વાહાલી! ઘણુજ જરૂરીનુ કામ હોવાથી હવે ગયા વિના છુટકો નથી મેહેરે મોહોડુ મલકાવીને કહ્યું; વળી ક્યા જવાનુ છે? શેહેનશાહનુ તેડું આવ્યુ છે? ત્યા.

ઠીક! પરતુ તે બડો દગલબાજ છે, તેની તમને ખબર છે કે?

તેમના પત્ર ઉપરથી તો તે નિખાલસ જણાય છે. તેનો વિવેક, પ્રેમ તેમના પત્રમા લીટીએ લીટીએ ઉભરાતો જણાય છે

"એ તો કપટની જાતનુ ચિત્ર છે. તમે તો તેને હમણાંથી જાણવા શીખ્યા છો, પરતુ મને તેનો નાનપણથી અનુભવ છે.

તમે પુરૂપ છો, પણ પુરૂપ કરતા સ્ત્રીઓમાં પરીક્ષાશક્તિ વિશેપ હોય છે. જો જો ભૂલતા નહી?

ત્યારે શુ તે જાહાગીરને બરાબર ઓળખ્યો છે કે?

તેમા વળી સદેહ શો? તેને હુ નખશિખ પર્યંત ઓળખુ છુ કે તે કેવી પ્રકૃતિનો છે?

ઠીક, પણ હવે મારે આગ્રા જવુ કે નહીં? તેમાં તારો શો અભિપ્રાય છે?

અવશ્ય જવુ, શેહેનશાહના ફરમાનને માથે ચઢાવવુજ જોઇએ.

ત્યારે તુ વર્ધમાનમા એકલી રહેવાને હિમ્મત ધરે છે?

તેમ કર્યા વિના છુટકોજ નથી, કારણ કે જો તેની નજર પડશે તો તે મારાપર વધારે ઉસ્કેરાઇ જશે. તેથી વિપરીત પરીણામ આવવાનો સભવ છે માટે મારૂ તમને એવુ કહેવુ છે કે, તમે એકલાજ જાવ, મને સાથે લઈ જવામા સારૂ નથી.

શેહેરઅફ્ગાન જરાક વિચાર કરતા સમજી ગયો કે, મેહેરનું કહેવુ વાજબી છે. આટલા દિવસો સૂધી તેણે મેહરને દીઠી નથી, તેથી તેને કદાચ તે વિસરી ગયો પણ હોય તે ફરીને તેને જોવાથી તેના મનમા પાછો તે વિચાર ઉગી આવે તો તેનુ પરિણામ નઠારૂં આવ્યા વિના રહે જ નહીં. માટે મારે એકલાએ જ જવું વાજબી છે. ભય શા માટે રાખવો જોઇએ! મારૂ બળ જ મારી રક્ષા કરવાને સમર્થ છે. આવો કેટલોક વિચાર કરીને શેહેરઅફ્ગાન કેટલાએક વિશ્વાસુ માણસોને મેહરલનિસ્સાની ભલામણ કરીને આગ્રા તરફ રવાના થયો, અને જાહાગીરની હજુરમા હાજર થઇ નજરાણાથી તેનો સત્કાર કર્યો જાહાંગીરે પણ શેહેરઅફ્ગાનને ઘણુંજ માન આપ્યું અને રાજવાડામા આવેલા એક મોટા મકાનમા ઉતારો આપીને તેના દરજાને છાજે તેવી રીતે સઘળોને બીજી જાતનો બદોબસ્ત કરી દીધો

# પ્રકરણ ૩ જું.

## શેરનો શિકાર.

રાજકીય બાબતની બે ચાર વાતો પૂછવામાં અને બંગાળાની સરહદ સંબંધી કેટલીએક બાબતો પૂછવામાં ત્રણ ચાર દિવસો કાઢી નાખ્યા. પછી એક દિવસે જાહાગીરે પોતેજ હસીને સિંહના શિકારની વાત છેડતા કહ્યુ, હમણાં સિંહનો શિકાર કર્યાને ઘણા દાહાડા વીતિ ગયા છે. માટે એક વાર તેની મજાહ ભોગવવાની ઇચ્છા થએલી છે. તમે પણ અહી છો તેથી વધારે મઝાહ પડશે. તે વખતે બે ચાર અમીર ઉમરાવો ત્યા બેઠા હતા તેઓએ પ્રથમ કરી રાખેલી ગોઠવણ મુજબ જાહાગીરની વાતને ઉપાડી લીધી અને તેઓએ પણ સાથે આવવાનું કબૂલ કર્યું. પરતુ શેહેરઅફગાન આસાર સૂધી મુગો થઇને બેઠો હતો, તેણે હા કે ના કોઈ પણ જાતનો અભિપ્રાય જણાવ્યો જ નહીં એટલે જાહાગીરે તેના તરફ નજર કરીને પૂછયુ, કેમ તમારો આ બાબતમા શો મત છે? તમે હમણા જ વર્ધમાન જવાની ઇચ્છા રાખો છો કે અમારી સાથે શિકારની મોજ ભોગવવાને આવશો?

આપ સાહેબનો જેવો વિચાર. જ્યારે આપ જાતે મારાપર મેહેબાની કરવાને તયાર થયા છો તો પછી આ સેવક તે તકને શા માટે જવા દેશે?

જાહાગીરે ગભીર મોહોડુ કરીને કહ્યુ, ઘણુજ સારૂ ! જુવોને શેહેરઅફગાન ! મને તમારા તરફનો ઘણોજ સંતાપ છે. તમારી બાહાદુરીથી મારા સ્વર્ગવાસી પિતાને જેવો સતોષ થતો હતો તેવોજ સતોષ તમે મને પણ સપૂર્ણ રીતે આપો છો. બગાલ દેશ જે તાબે રાખવાનુ કામ બહુજ વિકટ છે. પરતુ તમે તેને તાબે કરવામા બળ અને બુદ્ધિનો જે સદુપયોગ કર્યો છે તેને માટે ખરેખર તમને સાબાસી ઘટે છે તમારા જેવા એક બાહોશ મનુષ્યના વિચાર પ્રમાણે કાર્ય કરવામા અમારૂ હિત રહેલુ હોય છે. એટલા માટેજ મેં તમને રાજધાનીમા બોલાવેલા છે. આવા મધુરા વચનો શેહેરે જરાક નિચા નમી હસતે મુખડે વધાવી લીધા. તે વખતે બાદશાહ મનમાં ને મનમાજ બબડયો કે, ઓ નાપાક! હવે તારો અત આવી લાગ્યો છે. હવે ફરીને તુ મેહેરનુ મુખ જોવાને કદી પણ પામીશજ નહીં. આમ મૂગો મૂગો મનમાં ને મનમાં કેટલુક બબડવા લાગ્યો. બાદશાહને મૂગો થઇ ગયેલો જોઇને રોમાચિત ચિત્તે શેહેરઅફગાન બોલ્યો.—આપ મહાન્ પાદશાહ છો, આખી જહા-

નના ધણી છો, આપની ઇચ્છાનુસાર હું વર્તવાને ઘણોજ રાજી છુ. પરસ્પર આ પ્રમાણે કેટલીક વાતચિતો થયા પછી બાદશાહના શિકારને માટે મોટા પાયાપર તયારીઓ થવા માંડી. શિકારની જગ્યા જાણનારા જગલી માણસો પ્રથમથીજ જગલની શિકારની જગ્યાઓની શોધ કરીને ત્યાં આગળ મોરચાઓ બાંધવા વળગી ગયા. શીકારને લગતી બીજી સામગ્રીઓ પણ તયાર કરવામા આવી અને આગળથી ઠરાવેલા દિવસે મોટા ઠાઠથી જાહાગીરની શિકાર સ્વારી શહેર બહાર નીકળી. સવારીમા કેટલાએક હાથીઓ ઉપરાત ઘોડેસ્વારો, અને પાડાઓ પણ હતા. તીરદાજો ચળકતા તીરો સાથે અને ભાલદારો ભાલાઓ સાથે સવારીમાં ચાલતા હતા સૌનો પોશાક સાદો અને શિકારને ઉપયોગી થઇ પડે તેવોજ હતો. જાહાગીર પોતે પણ આજે શિકારના પોશાકમાં સજ્જ થઇને સણગારેલા હાથીપર સવાર થયો હતો. અને તેની આસપાસ તેના અગરક્ષકો ઉપરાત અમીર ઉમરાવો ઘોડાઓપર સ્વાર થઇને ચાલતા હતા. શેહેરઅફગાન પણ ઉમરાવોની હારમાંજ હતો. સ્વારી શિકારની હતી તો પણ તેનો ઠાઠમાઠ એક યુદ્ધ યાત્રાના જેવો હતો. જાહાગીર જે હાથીપર બેઠો હતો તે હાથીને બહુ જ શણગાર્યો હતો. સ્વારી શેહરના રાજમાર્ગ ઉપર થઇને શેહેર બહાર નિકળી અને ધીરે ધીરે જગલને રસ્તે જવા લાગી પ્રથમથીજ જગલના રહેનારાઓએ શિકાર મળે એવી જગ્યાઓપર બાદશાહને રહેવા વગેરેની ગોઠણો કરી રાખી હતી ત્યાં આગળ જાહાગીરે જઇને પોતાનો પડાવ નાખ્યો, અને આસપાસના જગલમા શિકારની શોધ કરવા માડી. પરતુ શિકાર જડયો જ નહીં, એટલે બાદશાહ અને તેના ઉમરાવો તેની આગળના જગલમાં દાખલ થયા ત્યાં એક ભયકર સિહ નજરે પડયો તે સિહ નાશી ન જાય તેને માટે સેકડો સીપાઇઓ ચારે તરફના નાકાઓ ઘેરી લઇને ભાલાઓની સાથે ઉભી ગયા તે પછી બાદશાહે ઉમરાવોના તરફ નજર કરીને કહ્યુ કે, તમારામા એવો કોઇ પણ બાહાદુર પુરૂષ છે કે જે આ શિકારની સામે આવી તેનુ પુછડુ પકડીને તેને જાગ્રત કરે, અને પછી તેનો નાશ કરે?

બાદશાહનો હુકમ સાંભળતાંજ સઘળાના મોહોડા ભયથી નિસ્તેજ થઇ ગયાં ચોતરફ જે ઉલ્લાસ અને આનદનો ધ્વનિ થઇ રહ્યો હતો, તે એકાએક શાત પડી ગયો. સઘળાઓ ભય અને પ્રમાદમાં પડી જઇને એક બીજાનાં મોહોડા સામુ જોવા લાગ્યા બાદશાહે સિહની સામે જવા સબધી જે વિચાર દર્શાવ્યો હતો, તે સાભળીને કેટલાએક આશ્ચર્યમાં પડી ગયા. પરંતુ જેઓ છૂપા પ્રપંચથી જાણીતા હતા તેઓ

તો મૌન ધરીને શું પરિણામ આવે છે તે જોવાને તલપી રહ્યા હતા. બાદશાહના હુકમનો કાઇ પણ ઉત્તર વાળી શકયો નહીં. ઉત્તર વાળવો એ કામ ઘણુંજ કઠિન હતું. થોડીવાર પછી ત્રણ ઉમરાવો તીર, ભાલા, કટાર અને ઢાલ સાથે સિંહની સામે થવાને મેદાન પડયા અને જાહાંગીરને સલામ ભરીને પોતાનો વિચાર ઝાહેર કર્યો. તે ઉમરાવોમાના શુરવીર શેહેરઅફગાનના તરફ સ્નેહ ભરી નજર કરીને જાહાંગીરે તેનેજ તે કાર્ય કરવાનુ ફરમાવ્યુ એટલે તેણે ફરીને સલામ ભરીને બાદશાહને ગભીર અવાજથી કહ્યુ, જહાંપનાહ ! જો આપની આજ્ઞા હોયતો આ સેવક હથીયાર વગર પણ સિંહની સાથે યુદ્ધ કરવાને તયાર છે. સઘળા શેહેરઅફગાનનું શૂરવીર ભર્યું બોલવુ સાભળીને આશ્ચર્યમા પડી ગયા. શેહેરઅફગાને ફરીને કહ્યુ, વનમા એક હાથી કે બીજા કોઇ પણ સાધન વિનાના પ્રાણીની સાથે હથીયારથી લડવામાં જરા પણ પરાક્રમ હોય એમ હું માનતો નથી. જુવો હુ મારા હથીયારને જમીનપર મૂકી દઇને લડવાને તયાર થયો છુ. આ મારા બન્ને બાહુઓજ એક મારૂં ખરૂ બળ છે આપ આ સર્વે ઉમરાવોને પૂછી જુવો કે, કોઇ પણ આ કામમા મારી સાથે હરીફાઇ કરવાને બાહાર પડે છે ?

એટલે બાદશાહે ફરીને સૌને બાહાર પડવા માટે પ્રશ્ન કર્યો પરંતુ કોઇપણ અમીર તેવા સાહસના કામમા ઉતરવાને હા ભણી શકયો નહી. બાદશાહ અમીરોની આવી સ્થિતિ તરફ ક્ષણભર વિચાર કરવા લાગ્યો. ત્યારે અમીર ઉમરાવો પોતાની નિર્બલતા ને ઠપકો આપવાને બદલે ઉલટા શેહેરઅફગાનની ઇર્ષ્યા કરવા લાગ્યા ભોળો શેહરઅફગાન તો પોતાની બાહાદુરીથી બાહાર પડવાને તયાર થયો હતો પરતુ તે જાણતો ન હતો કે આ સઘળું કપટના પાયાપરજ રચવામા આવ્યુ હતુ શિકારનોતો માત્ર બાહાનો હતો પરતુ ખરી રીતે જોતા તો શેહેર અફગાનના શિકારને માટે જ આ બધુ કાવતરૂ ઉભું કરવામા આવ્યુ હતુ શેહેરઅફગાનનુ બોલવું સાભળી જાહાંગીર ગભીર મોહોડું કરીને બોલ્યો, તમારૂ કહેવું વાજબી છે. શિકાર એ એક વિશુદ્ધ વીર પુરૂષોની રમત છે, અને ખરેખરી બાહાદુરી બતાવવાનુ એક સ્થળ છે. નિરાધાર અને હથીયાર વિનાના પ્રાણીઓપર હથીઆરોથી સજ્જ થઇને હુમલો કરવો તે ખરો શિકાર ગણાયજ નહીં તમે આજે તમારાં શેહેરઅફગાન એના નામને સાર્થક કર્યું છે. થોડોક વખત જાહાંગીરે ઉત્તેજક વચનોથી સારી પેઠે શેહેરઅફગાનને ઉશ્કેર્યો તે પછી શેહેરઅફગાન શિકારને નિહાળીને જોવા લાગ્યો. સિંહ પોતાની વિશાળ કેશવાળીથી ઢંકાયલી ગરદનને જમીનપર ટેકવી, ચારે પગો લાંબા કરીને નિર્ભયપણે આડે પડખે સુતો સુતો

નિદ્રાથી ઘેરાયલી અરધી મીચાયલી આંખે વારવાર પોતાની તરફ નિહાળતા શેહેરઅફગાનને નિર્ભય પણે જોતો હતો. થોડોક વખત આમ તેમ જોઇને શેહેરઅફગાન મોટા સાહસ સાથે તે સિંહની નજીક ગયો અને તેનુ પુછડું પકડીને તેને જમીન પર ઘસડયો. તેથી સિંહ ક્રોધમા આવી ગયો અને ભયંકર ત્રાડ મારીને તુરત ઉભો થયો પરંતુ કોણ જાણે શા કારણથી પાછો તે પોતાના આગલા પંજાઓને પોતાની છાતિ નિચે દબાવીને મુડદાની પેઠે જમીન પર સુઇ ગયો. એટલે શેહેરઅફગાને તે તેના તરફ ધસી જઇને તેના શરીર ઉપર લાકડીના બે ત્રણ ફટકાઓ માર્યા, તેથી સિંહ એકદમ કોપી ઉઠયો અને પોતાના ખરા સ્વરૂપમાં આવી ગયો તેના આખા શરીર ઉપર ક્રોધનો આવેશ છવાઇ ગયો. તેની ગરદનની આસપાસ છવાયલી ઘાટી કેશવાળી રોમાંચિત થઇ ગઇ. તેની બન્ને આંખોમા ક્રોધ ઉભરાવા લાગ્યો. તેની આવી ભયાનક મૂર્તિ જોઇને જાહાગીર તથા બીજા ઉમરાવો ભયભીત થઇ ગયા અને કેટલાકના તો લેંગાઓ ઢીલાઢપ થઈ ગયા. એટલામા તો સિંહના મુખમાથી લાલ રંગની જીભ વારવાર બાહાર દેખાવ દેવા લાગી અને તે પોતાનુ મોટું પુછડું જમીનપર પટકીને શેહેરઅફગાનના શરીર ઉપર ધસી આવ્યો. જેમ જેમ સિંહ શેહેરઅફગાનના શરીરપર આવવા લાગ્યો તેમ તેમ શેહેરઅફગાન એક એક પગલુ પાછળ પાછળ હઠવા લાગ્યો શેહેરઅફગાને પ્રથમથીજ પાછળ હઠવામા અમુક જગ્યા મુકરર કરી રાખી હતી, તે જગ્યાએ એક મોટુ ઝાડ હતુ સિંહની નજર સાથે પોતાની નજરને એક કરીને ઘણીજ સાવધાનીથી શેહેર એક એક પગલુ પાછળ હઠવા લાગ્યો તેનુ આવુ સાહસ જોઇને અમીર ઉમરાવો અને ખુદ બાદશાહ તેના વૈરને વિસરી જઇને મોટા આશ્ચર્યથી તેને નિહાળવા લાગ્યા સિંહ જેમ જેમ શેહેરઅફગાનની તરફ દોડવા લાગ્યો તેમ તેમ શેહેરઅફગાન પણ એક એક પગલુ પાછળ પાછળ હઠીને તેના પ્રહારને ચુકાવી દેવા લાગ્યો. આમ કેટલોક વખત સુધી સિંહને સારી પેઠે ફેરવીને ખૂબ રગડયો અને પછી મુકરર કરેલા ઝાડની પાસે આવીને તેની એક વિશાળ શાખાપર ચઢી ગયો એટલે સિંહે ક્રોધમા આવી જઇને મોટી ગર્જના કરી પોતાનુ પુછડુ જોરથી જમીન ઉપર પટકયુ ને આમ તેમ જોવા માડયુ. એટલામાં શેહેરઅફગાન તેની નજર ચુકવીને ઝડપથી નિચે ઉતરી પડયો અને તેની પાછળના ભાગમા આવીને જોરથી તેનુ પુછડુ પકડીને તેને ઘસડવા માડયો એટલે સિંહ આગલા ભાગથી ગુલાંટ ખાઇ શેહેરઅફગાનના શરીર ઉપર હુમલો કર્યો અને તેને જમીનપર પટકી પાડયો. પરન્તુ શેહેરઅફગાન બીજી

એલચી મારફતે બાદશાહને કહેવરાવ્યું કે, જાવ તમે તમારા બાદશાહને કહો કે, મેવાડની સ્વતન્ત્રતા તો અમારા પ્રાણને સાટે છે. જ્યાં સૂધી પ્રતાપના મુખમાં પાણી મૂકનારા પટાવતો જીવતા છે ત્યાં સૂધી મેવાડની સ્વતન્ત્રતા છિનવી લેવાને કોઇ પણ માએ જણ્યો નથી. જા, તારા શહેનશાહને કહે કે, જો તમારે લઢવાનીજ મરજી હોય તો તમને જવાબ આપવાને હજારો મેવાડીઓ તયાર છે.

એલચીએ મારતે ઘોડે બાદશાહની હજુરમા હાજર થઇ પટાવતોનો વિચાર બાદશાહને નિવેદન કર્યો. એટલે બાદશાહે પોતાના બીજા શાહજાદા પરવીઝને મેવાડપર જિત કરવાને મોકલ્યો અને તેને સહાયતા કરવા માટે સોહોબતખાન નામના સરદારને પણ મોટા લશ્કર સાથે મોકલ્યો આ ચઢાઇનુ જહાગીરે તુજકી જહાગીરીમા બહુ જ છટાથી વર્ણન કર્યું છે. તેમા જે જે હિન્દુ તથા મુસલમાન રાજાઓ અને સરદારોને મોકલ્યા હતા, તેઓના નામો તથા તેઓના પગારે શુદ્ધાતનું વર્ણન કર્યું છે અસ્તુ. પરવીઝ અસખ્ય લશ્કર સાથે મેવાડના ખુલ્લા મેદાનમા છાવણી નાખીને પડયો, અને તમામ નાકાઓ બધ કરીને મેવાડના માર્ગને ચારે તરફથી ઘેરી લીધો

મેવાડીઓ પણ પોતાના લશ્કરને સજ્જ કરીને મેવાડની બહાર નિકળ્યા ચારણો અને ભાટો સાધુડા રાગમા પૂર્વજોની કીર્તિ ગાઇ ગાઇને રજપૂતોને શૂર ચઢાવવા લાગ્યા

પટાવતો અને સરદારોનો ઉત્સાહ જોઇને અમરસિંહને પણ પાનો ચઢ્યો અને તે તુરત પોતાના રગ મહેલમાંથી બાહાર નિકળી પોતાની ભૂલને માટે રડી પડીને પટાવતોની પાસે ક્ષમા માગી. અને તુરત તેજી ઘોડાપર સ્વાર થઇને સેનાના મોખરાપર હાજર થયો. સલુબરના સરદારે તુરતજ તેની નજદીકમાં જઇને તેને ધન્યવાદ આપ્યો અને તેના ઉપર બાપારાવળના વશનુ રાજ છત્ર ધરવાનો છત્રદારને હુકમ કર્યો તે પછી સૌ પટાવતો પોત પોતાના અધિકાર પ્રમાણે ગોઠવાઈ ગયા અને રણભૂમિ તરફ કુચ કરવા લાગ્યા રાણા શકતાએ પણ આ વેળા લઢાઇમા હાજરી આપી હતી. મેવાડના બારણા રૂપ પર્વતોની હાર ઓળઘીને જેવા મેવાડીઓ મેદાનમા આવ્યા કે બન્ને તરફના યુદ્ધ વાજીત્ર વાગવા લાગ્યાં અને બન્ને પક્ષ વચ્ચે જબરો મારો ચાલ્યો તેમાં પરિણામે મોગલોની હાર થઇ ને મેવાડીઓ વિજયનો વાવટો ફરકાવતા ફરકાવતા પાછા ઉદયપુરમાં દાખલ થયા

આ હારને પરિણામે મુગલો અને મેવાડીઓની વચ્ચે ચોકસ કોલ કરારો થયા હતા. પરન્તુ તે કોલ કરારો લાંબા વખત સૂધી ટકયા

નહીં. સીમાડાપર અનેક ટંટા ફીસાદો ઉભા થવા માંડયા અને પાછું રાણપુરના પાદરમાં મેવાડીઓ અને મોગલોની વચ્ચે ભયંકર યુદ્ધ થયું તેમા પણ મુગલોએ મેવાડીઓને હાથે સખત હાર ખાધી ને મેવાડીઓનો વિજય થયો. તે ઉપરથી જાહાંગીરે રાજનીતિ પ્રમાણે અંદર અંદર ફાટ ફૂટ પડાવવા માટે રાણા સગરજી કે જેના દીકરા મોહોબતખાને સ્વધર્મ ત્યાગ કરીને મુગલ ધર્મ અંગીકાર કર્યો હતો, તેને મોટો સીરપાવ આપીને ચિતોરની ગાદીપર બેસાર્યો. તેણે માત્ર આઠ વર્ષ જ ચિતોરની રાજગાદી ભોગવી. પરન્તુ તેટલા સમયમા તેણે પોતાના જાત ભાઈઓનુ બહુ અપમાન કર્યું. પરન્તુ તેથી કંઈ જાહાંગીરનું કર્તવ્ય સફળ થયુ નહીં. નવમે વર્ષે સગરજીને પોતાના જાત ભાઈઓનો દ્રોહ કરવાના હલકાં કામ તરફ ધિક્કાર ઉપજ્યો અને તે પાપના પ્રાયશ્ચિત્ત નિમિત્તે તેણે તુરત અમરસિંહજીના દરબારમા જઈને કરેલી ભૂલ માટે માફી માગી ચિતોર ગઢની રાજ્ય ગાદી પ્રગણાઓની સાથે સોંપી દીધી અને ત્યાંથી પરભાર્યો આગ્રા ગયો. અને તેને પણ મેવાડની સામે વિગ્રહ નહી કરવાને સમજાવ્યો. જાહાંગીરે સગરજીને સખત શબ્દોમા ઠપકો આપ્યો અને કહ્યુ કે, તમે અમારી કરી કરાવી મેહેનતને ધૂળમા મેળી દીધી તેવખતે સગરજીને બહુ જ ખોટું લાગ્યુ. સગરનું વય એંશી વર્ષનુ હતુ અને તે મરણના તીરપર બેઠો હતો તેણે તુરત ભેટમાંથી કટાર બહાર કાઢી પોતાના પેટમાં મારીને આત્માહત્યા કરી. તેના મરણની સાથે જ જાહાંગીરે કરેલી ગોઠવણ નાશ પામી. મેવાડ જેવો મજબૂત કિલ્લો અને બીજાં પરગણાઓ મળવાથી અમરસિંહ પગભર થયો અને મોગલોની નિરાશા વચ્ચે ફરીને ચિતોડગઢ ઉપર મેવાડીઓની વિજય પતાકા ફરકવા માંડી.



## પ્રકરણ ૫ મું.



### કાવતરું.

જાહાંગીરે રાજ્યાસનપર આવ્યા પછી તુરત પોતાના દુધભાઈ કુતુબખાનને બંગાલાનો સુબેદાર બનાવ્યો હતો. તેનામા તેની પદવીને ઘટે તેવા કોઈ પણ જાતના ગુણો નહતા. કેવળ બાદશાહની મીઠી નજરથીજ તે બંગાળાનો સુબેદાર થવા પામ્યો હતો. તે જાહાંગીરને રાજી રાખવા માટે ગમે તેવું હલકુ કામપણ કરવાને પાછું પગલું

ભરે તેવો નહતો. પરંતુ તેની મહેરબાની મેળવવા માટે હમેશા તેના આજ્ઞાને ઉઠાવ્યા કરતો હતો. જાહાંગીર જ્યારે ધારેલું કામ પાર પાડી શક્યો નહી, ત્યારે તેણે તે કામ નીચ બુદ્ધિના કુતુબખાનને સોંપ્યું.

નીચ મનનો કુતુબખાન બાદશાહના મનનો અભિપ્રાય આગળથી જ સમજી ગયો હતો તેણે તુરત શેહેરઅફગાનનો પ્રાણ લેવા માટે કેટલાક મારાઓને ઉભા કર્યા અને તેના બદલામાં તેઓને મોટાં મોટા ઇનામોની લાલચો આપી. તેઓ પણ તેવુ જ નીચ કામ કરીને પોતાની આજીવિકા કરનાર હતા તેઓને જોઇએ તે કરતા વિશેષ ધન ને ઇનામ આપ્યુ, અને તેઓને કહ્યુ કે, તમે જો શેહેરઅફગાનને મારીને તેનું માથુ મારી પાસે લાવશો તો હું તમને દરેક જણને જીવતાં સુધી ખાવ તોપણ ખૂટે નહીં તેટલુ ધન આપીશ પરન્તુ આ કામ બહુ જ છૂપી રીતે કરવાનું છે ઘુણાક્ષરની પેઠે આ કામ કોઇ પણ જાણે નહી તેમ બહુ જ ચોકસીથી કરવાનુ છે. જો આ કાવતરૂ બહાર પડી જશે તો તમારી ને આમારી બધાની ધારણા ધૂળમા મળી જશે. ઉપર પ્રમાણે ખુનીઓને ઉપદેશ આપ્યા પછી કહ્યુ કે, સાભળો! હવે તમારે જયા આગળ જવાનુ છે તે જગ્યાના સબધમા ધ્યાન આપો! શેહેરઅફગાન પોતાના મેહેલમા જ્યા સૂવે છે ત્યા તમારે અરધી રાત્રિ વીતિ ગયા પછી દાખલ થવું અને તે વખતે તમારૂ કામ પાર પાડવું. ખુનીઓએ ઘણાજ ઉત્સાહથી કુતુબખાનનો ઉપદેશ સાભળ્યો. કુતુબખાને કેટલીએક બાબતોની તેઓને સૂચના કરીને બહુ જ સાવચેત રહેવા માટે ભલામણ કરી. તે પછી સૌ ખુનીઓ કુતુબખાનની રજા લઇને છૂટા પડયા, અને અર્ધ રાત્રિને વખતે વર્ધમાન શેહેરમા દાખલ થયા અને ધીરે ધીરે શેહેરઅફગાનના શયનમદિરમા દાખલ થઇને જુવે છે તો એક સુદર પલંગપર શેહેરઅફગાન પોતાનુ સુંદર અને વિશાળ શરીર ફેલાવીને પ્રસન્ન વદને નિશ્ચિન્ત મનથી સૂતો છે. હાંડીમા બળતા એક ઝાંખા દીવાનો મદ પ્રકાશ સાહસિક શેહેરઅફગાનના તેજસ્વી હસતા મુખડા ઉપર પડી રહ્યો છે. તેના પ્રકાશથી તેના મુખની વીરશ્રી સ્પષ્ટ રીતે દેખાય છે. તેના મુખ ઉપર મંદ હાસ્યની છાયા શાતિની સાથે પોતાનુ રાજ્ય કરતી જોવામા આવે છે. તેમા ગભીરતા અને મધુરતા પણ દેખાઇ રહેલી છે. તે મુખ ઉપર કોઇ પણ જાતની ગ્લાનિ કે દુઃખની છાયાનો લેશ પણ નજરે પડતો નથી. વિશાળ લલાટમાં મહત્વની રેખા સ્પષ્ટ રીતે ભામી રહી છે, તેમા નિરાશાની એક પણ રેખા નજરે પડતી નથી. તેના મસ્તકની બાજુપર પવિત્ર કુરાને મસ્જીદનું પુસ્તક રહ્યુ છે. અને જાણે હમણા જ તેનો તેણે પાઠ કર્યો હોય તેમ

પવિત્ર પાનાંઓ દર્શાવી આપે છે. આવા અત્યત શાન્ત ભાવથી શેહેરઅફગાન સુતો છે તેનુ આખુ શરીર સફેદ લુગડાથી ઢંકાયલુ છે. માત્ર એક મુખ જ ઉઘાડુ છે. તેના શરીરનુ સૌંદર્ય સરબતી મલમલનાં બદનમાંથી આર પાર થઇને બાહેર પ્રકાશી રહ્યું છે શાંતિના કણોને ફેલાવતી નિદ્રા દેવીએ તેના સુંદર શરીરની શોભામા સૌંદર્યનો વધારો કર્યો છે.

ખુનીઓએ તે દિવ્ય કાંતિથી ભરપૂર પવિત્ર મૂર્તિને નિહાળીને જોઇ, અને ક્ષણવાર પછી ખંજરોની સાથે ખુનીઓના હાથો ધ્રૂજવા લાગ્યા. અને તેની સાથે રૂધિરના તરસ્યા તીખા ખંજરો બેહેર મારી ગયેલા તેઓના હાથમા જ ચોટી બેઠાં તેઓ શેહેરઅફગાનને જોતાં વેતજ એકદમ કઠોરતા છોડી દઇને ભયભીત બની ગયા. અને એક બીજાનાં મોહોડા નિહાળવા લાગ્યા પરંતુ આમ વિલબ કરવાથી કઇ કાર્ય સિદ્ધ થશે નહી એવો વિચાર કરીને તે ખુનીઓનો સરદાર સૌ ખુનીઓની આગળ આવી, પોતાનુ તીખુ ખંજર નિદ્રાવશ થયેલા શેહેરઅફગાનના કોમળ કંઠ ઉપર ફેરવવાને તયાર થયો.

એટલે તેની પાછળ ઉભેલા બીજા ખુનીએ તેના બન્ને હાથ પકડી રાખ્યા અને ભય તથા આશ્ચર્યથી ચકિત થઇને કંપતા કંઠે એકદમ બોલી ઉઠયો, સબૂર! બે ઘડીને માટે સબૂર કરો! આપણે ઘોર કર્મ કરવાને તયાર થયા છીએ. એટલુ જ નહી પરંતુ તે જ્યારે એક છે ત્યારે આપણે ચાલીસ છીએ તો પણ તેને જગાડયા વિનાજ ઠાર કરવાની ઇચ્છા રાખીએ છીએ! કેટલું બધુ ઘોર કર્મ! અફસોસ! શું જગતમાથી ધર્મ નાબુદ થયો છે!

"શુ જગતમાથી ધર્મ નાબુદ થયો છે" એ શબ્દ આખા શયન મદિરમાં પથરાઇ ગયો, અને શયન મદિર તેથી કંપી ઉઠ્યું તે સ્વર ઘરની દીવાલો સાથે અથડાયો એટલુ જ નહી પરંતુ છેક ઘરના ઉપલા માળ સુધી પહોચ્યો.

તે કોલાહલની સાથેજ શેહેરઅફગાનને ખરાબ સ્વપ્નુ આવ્યુ, સુખથી ગભીર નિદ્રામા પડયો હતો તે એકાએક ખરાબ સ્વપ્નુ જોવાથી ઝબકી જઇને જાગ્રત થઇ ગયો. દુષ્ટ સ્વપ્નુ જોતાની સાથે સાથેજ 'શુ ધર્મ નાબુદ થયો છે?' એ ખુનીનો શબ્દ પણ તેના કાનપર અથડાયો. એટલે તદ્રાવસ્થામાજ તેણે તેને ઉત્તર આપ્યો; 'ધર્મ હજી હયાત છે' ઉત્તર આપતાની સાથેજ તે જાગ્રત થયો, અને આંખ ઉઘાડીને જુવે છે તો સ્વપ્નામા જોયેલા ખુનીઓ નજરે પડ્યા. તે ખુનીઓ મોટી સખ્યામા હતા. શેહેરઅફગાન તેઓને જોતાં વેંતજ ખુદાતાલાનુ પવિત્ર નામ લઇને એકદમ પલંગમાથી કુદકો મારીને

ઉભો થઇ ગયો અને આશ્ચર્ય સાથે બોલી ઉઠયો કે તમે કોણ છો? અને અહી શા માટે આવ્યા છો?

પેલા ખુનીઓમાથી તેનો આગેવાન બોલી ઉઠયો અમે તારો જીવ લેવાને આવ્યા છીએ આમ બોલતા બોલતા તે એકદમ હાથમાં ખજર ઉચુ કરીને શેહેરઅફ્ગાનના શરીર તરફ ધશી ગયો.

નીચ! પીશાચ! છેટો રહે એમ કહેતાજ શેહેરઅફ્ગાને તુરત તેનો હાથ પકડીને ખંજર ઝુંટાવી લીધુ અને ભટકુ મારવા માત્રમાં તેજ ખજરથી તે ખુનીને ઠાર કરી નાખ્યો

જે ખુનીએ કહ્યુ હતુ કે 'શુ ધર્મ ડુબી ગયો છે? તે તો હાથમાથી ખજરને જમીનપર નાંખી દઇને એક ખુણામાં ભરાઈ ગયો તે જોઇને શેહેરઅફ્ગાનને બહુ જ આશ્ચર્ય થયુ પરન્તુ આ વખત બહુજ ભયકર હતો કારણ કે બીજા ખુનીઓ તેની સામે તરવારો ઉચકીને ઉભાજ હતા શેહેરઅફ્ગાન બરાબર લાગ જોઇને પલગની બીજી મેર કુદી પડયો અને પાસેના ઓરડામા ભીતપર લટકતી તરવાર તુરત લઇને ખુનીઓની સમક્ષમા યમરાજની પેઠે ગર્જના કરતો હાજર થઇ ગયો અને યુદ્ધ માટે ખુનીઓને આમત્રણ કર્યું

શેહેર અફ્ગાનનું તે વખતનુ ભયકર સાહસ જોઇને તમામ ખુનીઓ ગભરાઇ ગયા પરન્તુ થોડી વાર પછી પાછા તેઓ ટટાર થયા અને શેહેરઅફ્ગાનના શરીર ઉપર હુમલો કરવા લાગ્યા. તે વખતે શેહેર અફ્ગાન એવી જગ્યામા ઉભો હતો કે, જ્યા એક આદમીથી જ તેનાપર હુમલો થઇ શકે. તેથી જેમ જેમ ખુનીઓ હુમલો કરવાને તેના અગ ઉપર ધસીને જતા હતા, તેમ તેમ શેહેર અફ્ગાન પોતાની તરવારના ઝટકાથી તેને સાજ પુરો કરી નાંખતો હતો. આમ એક એક કરતાં ઓગણચાલીસને તો ઠાર કરી નાખ્યા માત્ર એકજ બાકી બચ્યો, જે પ્રથમથીજ ખજર જમીનપર નાખી દઇને દૂર ઉભો હતો.

આ સર્વ ભયકર કર્મ એક કલાકમા પતી ગયુ, અને લોકોના લોહીથી શયનમદિર ભરપૂર થઇ ગયું શેહેર અફ્ગાન તુરત પલગની પાછળના ભાગમાથી બહાર આવ્યો અને પેલા ખુણામાં ભરાઇ બેઠેલા પુરૂષને પૂછ્યું કે! તુ કોણ છે?

હુ પણ તમારા જેવોજ આદમી છુ!

એ તો હું પણ જાણુ છું, પરતુ તુ અહી શા માટે આવ્યો હતો?

તે ખુનીઓ તમને મારવા માટે ગોઠવણ કરતા હતા તે વાત તમને જાણ કરવા માટે તેઓની સાથેજ હુ પણ અહીઆ આવ્યો ને શરૂવાતમાં જ મેં તમને જગાડયા હતા.

ત્યારે તો તમને બધી ખબર હોવીજ જોઇએ. આ બધા કોણ હતા? અને તેઓને અહીં કોણે મોકલ્યા હતા?

પેલા અજાણ્યા પુરૂષે નિસાસો નાખીને કહ્યુ, બીજુ કોણ? બાદશાહ જાહાંગીરે ખુદ તમારા નાશને માટે આ સર્વ પ્રપચ રચ્યો હતો.

શેહેરઅફગાન એકદમ આશ્ચર્યમા પડી ગયો અને મનમા બબડવા લાગ્યો કે, આ શુ? આટલો બધો પ્રપચ! શું જાહાગીર પાદશાહ હિંદનો પાદશાહ થઇને આવા એક નીચ કાવતરામા સામેલ થયો છે! શુ તેનામાથી હજી પણ નીચતા અને વિષય લપટપણું ગયુ જ નથી. ધિક્કાર પડજો તેની મોહોટાઇ પર! મેહેર! મેહેર! તારૂ કહેવું ખરૂ છે. હુ તે પાપીના દુષ્ટ પ્રપચને જાણી શકયો નહી

બીજીજ પળે ધીરે અવાજે શેર બોલ્યો, અફસોસ! એક સુદરીના સૌંદર્યને લીધે કેટલો બધો અનર્થ થાય છે! ઓ સ્ત્રીલાવણ્ય! તું પણ આ સંસારમાં મહા પાપી કર્મોનુ ઉત્પત્તિ સ્થાનક છે છતાં તુ કેવી રીતે નિર્દોષ સુદર ગણાય છે?

તે વખતે એકદમ ખડખડાટ હસવાના અવાજથી તેનુ શયન મંદિર ગાજી ઉઠયું અને તેનો પ્રતિધ્વનિ તેના આખા ઘરમા પથરાઇ ગયો. ચિતાવ્યાકુળ શેહેરઅફગાને પાછા ફરીને જોયું તો એક ઘાયલ થયેલા ખુનીના મોહોડાંઉપર હાસ્ય દીપી નિકળ્યું હતુ.

પેલો અજાણ્યો પુરૂષ થોડીક વાર પછી ત્યાથી અદૃશ્ય થઇ ગયો.

---

## પ્રકરણ ૬ ઠું.

### શેહેરઅફગાનનુ ખુન.

મે તે એવું કોનું બુરૂ કર્યું છે? કે મારા તરફ આટલા બધા કાવતરાઓ ઉભાં કરવામા આવે છે! મેં કોઇના પણ વિરૂદ્ધ કોઇ પણ જાતનું કાવતરૂં ઉભુ કર્યું જ નથી કે જેથી બાદશાહને તેમ કરવાનું કારણ મળી આવે! શુ બુમ પાડીને મને જગાડનારા પુરૂષે કહ્યુ તે ખરૂ હશે! શુ હિંદના ધણીનો નીચ કાવતરામા છુપી રીતે હાથ હશે? જો તેમ હોય તો ખરેખર અફસોસની વાત ગણાય! પ્રજાની વહુ દીકરી ઉપર બુરી નજર કરવી એના જેવું બીજુ એક પણ શરમ ભરેલું કામ નથી! હાય ધરતી દેવિ! એવા પાપી રાજાઓને તું તારી

પીઠ ઉપર કેમ ધારણ કરી રહી છે? શુ સલીમ જેવો એક હિંદનો બાદશાહ મારી ઓરત ઉપર મોહિત થઇને મારા પ્રાણ લેવાને તયાર થયો છે અને તે પણ એક તુચ્છ આશા પરિપૂર્ણ કરવાને માટે? ધિક્કાર પડજો તેવા વિષયી બાદશાહનુ નામ ધારણ કરનારા પાપી પિશાચપર.

આમ બોલતા બોલતા તેણે ઉંડો નિસાસો નાખ્યો અને ફરી મનમાં જ બબડવા લાગ્યો, ત્યારે શું હજી સુધી જાહાંગીર મેહેરની ખુબસુરતીને વિસરી શકયો નહીં હોય? હુ શું ત્યારે હજી સુધી તેના પ્રેમનો પ્રતિદ્વંદ્વી છુ. અને તેથી જ જાહાગીર તેનુ વૈર લેવાને તયાર થયો હશે? ખરેખર હવે ખાતરી થાય છે કે, નીચ મનનો જાહાગીર અને તેના દુધભાઇ કુતુબખાનનો મારા ખૂન કરાવવામા છુપો હાથ છે.

પરન્તુ વહાલી મેહેર! તારો મારી સાથે સંબંધ શા માટે થયો? તારે લીધે ઘણાક જીવને પોતાના દેહનો ભોગ આપવો પડયો છે! ઇશ્વરે તને આટલુ સૌન્દર્ય શા માટે આપ્યુ? તારે માટે આજે હજારો જીવોનો નાશ અને રક્તપાત થઈ રહ્યો છે. તે આટલુ બધુ રૂપ ધારણ કરીને શા માટે એક દરિદ્રના હૃદયને ઉજ્જવલ કર્યુ? કોણ જાણતુ હતુ કે, દુનિયાનો રાજા થઇને તે પણ એક રૂપની હલકી તૃષ્ણામાં તણાશે? કોણ જાણે છે કે મોટુ કુળ, મોટુ દૈવત તથા મોટુ ઐશ્વર્ય પણ રૂપની આગળ ગુલામ બની જાય છે! કોણ જાણતુ હતુ કે મારે સ્ત્રીના સૌન્દર્યને લીધે આવડી મોટી આફતમા ઉતરવુ પડશે આવા કેટલાએક વિચારો કર્યા પછી તે પોતાને કામે વળગ્યો

ઉપલા બનાવને કેટલોક વખત વીતિ ગયા પછી જાહાગીરના ફરમાન મુજબ કુતુબખાન પોતે કેટલાએક સીપાઇઓની સાથે વર્ધમાન પરગણાની તપાસ કરવાને બાહાને શેરઅફ્ગાનને ત્યા મેહમાન થવાનો વિચાર કર્યો અને તેને પોતાના આવવાના ખબર અગાઉથી જ જાણ કર્યા. તે ઉપરથી શેહેરઅફ્ગાન બહુજ ખુશી થયો અને તે મોટી ધામ ધૂમ સાથે કુતુબખાનને અને તેની સાથના બીજાં માણસોને મોટા માન સાથે શેહેરમાં તેડી લાવ્યો તે વખતે સામૈયું ઘણાજ ઠાઠ માઠથી કરવામા આવ્યુ અને સુબાહને તેમના અધિકારને છાજતી મેહેમાનગીરી આપવામા આવી. અને શિષ્ટાચાર કરતા શેહેરઅફ્ગાને આ વેળા પરોણાઓને તથા કુતુબખાનને કહ્યુ કે, તમે આજે મારે ઘેર પધારીને મારાપર મોટો ઉપકાર કર્યો છે. હુ ઘણા દિવસ થયા તમારી ઝખના કર્યા કરતો હતો અને એવો કોઈ સમય પણ શોધતો હતો કે જેથી તમે મારે ત્યા પધારો! પાપી કુતુબખાન

શેહેર અફ્ગાન નામુખ સામુ જોઇને તેના કહેવાને માન સાથે અભિનંદન આપતો જતો હતો. તેણે તુરતજ પોતાની પડખે બેઠેલા એક હથીયાર બધ સીપાઇને આંખ મારી કે તુરતજ તે પોતાના કાર્યને માટે સાવધ થઈ ગયો તેને જોઇને બીજા પણ સીપાઇઓ તયાર થઈ ગયા.

પરતુ ભોળો શેહેર અફ્ગાન તેઓની પાપી ધારણાથી તદ્દન અજાણ્યો હતો. તે તો આમ કુતુબખાનની સાથે વાતો કરવામાંજ ગુંથાયલો હતો. તેણે વધમાન પરગણાની સ્થિતિનુ કેટલુક વર્ણન કરી બતાવ્યું અને ઉપજ તથા ખર્ચના આકડાઓ પણ તેમને નિવેદન કર્યા; જે કુતુબખાને ડોકી હલાવી, હલાવીને સ્વીકાર કરવા માંડયા.

પરન્તુ થોડાજ વખતમા એકદમ એક સીપાઈ ઉઘાડી તરવાર સાથે શેહેરઅફ્ગાનના શરીર ઉપર તૂટી પડયો તેવો જ શેહેરઅફ્ગાન તેઓની કપટ બાજીથી જાણીતો થઇ ગયો અને કેડપર લટકતી તરવાર ખેચીને એવા તો જોરથી પોતાના પર ધસી આવેલા તે સીપાઇને મારી કે તેના બે કકડા થઇ ગયા. ચો તરફ કોલાહલ મચી રહ્યો, સઘળા સીપાઇઓ તરફથી તરવારો ઉચકાઇ અને બધાનુ ધ્યાન શેહેરઅફગાનના તરફ જ ગયુ. ત્યારે શેહેરઅફ્ગાન કપટ નાટકના નાયક કુતુબખાન તરફ ડોળા ઘુરકાવતો રૂધિરને વમન કરતી તરવાર ઉગામીને, પ્રાણની પણ દરકાર કર્યા વિના તેનાપર ધસી ગયો. આ પ્રમાણે કુતુબખાન શેહેરના હાથમા સપડાઇ ગયો, તેને જમીનપર પટકી તેની છાતિપર ચઢીને તિરસ્કાર સાથે શેહેર બોલ્યો,

ઓ નીચ કુતરા ! આ સઘળી ખટપટ તારી છે. પરંતુ તને ખબર નથી કે, સલીમ શિવાય એક બીજો પણ આ દુનિયાપર રાજા છે, કે જેની આગળ રાય અને રક સર્વને એક દિવસે જવાબ આપવો પડે છે. નીચ ! તારા મનના પાપી વિચાર પૂર્ણ થયા અગાઉજ તને પરલોકમા મોકલી દઉ છુ પછી મારા ભાગ્યમા જે હશે તે થશે આમ બોલતા બોલતા શેહેરઅફ્ગાને તીખી તરવાર કુતુબની છાતિમા ગ્રોચી દીધી કે કુતુબ મરણ પામ્યો જે ઠેકાણે બેઠક હતી તે જગ્યામા લોહીની નદી ચાલી રહી, ધોળે દિવસે હજારો મનુષ્યોની વચ્ચે આ ભયકર બનાવથી આખા શેહેરમા મોટો ત્રાસ વર્તાઇ રહ્યો, દુકાનદારોએ ધડો ધડ દુકાનો બધ કરી દીધી લોકો ઘરોનાં બારણા બધ કરીને અદર ભરાઇ બેઠા અને ચોતરફ ત્રાસનું રાજ્ય વર્તાઇ રહ્યુ.

શેહેરઅફ્ગાન આવા ભયંકર વખતે એકલોજ હતો. ત્યારે શત્રુ ઓની સંખ્યા અગણિત હતી. તે સમયે પ્રાણનો બચાવ કરવો એ વાત બહુજ કઠિન હતી. તે બહુધા પ્રાણની દરકાર છોડી દઇને, આશા

તૃષ્ણાને જલાંજલિ આપી દઇને, એકદમ ખુનપર ચઢી ગયો. જેમ જેમ લોકો તેનુ ખુન કરવાને આવતા ગયા તેમ તેમ તેના ક્રોધમાં વધારો થતો ગયો અને તે પોતા પર ધસી આવતા લોકોને ઘાસની પેઠે કાપવા લાગ્યો. કેટલાએક સીપાઇઓ શેહેરઅફ્ગાનની ભયંકર મૂર્તિ જોઇને બેભાન થઇ ગયા. આ વખતે શું કરવું વાજબી છે? તે વિષે પણ અજ્ઞાન બની ગયા. પરન્તુ છેવટે તેઓ દૂરથી શેહેરઅફ્ગાનના શરીર પર બાણોનો મારો ચલાવવા લાગ્યા, આખરે શેહેરઅફ્ગાનનું આખું શરીર વિંધાઇ ગયું તો પણ તે પોતાના હાથની તરવાર આસપાસ ઘુમાવીને પોતાના શરીરનો બચાવ બની શકે ત્યાં સુધી કરવા લાગ્યો તો પણ તેના શરીર ઉપર સેંકડો માણસો તરફથી બાણોનો મારો ચાલુજ હતો. આખરે શેહેરઅફ્ગાન અશક્ત થઇ પડયો, એટલે તે વીર પુરૂષ હાથમાંથી તરવારને દૂર ફેંકી દઇ ખુદાતાલા પર પૂર્ણ વિશ્વાસ રાખીને મનમાંજ કહેવા લાગ્યો, ઓ આશાતૃષ્ણાઓ! હવે દૂર થાવ! હવે મારે માત્ર એકજ કામ કરવાનુ બાકી છે.

આટલું બોલ્યા પછી તે ધર્મવીર ઇશ્વરભક્ત શેહેરઅફ્ગાન તુરત મક્કા સરીફ તરફ પોતાનું મોહોડુ ફેરવીને ઉભો રહ્યો અને વર્ધમાન શેહેરની ધુડને મક્કાની પવિત્ર ધુડ માનીને મોટા માનની સાથે પોતાના માથાપર ચઢાવી. બન્ને આંખો મીચીને ખુદાતાલાની બંદગી કરવા લાગ્યો.

ઓ દીન! ઓ કુલ દુનિયાના માલેક! ઓ દયાના સાગર ખુદા! તમે સૌ મારા અપરાધની મને ક્ષમા આપજો હું દુનિયાની જંજાલમા ફસાયલો છુ મને ખબર નથી કે મેં કયા સારાં અથવા તો નરતા કામ કર્યાં છે. ઓ ખુદા! ઓ અલ્લાહ! ઓ રહીમ! ઓ રસુલ! આ મારાઓ મને મારવાથી દોઝક—નરકમાં પડે નહીં તેવી હું આપની પાસે પ્રાર્થના કરૂ છુ.

આમ બોલતાં બોલતાં તેના મુખ ઉપર ખુદાઇ તેજનો એકદમ પ્રકાશ થઇ ગયો, સાથે સાથે હાસ્યની છાયા પણ તરી રહી, તે હાસ્યમા દેવતાઇ લાવણ્ય દેખાવા લાગ્યુ અને થોડા વખતમાં તેનો પવિત્ર આત્મા ખુદાતાલાની દરગાહમા દાખલ થયો.

શેહેરઅફ્ગાનનું મરણ થતાં આખા શહેરમાજ નહી પરન્તુ તમામ હિંદુસ્તાનમા મોટો હાહાકાર વર્તાઇ રહ્યો અને મોગલ શેહેનશાહે એક મહાન્ વીર નરને ગુમાવ્યો.

મેહરૂલનિસ્સાના સુખ દુઃખાત્મક જીવનના નાટકનો બીજો પડદો પડયો, હવે આપણે વળી તેજ મહત્વાકાંક્ષાવાળી સ્ત્રીને જૂદા જ રંગરાગમાં રમતી જોઇશું.

## પ્રકરણ ૭ મું.

### રૂપનો તિરસ્કાર.

શેહેરઅફગાનના મરણની ખબર સાંભળીને જાહાંગીર ઘણો જ રાજી થયો. જેને માટે આટ આટલુ કપટ, આટ આટલી યુક્તિઓ અને આટ આટલી ખટપટો કરવામા આવતી હતી, તે મોતને શરણે થયો, મનમોહિની મેહર આખરે હાથમાં આવી, અને ધારેલી ઇચ્છા ઘણે દાહાડે પણ પાર પડી તેથી જાહાંગીરના મનમાં અત્યન્ત આનંદ થયો પછી તેણે પોતાનું કાવતરૂં–પ્રપંચ ઢાંકવા માટે શેહેરમા ઢંઢેરો પીટાવીને ઝાહેર કર્યું કે, શેહેરે તો રાજદ્રોહ કર્યો હતો એટલુ જ નહી પરન્તુ રાજ કુટુંબની અને કેડ પ્રપંચો પણ ઉભા કર્યા હતા. તેથી કાયદા પ્રમાણે તેને શી આવેલા ... મા આવ્યો છે અને તેની સ્ત્રીને કેદ કરીને આગરામા લા... સાહલ ગયી છે. રાજનો શત્રુ દૂર થયો છે, પાપ જાહન્નમમાં ગયુ છે, ... બધાનુ : કોઇ પણ જાતની પીડા વગર પોતાનું રાજ્ય ચલાવી શ... કપટ ના... પ્રજા પણ વગર અડચણે પોતાનો વ્યવહાર કરી શ... મન કરતી ... મા સલાહ શાંતિ પથરાશે. આવો દેશે દેશ ઢંઢેરો ... ઘસી ગયો, જેથી બાદશાહના ઉપર કોઇ પણ ખોટી શંકા લાવે નહીં ... તે જમીનખશણદમા 'રાજ નીતિ' કહેવામાં આવે છે અને સભ્ય ગણાતા લો... ... વખતપર તેનો ઉપયોગ કરે છે.

જાહાંગીરે બીજી તરફ પણ ...પટ યુક્તિથી કામ લેવા માંડયુ મેહેરૂલનિસ્સા પોતાના હાથમા આવ્યા છતા પણ તેના તરફ તે બહુજ અભાવ દેખાડવા લાગ્યો. જે સ્ત્રી રત્નને મેળવવા માટે ઘણા વીર પુરૂષોના જીવોને જોખમમા ઉતરવુ પડયુ હતું, તેજ મેહેરૂલનિસ્સા આગરા શેહેરમા આવીને ખુદ જનાનામા રહી હતી. છતા પણ જાહાંગીરે તેના તરફ કોઇ પણ જાતનો ભાવ દર્શાવ્યો જ નહીં, પરન્તુ થોડા દિવસ પછી જાહાંગીરે મેહેરૂલનિસ્સાને જનાનાના નજદીકના એક મકાનમા કેદી તરિકે રાખી કે જેથી કોઇ પણ તેની મુલાકાત લઇ શકે નહી. તેમ તે પણ પોતાના વિચારો બીજાઓને જણાવી શકે નહી. પોતે પણ મનને દૃઢ કરીને કેટલોએક વખત સૂધી તેની ખબર અંતર કે સાર સંભાળ લેવાથી દૂર જ રહ્યો તે કામ જેઓને સોપ્યુ હતું, તેઓજ તે કામ બજાવવા લાગ્યા, તેથી દરબારી અમીર ઉમરાવો પણ જાહાંગીરના મનનો ભાવ પારખી શકયા નહીં. માત્ર કેટલાએક તેના અંતરગ પુરૂષો જ આ બનાવથી જાણીતા હતા.

જાહાંગીર લોકોમાં એવી રીતે વર્તવા લાગ્યો કે, જેથી કોઇ પણ તેના મનની છુપી ઇચ્છાને જાણીજ શકે નહીં. તેમ જ મેહેરને કેદખાનામાં રાખીને તેના તરફ બેદરકારીથી વર્તવાનું બીજું પણ એક એ કારણ હતું કે તે પતિને ચાહાનારી હતી, રાત દિવસ પોતાના પ્રીતમનાં મરણને માટે ઝૂર્યાં કરતી હતી, હૃદયના કારી ઘાવથી તે બાવરી બની ગઇ હતી, તેથી તેનો સ્વામીપ્રેમ અને તેને માટે તેને થતો ખેદ જ્યાં સુધી શમે નહીં ત્યાં સુધી તેને વશ કરવી કઠીન પડે, તેથી તેને એકાંત સ્થળમાંજ જીંદગી ગાળવા દેવાનું જાહાંગીરે વધારે ઠીક ધાર્યું હતું. મેહેરૂન્નિસ્સા જન્મથીજ બીજી સ્ત્રીઓના કરતા કંઇક અભિમાની પણ વિશેષ હતી, તેની પ્રકૃતિ બીજી સ્ત્રીઓની પેઠે કોમળ ન હતી પણ કઠોર હતી, તેના અભિમાનનો તે વેગ એકદમ શાંત પડે તેવો ન હતો તેના હૃદયમાં વૈર વાળવાની પ્રવૃત્તિ ઘણી જ બળવાન હતી તે સહજમાં ભુલાવી દેવાય તેમ નહતું. આ અને બીજા કેટલાએક કારણોને લઇને જાહાંગીરે તેના તરફ આરંભમાં બહુ ઉદાસી દર્શાવી હતી. જેમ જેમ તેનું દુઃખ વિસારે પડતું ગયું, તેમ તેમ મેહેરૂન્નિસ્સાનો ગર્વ, તેજ, અભિમાન, ઇર્ષ્યા, ક્રોધ વગેરે એક પછી એક ગળવા લાગ્યા.

મેહેરૂન્નિસ્સાએ પણ મનમાં ધાર્યું કે હું જો મારા અભિમાન તથા ગર્વમાં રહીશ તો મારે પણ મારી ભવિષ્યની જીંદગી એક સાધારણ ચાકરડીની પેઠે જ ગાળવી પડશે પરંતુ તેથી તેના મનમાં વધારે ખેદ થયા વા તો સંતાપ થતો નહતો કરીને તે વિચાર કરવા લાગી, અરે રે એવા તે મને કયાં પાપો નડયા કે એકાએક મારૂં સર્વસ્વ નાશ થઇ ગયું! મારૂં આખા જગતને મોહિત કરે તેવું અનુપમ લાવણ્ય કયાં! અને કેદી સ્ત્રીઓને રહેવાના એક અંધારા ઓરડામાં મારો વાસ કયાં! ઓ પરમેશ્વર! તારી બંદીના પાપની હવે ક્ષમા કર! તોબાહ' તોબાહ' મને મારા રૂપના ગર્વનું તો આ ફળ નહી મળ્યું હોય? પરમેશ્વર અંતર્યામી છે તેને સર્વના મનની ખબર પડે છે તેની પાસે અભિમાન કરવું એ ફોગટ છે ઓ પરમેશ્વર! તમારી ખુબીઓને તમેજ જાણી શકોછો! હવે હું કેવી રીતે જીંદગી ગાળીશ? હું એક રૂપાળી, ગુણી, પરાક્રમી, શૂરવીર, ધર્માત્મા, ઉદાર મનના પુરૂષ સિંહને મારા દુર્ભાગ્યને લીધે ગુમાવી બેઠી છું જેણે મારા પ્રીયતમને બહુ જ ઘાતકી રીતે મારી નાખ્યો છે, તેના આશ્રય તળે આજે હું મારી જીંદગી ગાળું છું. તેની દયાની ભીખારિણી થયેલી છું, તેના પ્રતાપ ઓશનને ઉચકવાની સ્થિતિમાં આવી પડી છું અરે રે! આ પ્રીતમ અંગ કેટલા નિર્દય છે કે. પ્રિયતમના મરણના ખબર સાંભળ્યા છતાં હજુ જેવી ને તેવી જ સ્થિતિમાં હજી પણ રહેલા છે; જીવતા છે કેટલી બધી ક્રૂર આશ

મારૂં રૂપ પણ મારા પ્રાણપતિના ખુનનું કારણ થયું છે ધિક્કાર પડજો તેવા રૂપમાં! આગ લાગો તેવા લાવણ્યમા! બીજાના પ્રાણનો નાશ કરાવનારાં તેવાં રૂપને માટે વળી અભિમાન શાનુ! ઇશ્વર! આવું રૂપ ન આપતા મને એક કરૂપ કેમ ન બનાવી? જો તેમ કર્યું હોત તો આજે આટલો બધો કોલાહલ, આટલો બધો લોહીનો પ્રવાહ, આટલાં બધા ખુનો, એ બધુ બીલકુલ થવા જ પામત નહીં. ઓ પ્રભુ! દયા કર! દયા કર!

મારા બાપ કહેતા હતા કે તારા ભાગ્યમા રાજયોગ લખ્યો છે, ત્યારે શું આ બધુ જે બન્યુ તે તેને માટે બન્યુ હશે? એક રાજરાણી શું આજે કગાળની પેઠે દાસીઓના મેહેલમા જીવન ગાળે છે? બસ્યુ! બાદશાહની બેગમ થવામા પણ શુ સાર છે? હજારો સ્ત્રીઓ પ્રથમ તો પોતાની ખુબસુરતીને લીધે બેગમ થવાને ભાગ્યશાળી નિવડે છે. પરતુ જ્યા કોઇ બીજી વધારે રૂપાળી સ્ત્રી બહાર પડી કે પેલી બેગમના બાર જ વાગી જાય છે, તેના તુરત જ ઓછાં માન થઇ જાય છે, અને થોડા દહાડા પછી તેને ખુદ મેહેલમાં બીજી બેગમોની સાથે રાત દહાડો છતે ધણીએ રડાપો ભોગવવાના દિવસો આવી લાગે છે, તેવી બેગમો થવા કરતાં તો દાસી થવામા જ લાભ સમાયલો છે. જે સુખ બાદશાહની દાસીઓને મળે છે, તે સુખ કે લાભ બેગમોને કવચિત જ મળે છે. તેઓ કહેવાય છે તો બાદશાહની બેગમો, પરતુ બીચારીઓ ખુદ મહેલમા અથવા તો બાદશાહના મેહેલમા જીંદગી પર્યંત કેદખાનુ ભોગવે છે બાદશાહો કે નવાબો પોતાની બેગમો ઉપરાત બીજી હલકી જાતની સ્ત્રીઓના પ્રેમમાં પણ પડ્યા હોય છે. અફસોસ! મારા ભાગ્યમાં જો બેગમ જ બનવાનુ લખ્યું હશે તો વળી મારે આ કરતા પણ વધારે દુ:ખ અનુભવવુ પડશે

અનુપમ રૂપવતી મેહરૂલનિસ્સા એકાતમા આવા આવા વિચારો કરતી પોતાના ભાગ્યને ઠપકો આપતી કાળ ગાળવા લાગી, અને પોતાની જીંદગીનુ વૃત્તાંત સભારીને વચ્ચે વચ્ચે કહેવા લાગી કે, હાય! હુ રાડ અભાગિણી કંદહારના રણમા જ કેમ મરી ગઇ નહીં? આવા આવા અનેક ઉદ્ગારોમા જ દિવસ રાત ગાળવા લાગી.



# પ્રકરણ ૮ મું.

## મનોરથને પુષ્પ આવ્યાં.

બાદશાહોના અથવા તો નવાબોના જનાનખાનાઓ બહુધા ભોગવિલાસોનાંજ સ્થળ હોય છે, જે વૈભવો અને જે વિલાસો સ્વર્ગમાં પણ મળવા કદાચ કઠણ પડે તેવા ભોગવિલાસો પણ જનાનખાનામા સહજ રીતે મળી શકે છે ઇંદ્રિયલાલસાના જેટલા સાધનો હોય છે તે બધાય જનાનામાં સપૂર્ણ રીતે મળી શકે છે. જુવાનીના મદથી છકી ગયેલી રૂપવતી બેગમો ત્યા આગળ બેધડક પોતાનું રાજ્ય ચલાવે છે. તેમા પણ જે રૂપમા, ચાતુર્યમા, બોલવા ચાલવામા ને હાવભાવમા વધારે પ્રબળ હોય છે, તે, તે સર્વની અધિષ્ઠાત્રી દેવીનુ એટલે વડી બેગમનુ પદ ભોગવે છે. એ વિલાસ મદિરમાં (જનાનખાનામા) રાજનીતિનાં અને સામાજિક નીતિનાં પણ બી કેટલાએક વખતો વખત પ્રસગને લીધે અંકુરિત થાય છે. રાજદરબારમા હર કોઇ પણ કાયદો પસાર કરવાનો હોય તે પ્રસાર થતા પહેલાં જનાનખાનામાં તેના સબધી અનેક વિચારો ચાલે છે. જે બેગમ જનાનખાનાની કરતી કારવતી વડી બેગમ હોય છે, તેનાજ હાથમા રાજ્યકાર્યભારની કુંચી હોય છે. મોટા દરજ્જાના અમીર ઉમરાવો પણ વચ્ચે વચ્ચે વડી બેગમની મેહેરબાની મેળવવા માટે વારવાર તેની સલામે જાય છે, તેનો ઉદ્દેશ વડી બેગમની દયા મેળવવાનો હોય છે, અને તેની દયાથી અમીર ઉમરાવોના અનેક કાર્યો, કે જે ખુદ બાદશાહ પણ કરી શકે નહી તેવા કાર્યો સિદ્ધ થાય છે જાહાગીરનાં જનાનખાનાની પદ્ધતિ પણ તેવીજ રીતની હતી.

જાહાગીરે કેટલોએક વખત વીત્યા પછી મેહરૂલનિસ્સાને જનાનખાનામા ફરવા હરવાની તથા બેસવા ઉઠવાની રજા આપી. મેહર બાળકપણથી ભણેલી ગણેલી અને બુદ્ધિશાળી હતી, તે જનાનખાનાની બેગમોની ખટપટો, કાવતરાંબાજ નીચ નાઝરોની ખટપટો, તથા બીજી કેટલીએક ખરાબીઓ જોઇને બહુજ ઉદાસ થઈ ગઇ અને પોતાની જીંદગી પોતાને કટાળા ભરેલી લાગવા માડી તે થોડાક દિવસો તો કોઇની પણ સાથે બોલી ચાલીએ નહી તેમ કોઈની સાથે બહુ ભેળાઇ પણ નહી. પરતુ આખરે થાકી ગઇ, પોતાનો એકાતિક સ્વભાવ તેને છેવટે છોડી દેવો પડ્યો, તે છોડવામા બેગમોનો સહવાસ કારણભૂત થયો હતો. સહવાસ શું નથી કરતો? ધીરે ધીરે જ,

નામાં થતી જે અનીતિના તરફ તેને ધિક્કાર ઉપજતો હતો, તે પણ લાંબા દિવસોના સહવાસથી શાંત પડી ગયો, એટલું જ નહીં પરંતુ જનાનખાનામા રહીને ત્યાંની રાજપદ્ધતિ, રાજનીતિ, ખટપટ, લુચ્ચાઇ, ખુશામત, પ્રપચ, વગેરે કેટલીએક બાબતોમા તે બહુ જ પાવરધી બની ગઇ. રાજનીતિનો મૂળ મંત્ર શો છે? ને તેનાં ભિન્ન ભિન્ન પરિણામો કેવાં આવે છે? તે બધામાં પણ પ્રવીણ થઇ પડી. લોકોને કેવી રીતે વશ કરી શકાય છે, કયા ઉપાયોથી બીજાઓની મોટાઇને તોડી પાડીને પોતાની મોટાઇ વધારી શકાય છે? કઇ યુક્તિથી લોકો તરફથી કીર્તિ મેળવી શકાય છે? તે બાબતોનુ જ્ઞાન પણ તે ત્યાથી જ મેળવવા લાગી. જો કે નાનપણથી જ તે ભણેલી હતી પરતુ તે ખટપટથી ભરેલી રાજનીતિને લેશ પણ જાણતી નહતી; તે બધુ અત્યારે ભણવા માડી. જેમ જેમ તે પ્રાકૃત, અને સ્વાર્થી લોકોના સહવાસમાં વધારે ને વધારે આવવા લાગી તેમ તેમ તેનાં દુ:ખ સંતાપથી બળીઝળી રહેલાં જીવનને પાછી જરાક શાતિ મળવા માંડી. તેનુ શુકાઈ ગયેલુ હૃદય દવ લાગ્યા પછી વરસાદના પાણીથી જેમ વન પલ્લવિત થાય તેમ પલ્લવિત થવા લાગ્યુ, પતિનો શોક શાત પડી ગયો, પોતાની વર્તમાન સ્થિતિને પણ વિસરી ગઈ, તથા એક મનુષ્યની ઘોર પૈશાચિક ક્રૂરતા કે જેને આખી જીંદગીમા ભૂલી શકાય નહીં તેને પણ ધીરે ધીરે ભુલી ગઇ હવે તેના મનમાં નવી નવી ઇચ્છાઓનો સંચાર થવા લાગ્યો. મોગલોમા વિધવા વિવાહની જે વ્યવસ્થા છે, તેને અનુસરીને વિધવા પોતાનાં જીવનને નિષ્ફળ જાણતી નથી. મેહરૂલ્લિન્નસ્સા પણ હૃદયને શોક દૂર કરીને ધીરે ધીરે પોતાનાં પલ્લવિત થયેલા મનની અંદર નવનવા ભાવોને અનુભવવા લાગી

કેદીની સ્થિતિમાં પણ મેહેર પોતાની બુદ્ધિનો સૌને પરિચય આપવા લાગી. ઝીણુ મનોહર ભરતકામ, શિલાકામ, તથા વિધવિધ જાતના બીજા કારીગીરીનાં કામમા પોતાનું ડાહાપણુ દેખાડવા લાગી તે દરરોજ ભાતભાતના ભરતો ભરીને તથા જાતજાતની કારીગિરીઓથી તથા ચિત્રામણથી શોભીતી તરેહ તરેહની સાડીઓ તૈયાર કરીને બજારમાં મોકલવા લાગી. તેનો મોટા વખાણની સાથે એકદમ ઉઠાવ થવા લાગ્યો. તે પછી તેણે એક બીજી એવી ચીજ તયાર કરવા માડી કે, જેને લીધે તેનું નામ દેશ પરદેશમા પ્રખ્યાતિને પામ્યુ. તે ચીજ તે ગુલાબનું અત્તર હતુ. હિંદમાં ગુલાબનું અત્તર પહેલ વહેલું મેહેરૂલન્નિસ્સાએજ જાહેરમાં આણ્યુ હતું મેહેરૂલનિસ્સાના ડાહપણની વાતો છેટ જાહાગીરને કાને પહોંચી. જાહાંગીર પ્રથમથીજ તેના ડાહાપણથી જાણીતો

હતો તો પણ ત્રાહિત લોકોના વખાણથી તે વધારે રાજી થયો અને મનમા ને મનમાંજ કહેવા લાગ્યો,—મન ઉતાવળુ નહી થા! હજી થોડાક દિવસ સુધી વાટ જો! શું બલાત્કારથી પ્રેમ જેવી દિવ્ય વસ્તુનો લાભ થાય છે નહી! નહી! એટલા માટે જ હમણા તેની ઉપેક્ષા કરવામા જ સાર છે. જ્યારે તેના હૃદયનો ક્રોધ શાત પડશે, અને જ્યારે તે પોતે જ મને પોતાને શોધતી આવશે સારે જ મારો પુષ્પિત મનોરથ સફળ થશે અને પછી તે જ અનુપમ સુદરી મારા રાજતેજોમય સિહાસનને અલકૃત કરશે આમ વિચાર કરતો જાહાગીર મેહેરની ડાહાપણ ભરેલી કીર્તિ શ્રવણ કરતો આનદમા કાળ કાઢવા લાગ્યો.



## પ્રકરણ ૯ મું.



## સૌંદર્યનો વિજય.

સધ્યાકાળનો સમય થયો એટલે જાહાગીર આગલે દાહાડે કરી રાખેલા સકેત પ્રમાણે જે એકાત ઓરડામા મેહર રહેતી હતી તે ઓરડામા દાખલ થયો. તે અનેક આશા, અનેક ઉત્સાહ, અનેક આનદ, અનેક ઉર્મિઓની સાથે મેહેરુલનિસ્સાના ઓરડામા હાજર થયો અને જોયુ તો એક રૂપ રૂપના ભડાર, પહેલી વયમા ત્રેવેલી, ઘણા દાહાડા થયા ધારેલી એક નવ યૌવનાને પલગપર સુતેલી દીઠી. ઓરડો અધારો છતા પણ તેના લાવણ્યથી ચારે તરફ પ્રકાશ થઇ રહ્યો હતો, અને મેહેર સફેદ રગની સાડી પહેરીને સાદા પોકાશમા એક પલગપર નિદ્રાદેવીના મંગળમય ખોળામા નિર્ભય રીતે પડેલી હતી તેનું અનુપમ લાવણ્ય જોઇને મૂઢ બની ગયેલો જાહાંગીર આત્મવિસ્મૃત થઇ જઇને એક દ્રષ્ટિએ મેહેરની લાવણ્યમય મૂર્તિને નિહાળવા લાગ્યો જેમ જેમ જોતો ગયો તેમ તેમ તેની યુગ યુગની રૂપ તૃષ્ણા એકદમ વધવા માંડી, તેનુ ચિરકાળનુ સતપ્ત હૃદય આજે લાવણ્યનું પાન કરીને પોતાનો સંતાપ દૂર કરવા માડયું અને થોડા વખતમા તે પોતાના સ્વરૂપને પણ વિસરી ગયો. હિંદના બાદશાહને આવી સ્થિતિમાં ઉભેલો જોઇને તેની સખીઓ એકદમ ઉભી થઇ ગઇ અને ઓરડો છોડીને બાહાર ચાલી ગઇ. થોડી વાર પછી અર્ધનિદ્રામા પડેલી મેહેર તુરત જાગી ઉઠી અને જુવે છે તો જાહાંગીર પોતાના ચરણની નજદીકમાં ઉભો છે, તેને જોતાં જ મેહેર જેવી ઉભી થવા જાય છે તેટલામાં તો જાહાગીરે એકદમ દોડીને-

કંપતા હાથે મેહરૂલનિસ્સાને પકડીને પોતાના વિશાળ હૃદયપર ધારણ કરી લીધી.

હૃદયે હૃદય અડકયાં, મેહેર જરા સંકોચાઇ, તેનુ આખુ શરીર-રોમાંચિત થઇ ગયું, વિશ્વના વિકારોએ તેના હૃદયપર રાજ્ય કરવા માંડયું, ને તેના મોહોડાપર શરમના શેરડા પડવા માંડયા, ને શરમથી નિચુ મસ્તક કરીને ઉભી રહી.

થોડો વખત બન્ને વચ્ચે મૌન વ્યવહાર ચાલ્યો. આખરે જાહાંગીર લજ્જા, માન, અને ભય દૂર કરીને વિકારપૂર્ણ ઘેરા કંઠથી બોલ્યો,—ઓ રમણીકુળ રત્ન! વાંહાલી! કેમ શરમાવ છો? બોલો ને તમે મારા થશો કે નહી? ભરતખંડના ભાગ્ય—વિધાતા ને ચરણમા રાખશો કે નહી? મારા સામ્રાજ્યના બદલામા પણ હુ તમને મેળવવા ચાહુ છુ બોલો. મારા અંધકારચ્છન્ન હૃદયમા સ્નિગ્ધજ્યોતિ પ્રેમ પ્રતિફલિત થશે કે નહી?

રૂપની—લાવણ્યની જીવતી મૂર્તિ મેહેર મોહોડુ મલકાવીને બોલી,—હિંદનો શેહેનશાહ પોતે જ્યારે મને પોતાની હૃદયેશ્વરી કરવાને ઇચ્છે છે તો પછી હુ મારા પોતાના ધન્ય ભાગ્ય સમજું છુ. રાજા સર્વ તંત્ર સ્વતંત્ર હોય છે, ઇચ્છા એજ તેનુ કાર્ય હોય છે, આવી અવસ્થામા મારા જેવી એક સાધારણ સ્ત્રીએ કંઇ પણ કહેવુ એ એક જાતની નિર્લજ્જતા ગણાય.

તેના મધુર શબ્દોમાથી વીણાધ્વનિ થવા લાગ્યો. મેહરના હસના મુખમાથી અમૃત ઝરવા માંડયુ અને મેહેરના શરીરનાં લાવણ્યના તરંગો, તેના શરીર ઉપર ફેલાઇ જઇને જાહાગીરના મર્મ ભાગનો સ્પર્શ કરવા લાગ્યા.

મેહરૂલન્નિસ્સાની લાવણ્યનદીના તરંગોમા ધસડાતો જાહાંગીર તે ખતે વધારે મુગ્ધ થઇને બોલ્યો,—

હૃદયેશ્વરિ! આજે ઘણે દાહાડે મારા મનની ઇચ્છા પૂર્ણ થઇ છે, મારી આશા અંકુરિત થઇ છે અને આજે આટલે દાહાડે તુ મારી થઇ છે. ઓ માનુનિ! તને જનાનખાનામાં કેદી કરીને રાખવામાં આવી હતી તેથી તને ઘણુજ દુખ થયુ હશે? માટે હવે તું પણ આ હિંદના શેહેનશાહને તારા હૃદયપંજરમા કેદ કરીને તેનો બદલો વાળ! આમ બોલતાં બોલતાં જાહાંગીરે જમણા હાથથી મેહરનાં કંઠને આલિંગન કરીને તેજ હાથવતી તેના કમળના નાળ જેવા ગૌર હાથને ગ્રહણ કર્યો. મેહરૂલનિસ્સાએ હસતા હસતા બોલ્યા ચાલ્યા વિનાજ તેના હાથપર પોતાનો હાથ મૂકીને તેના પ્રેમને પુષ્ટિ આપી

તે સમયે જાહાંગીર સ્વર્ગના સુખનો અનુભવ કરવા લાગ્યો. મેહેરનું તે સમતિસૂચક મૌન હાસ્ય જાહાંગીરની રગેરગમાં વ્યાપી ગયું. તે સ્પર્શ સુખ, તે મનોહર કટાક્ષ,- તે અનુપમ લાવણ્ય, તે મંદ મંદ હસતુ મુંખડુ, એ સર્વનો વિચાર કરતા કરતા જાહાંગીર સંપૂર્ણ રીતે મુગ્ધ થઇ પડયો અને તેનુ અનુપમ સૌંદર્ય નિહાળતાં આનંદમા આવી જઇને બોલી ઉઠયો, વહાલી! રાજ્યમાં એવો ઢંઢેરો પીટાવુ છે કે, અમુક દિવસે હિંદનો શેહેનશાહ જાહાંગીર મેહેરૂલનિસ્સાની સાથે નિકાહ કરીને હિંદુસ્તાનના સિંહાસનને અલંકૃત કરશે બોલ! મધુરી! બોલ! ભરતખંડનાં વિશાળ રાજ્યને પગથી ઠેલી નાખવુ એ વાજબી નથી.

પ્રેમવિહ્વળ જાહાંગીરે આમ બોલતા બોલતા મેહેરૂનનિસ્સાના ગૌર હાથને ચુંબન કર્યું ચંદ્રવદની મેહેર પણ તેના ચુંબનના અભિનંદન તરિકે સામુ ચુંબન કરીને મધુરા સ્વરે બોલી, હું એકવાર કહી ચૂકી છુ અને બીજી વાર ફરીને પણ કહુ છુ કે, જેવી બાદશાહની ઇચ્છા! હુ લાંબા વખત થયાં જેને બાદશાહ તરિકે મહાન્ ગણીને મનમા ને મનમા નમન કર્યાં કરૂ છું તેજ માનવતા બાદશાહ આ ચાકરડીને તેના ચરણની પાસે હાજર રહેવાની ફરમાશ કરે છે એ કંઇ સાધારણ વાત ગણાય નહીં હુ આને માટે ખુદાતાલાની મોટી મેહેરબાની માનુ છુ

અદૃષ્ટ અનુકુળ થયા શેહેરઅફગાનની વિધવા પત્નીને જગત્પ્રખ્યાત સુંદરી મેહેરૂલનિસાના શેહેનશાહ જાહાંગીરની સાથે લગ્ન થાય છે એવી જાતનો ઢંઢેરો દેશ દેશાવરમા જાહેર થયો અને આગળથી મુકરર કરેલે દાહાડે બન્નેના મોટી ધામધૂમ સાથે લગ્ન (સાદી) થઇ ગયા. લગ્નની પવિત્ર ગાંઠથી જોડાયા પછી મેહેરને નૂરમહાલનુ નામ આપવામા આવ્યું. પરતુ થોડા દાહાડા પછી તે નામને પણ બદલાવી નાખીને તેનુ "નૂરજહાન" એટલે આખા જગતનું તેજ એવુ મોટુ નામ પાડવામા આવ્યું.

નૂરજહાન બુદ્ધિશાળી, કાર્ય કુશળ અને વિવેકી હતી, તેણે થોડાજ વખતમા જાહાંગીરના દીલને જીતી લીધુ તેની હૃદયેશ્વરી બની બેઠી અને તેની સાથે સાથે આખા ભારતવર્ષની અધીશ્વરી થઇ પડી. રાજ્યના અધીકારીઓ પણ તેનુ બુદ્ધિકૌશળ, કાર્ય કરવાની ઉત્તમ રીત, સૂક્ષ્મ વિચાર પદ્ધતિ, રાજ્યની લગામ ધારણ કરવામા દઢતા, હરકોઇ પણ કામમા અસાધારણ સાહસ અને નિડરપણુ વગેરે કેટલાક ગુણો જોઇને આશ્ચર્ય પામ્યા. દીકરીની ઉન્નતિની સાથેજ આયાસબેગ અને તેના દીકરા આસફખાન તથા અકતીયાદખાનની પણ ઉન્નતિ થઇ આયાસ-

બેગ વકાલેન્ઝરના અને તેનો વડો બેટો આસફખાન નાયબ વઝીરના હોદ્દાપર આવ્યા

આટલા બધા મહાન્ અધિકાર ઉપર આવ્યા છતાં પણ ગ્યાયાસબેગ રાત દાહાડો મનમાં ઉંડી હાય મારીને કહ્યા કરતો હતો કે; હાય અમીના! શું તારા ભાગ્યમા તારી રૂપવતી પુત્રીનું મહાન્ સુખ જોવું સરજ્યુ ન હતું? ખરેખર, આ આખુ વિશ્વ એક સ્વપ્નાના સમાન છે. આમ કહીને અમીનાના નામપર આસું સારતો ગ્યાયાસબેગ ખુદાતાલાની બંદગીમાં કાળ ગાળવા લાગ્યો.

નૂરજહાન દાહાડે દાહાડે પોતાનુ બળ વધારતી ગઈ અને છેવટે તેનું બળ એટલું તો વધી પડયું કે તેને બાદશાહના સિંહાસનપર બેસવાને માટે માત્ર એક ખુતબો પઢવોજ બાકી રહ્યો હતો. ધીમેધીરે નૂરજહાને બાદશાહનાં ઉપર પોતાનો એટલો બધો કાબુ બેસારી દીધો કે ખુદ જાહાંગીરે હિજરી ૧૦૩૪ ની સાલમા પોતાના નામથી ચાલતા રૂપા નાણામાં નૂરજહાનનું નામ પણ પોતાની સાથે સામેલ કરાવ્યુ, તેમાં નિચે પ્રમાણે કોતરવામા આવ્યું હતુ —

જે નામ એ નૂર એ જહાં બાદશા બેગમનાર,
વા હુકમ એ જાહાંગીરશા ઇરાફ્તસાદજ ઓયોરે.

અર્થ—બાદશાહ જાહાંગીરના હુકમથી બેગમ નૂરજાહાનના નામનો સયોગ થવાથી રૂપિયાની કીંમત સોગણી વધી પડી છે.

આખરે સૌંદર્યનો–રૂપનો– વિજય થયો.

---

## પ્રકરણ ૧૦ મું.

:o:

### જીવનસંધ્યા.

ઉપગરૂપર ચઢાઇઓ કર્યા છતાં પણ મેવાડ હાથમાં આવ્યું નહીં અને પિતાનુ કરજ એમને એમજ પોતાનાપર ઉભું રહ્યું તે જોઇને જાહાગીરને ઘણોજ ક્રોધ આવ્યો અને તેણે પોતાનો ત્રીજો પુત્ર ખુર્રમ કે જે પાછળથી શાહજહાંનને નામે પ્રખ્યાત થયો હતો, તેના અધિપતિપણાનીચે એક મોટાં લશ્કરને રાણા સામે યુદ્ધ કરવા માટે મોકલ્યું. ખુર્રમ લડાઇમા કુશળ હતો એટલુંજ નહી પરતુ મહત્વાકાંક્ષી તથા સાહસિક પણ હતો. મોગલોનો ભયકર હલ્લો જોઇ અમરસિંહ ગભરાટમાં પડી ગયો સત્તર સતરવાર યુદ્ધ કરવાથી તેનો ખજાનો, યોદ્ધાઓ

તથા હથિયારો ખૂટી ગયાં હતા, અને મેવાડની સ્થિતિ બહુજ કઢંગી થઇ પડી હતી, તોપણ અમરસિંહ કોઇ પણ રીતે ડગ્યો નહીં. તે બાકી રહેલા રજપૂત યોદ્ધાઓને અને પટાવતોને સાથે લઈ ખુર્રમને ઉત્તર આપવાને બહાર પડયો. બન્ને લશ્કરનો મેવાડના ગગન ચુંબી ઉંચા પર્વતોથી આચ્છન્ન થયેલા મેવાડના એક પહાડી પ્રદેશ આગળ ભેટો થયો. આજે મોગલ શહેનશાહ મેવાડીઓની ઉપર સ્વતંત્રતા મેળવવા માટે મહાન્ યુદ્ધ આરંભી બેઠો હતો તેને સ્વતંત્રતા દેવીના ઉપાસક મેવાડીઓ ઉત્તર આપવાને મેદાન પડયા હતા. ને તેઓને દેશની તમામ પ્રજાએ યથાશક્તિ સહાયતા આપીને પોતાનો દેશપ્રેમ દર્શાવી આપ્યો હતો આજે ધર્મજીવને, દેશપ્રેમે, તથા સ્વતંત્રતાના ઉત્સાહે રજપૂતોના રૂધિરમા મહાનૂ બળનો સચાર કર્યો હતો. તોપણ રજપૂતો મુઠ્ઠીભર હતા, તેઓ મોગલોની અસખ્ય સેના સામે કેટલો વખત ટકી શકે ? આખરે મેવાડીઓની હાર થઇ અને બાપારાવળના વંશનો વિજય વાવટો જે તેના વીર વંશજોએ આજ દિવસ સુધી ટકાવી રાખ્યો હતો. તેને શાહજાદા ખુર્રમે જમીનપર તોડી પાડયો અને મેવાડ સદાયને માટે પરતંત્ર થયુ

રાણા અમરસિંહે પોતાની હાર થયા પછી પોતાના પ્રિય પુત્ર કરણને સુપકરણ તથા ઝાલા હરિદાસ નામના બે સરદારોની સાથે ખુર્રમની હજુરમા મોકલી દીધો ખુર્રમ તેને બાદશાહની હજુરમા લાવ્યો. કરણે બાદશાહની હજુરમા હાજર થઇ તેને નજરાણામા હાથી. ઘોડાઓ, તથા સોના મહોરો ભેટ કરીને બાદશાહનુ વડપણ સ્વિકાર્યું બાદશાહ જાહાંગીરે પોતાના પુત્ર ખુર્રમની ભલામણથી કરણને પોતાની જમણી બાજુપર મોટા માન સાથે બેસારીને હીરા જડીત એક હાર, તરવાર, કટાર, તથા ચડવાને માટે ઇરાવતી નામની એક ઘોડી આપી. અને પરાજયને માટે ઉદાસ થઇ ગયેલા મહારાણા અમરસિંહને ધીરજ આપવાને માટે પોતાના પુત્ર ખુર્રમને ખાસ મોકલીને મહારાણાને જણાવ્યુ કે તમે તમારા પુત્ર કરણની કોઇ પણ જાતની ચિંતા કરશો નહીં. તેને મે મારી નજર આગળ રાખેલો છે. તમારે કોઇ પણ જાતનો પસ્તાવો કરવા જેવુ નથી ચઢતી પડતીનો સૌને અનુભવ કરવો પડે છે. તમારા પૂર્વજોને માટે મને ઘણુ મોટુ માન છે ખુર્રમે બાદશાહના સમાચાર સાભળી લઇ મહારાણા અમરસિંહની મુલાકાત લીધી અને પોતાના પિતાનો સદેશો કહી રાણાને ધીરજ આપી મહારાણાએ પણ ખુર્રમને ઘટતું માન આપીને મોટી પહેરામણીથી તેને નવાજ્યો ખુર્રમ ત્યાંથી યોગ્ય સત્કાર મેળવીને પાછો આગ્રામા દાખલ થયો.

બાદશાહે નાની મોટી એટલી બધી ભેટો કરણને આપી કે જે ભેટો ઓછામાં ઓછી દસ લાખ રૂપિયાની કીમતની થવા જાય. આ નોંધ જાહાંગીરે પોતે પોતાના હાથથી નોંધેલી તવારીખમાં મોજુદ છે. બાદશાહે કરણને પોતાના દરબારમાં હમેશાં હાજરી આપવા માટે પાંચ હજારીની મનસબદારી કરી આપી.

થોડા વર્ષ પછી, કરણના બદલામાં કરણનો દીકરો જગતસિંહ બાર વર્ષની ઉમરે શાહજહાંનની દરબારમાં હાજર થયો. બાદશાહ તેને જનાનખાનામાં નૂરજહાનની પાસે તેડી ગયો. બાળકુમારે ઘુંટણીએ પડીને નૂરજહાનને પ્રણામ કર્યાં, તે વખતે તેના મુગ્ધ મુખ ઉપર દીપી રહેલા ક્ષત્રિય તેજને જોઇને હસતાં હસતાં નૂરજહાને જાહાંગીરને કહ્યું, “જુઓ. કેવું શિશોદિયા તેજ આ બાળકના મનોહર મુખ ઉપર તરી રહેલું છે!” એમ કહીને એક રત્નજડીત તરવાર નૂરજહાએ પોતે તેને ભેટ આપી, જે શિશોદિયાકુળદીપક જગતસિંહે નીચા નમીને તુરત પોતાની કમરપર લટકાવી દીધી.

આમ જાહાંગીરે અનેક ભેટો આપીને મેવાડના રાણા અમરસિંહનું દીલ જીતી લીધું હતું, તોપણ પ્રતાપનો પુત્ર અમરસિંહ તેનાથી સંતુષ્ટ થયો નહી તેનું ક્ષાત્રતેજથી ભરપૂર ઉન્નત હૃદય ઝેરથી ચોપડેલા તીક્ષ્ણ બાણથી વિંધાઇ ગયું હોય તેવું ઉદાસી થઇ ગયું, તેનો હૃદયસાગર પરાધીનતાના જબરા આઘાતથી રાત દાહાડો ક્ષુબ્ધ થવા લાગ્યો રાણા અમરસિંહે ખુર્રમની સાથે મુલાકાત કરી કેટલીએક બાબતોનો ખુલાસો કર્યાં પછી ઇ ૧૬૨૧ માં પોતાના પુત્ર કરણને રાજતિલક કરીને મેવાડની ગાદી ઉપર બેસાર્યો અને સઘળા પટાવતોની તથા સરદારોની એક મોટી સભા ભરીને તેઓના સન્મુખ તેને ઉપદેશ આપતાં કહ્યું; “દીકરા! સાવધાન રહેજે! ક્ષત્રિય ધર્મનો, ક્ષત્રિયની કીર્તિનો, મેવાડનાં ગૌરવનો, સર્વ ભાર તારાપર મૂકવામાં આવે છે, તેનું રક્ષણ કરવું એ તારા પોતાના હાથમાં છે આટલું બોલીને રાણો અમરસિંહ તેજ વખતે રાજધાની તજી દઈ નવ ચોકી નામના એક પુરાતની સ્થાનમાં જઇને રહ્યો ઉદયપુરની ઉત્તર દિશામાં પર્વતોની હારોને હારો ઉભેલી છે તેના એક એકાંત પ્રદેશમાં રાણા ઉદયસિંહે એક મેહેલ બંધાવ્યો હતો તે નવ ચોકીને નામે પ્રસિદ્ધ છે. હમણાં પણ તે મકાન ભાગી તુટી સ્થિતિમાં કાળની સામે મારા મારી કરતું ઉભું છે. તે નવ ચોકી નામના મકાનમાં અમરસિંહે મરણ સૂધી તેનો ઉબરો પણ ઓળંગ્યા વિનાજ પોતાનું શેષ જીવન ગાળી કાઢ્યું. પરાજય થયા પછી થોડા જ વખતમાં અમરસિંહનું મરણ નિપજ્યું, તેના મરણથી ક્ષત્રિયના જીવનનો સંધ્યા કાળ આરંભાયો.

## પ્રકરણ ૧૧ મું.

### રઝીયા.

આશા, મમતા, મોહ, તૃષ્ણા એ સઘળા મનુષ્યને હમેશા વિનાશની તરફ ઘસડી જાય છે મનુષ્ય આશા તૃષ્ણાના વમળમા મિથ્યા ગોથા ખાધા કરે છે અને કપટ પ્રપંચમાં પડીને જઇને પોતેજ પોતાનો અધ પાત વહોરી લે છે.

રઝીયા ઇશ્વરે આપેલાં સુખ ઉપર સબુરી ન પકડતા તેના કરતા પણ વધારે સુખ મેળવવાને મથની હતી અને તેપણ અધર્મનો માર્ગ અંગીકાર કરીને મેળવવા ઇચ્છતી હતી વડી બેગમની પદવી મેળવવા માટે અકબર જેવા એક મોટા શેહનશાહનેજ નહી પરતુ પોતાના પતિ ફૈઝીના પ્રાણનો પણ ભોગ આપવાને તયાર થઇ ગઇ હતી આ સર્વ શાને માટે કરવું પડતુ હતુ? એક મિથ્યા આશા તૃષ્ણાને પૂર્ણ કરવાને માટે! પરતુ તેના દૈવને તે વાત તદ્દન ગમતીજ નહતી, દૈવ તેને જે સુખ હતુ તેનાથી અધિક સુખમા તેને જોવાને ઇચ્છતુ નહતુ, પરતુ તેને તેના વર્તમાન સુખમાથી પણ તોડી પાડવાને ગમ્મ્ત હતુ દૈવની ઇચ્છાનુસાર રઝીયાને વડી બેગમને બદલે કાગાગારમા કેદીની સ્થિતિનો અનુભવ કરવો પડયો. નસીબ બે ડગલા આગળ ને આગળ!

હમણા ફૈઝી અને અબુલફજલ મરી પરવાર્યાં હતા અકબર બાદશાહના મહાન્ રાજ્યસિંહાસન ઉપર તેનો વડો પુત્ર જાહાગીર વિશ્વમોહિની નૂરજહાનની સાથે બીરાજતો હતો. ત્યારે નૂરજહાનની ઇર્ષ્યા કરનારી અને વડી બેગમ થવાને માટે અનેક પ્રપચો ઉભા કરીને પોતાના ધણી ફૈઝીનુ પણ ખુન કરાવવાને તયાર થયેલી રઝીયા અત્યારે વૈધવ્ય દુ ખથી રડીરડીને દાહાડા ગાળતી હતી રઝીયા એકાતમા બેઠી-બેઠી પોતાના કુટિલ કામોને જ્યારે જ્યારે સભારતી ત્યારે ત્યારે તેના મનમા બહુજ પશ્ચાત્તાપ થતો હતો તેણે કેટલાક વર્ષો તો પશ્ચાત્તાપમાજ ગાળી કાઢ્યાં. પરતુ જ્યારે નૂરજહાન વડી બેગમના પદ ઉપર આવી ત્યારે તેની અને જાહાગીરની પાસે પોતાના પાપનું પ્રાયશ્ચિત્ત કરવાની તથા કેટલીએક ગઇ ગુજરી વાતો કરવાની રઝીયાને ઇચ્છા થઇ આવી, તેથી તેણે જાહાગીરપર એક પત્ર લખીને પોતાનો મળવા સંબધી વિચાર તેને જાહેર કર્યો પરતુ નૂરજહાન રઝીયાના સ્વભાવથી જાણીતી હતી, તેથી તેણે બાદશાહને ઉત્તર આપવાની ચોખ્ખી નાપાડી એટલે બાદશાહે ઉત્તર આપવો માંડી વાળ્યો

જ્યારે એક બે પત્રોના ઉત્તરો મળ્યાજ નહીં, ત્યારે રઝીયા જાતે ડોળીમાં બેસીને દરબારમાં હાજર થઇ અને જનાનખાનાની દેવડીપ ઉતરીને દયામણે મોહોડે એક દાસીને પૂછ્યું કે, બાદશાહ જાહાંગી હમણાં ક્યાં છે! દાસીએ જવાબ વાળ્યો કે; તેઓ હમણા કચેરીમ ગયા છે. "કચેરીમા ગયા છે" એવા શબ્દો સાંભળતાજ રઝીયાએ આશ્ચર્ય પામીને પૂછ્યુ, કેમ હવે તો તેઓ નિયમિત રીતે કામ કરત જણાય છે; પેલી દાસી જવાબ આપતી બોલી, વડી બેગમના જ્યારથ મેહેલમાં પગલાં થયા છે ત્યારથી બધુ કામ નિયમિત રીતેજ થાય છે

બાદશાહ દરરોજ દિવસે ઉંઘી રહેતા હતા અને આખી રાં જાગ્યા કરતા હતા તે હમણાં નિયમિત રીતે રાત્રેજ ઉંઘે છે અ દિવસના રાજકાજમાં તથા વડી બેગમની સાથે મોજમજાહ ભોગવ વામાં ગાળે છે. શુક્રવારને દિવસે બિલકુલ દારૂને અડતાજ નથી પરંતુ તે શિવાયના બીજા દિવસોમા નિયમિત રીતેજ દારૂનો ઉપયો કરે છે રૈયતની દાદફરિયાદ સાંભળવા માટે અમુક વખત મુકરર કરેલે છે, તે સમયે સઘળાની ફરીયાદ સાંભળીને તેઓને ન્યાય આપે છે.

રઝીયા અત્યાર લગી ચુપ બેઠી હતી, તે દાસીની પાસેથી સઘળુ સાંભળીને બોલી, "આ સઘળાનું કારણ ખરેખર નુરજહાન છે. ખુદાતાલાએ જેમ તેને દેવતાઇ રૂપની બક્ષીશ કરી છે તેમજ ઉત્તમ ગુણોથી પણ અલંકૃત કરી છે નૂરજહાને પોતાના નામને ખરેખર સાર્થક કર્યું છે એટલુજ નહી પણ તેની સબુરીનું ફળ ખુદાએ તેને આપ્યુ છે. આટલુ કહીને ફરી રઝીયાએ પેલી દાસીને પૂછ્યું "બાદશાહ જાહાંગીર કચેરીમાથી ક્યારે આવશે?"

દાસીએ ઉત્તર આપ્યો. "હમણા તમને મળી શકશે નહીં, નૂરજહાનને મળવુ હોય તો જાઓ, પેલા ઓરડામા તે બેઠા છે" એમ કહીને તેને નુરજહાનના ઓરડા તરફ તેડી ગઇ.

રઝીયા નૂરજહાનના ઓરડામા જેવી દાખલ થવા ગઇ કે તેનુ નિરાશ હૃદય એકદમ ધડકવા લાગ્યુ પોતે જાણે અપરાધી હોય તેમ તેનુ મન તેને ડખવા લાગ્યું, ને પગમાં કંપારી વછૂટી, તોપણ જરા ધૈર્ય ધરીને ધ્રૂજતી ધ્રૂજતી તે ઓરડામાં દાખલ થઇ.

નૂરજહાને રઝીયાને જોતા વેંતજ આવકાર આપી બેસવાને આસન આપ્યુ અને કુશળ સમાચાર પૂછ્યા. તે પછી બન્ને વચ્ચે કેટલીએક વાતચિતો થવા લાગી એટલામા જાહાંગીર બાદશાહ રાજ-કચેરીમાથી પોતાના મહેલમાં આવ્યો. એટલે રઝીયા નૂરજહાનની રજા લઇને, જે ઓરડામાં બાદશાહ દાખલ થયો હતો, તેમા પોતે પણ દાખલ થઇ અને બાદશાહને સલામ ભરીને ઉભી રહી

જાહાગીરે પ્રથમ તો તેને ઓળખીજ નહીં. કારણ કે પ્રથમના જેવુ તેનું સૌંદર્ય, તેનો હાવભાવ, તેનું લાલિત્ય, તેની મનોહરતા, એમાનુ અત્યારે કઇપણુ નહોતુ. ગુલાબની પાખડી જેવા તેના ગાલો ઉપર માનસિક દુખને લીધે અત્યારે દાઝો પડી ગઇ હતી, અને ઉંડી ઉતરી ગયેલી આખોમાની કીકીઓ નિસ્તેજ જણાતી હતી. રઝીયા ઉંડા નિશાસો નાખીને બોલી; આ તમારી પ્રેમની ભૂખી રઝીયા, જે એક વખતે તમારી આખની કીકી હતી, તમે હાથે કરીને જેને મોજડીયો પહેરાવતા છતા પણ જેનું મન પ્રસન્ન થતું નહતુ, તેજ પાપિણી રઝીયા આજે પોતાના પાપનું પ્રાયશ્ચિત્ત કરવાને તમારી હજુરમાં હાજર થઇ છે હુ મારૂં પોતાનુજ ભૂડુ કરી બેસી રહી નહતી પરંતુ તમને પણ, મેં જ રાડે આડે માર્ગે ઉતારેલા હતા. ને સઘળાનું પાપ આજે હુ ભોગવુ છુ. મને મારા પાપી કર્મોને માટે ક્ષમા આપો! તોબાહ! તોબાહ! પાપને માટે પશ્ચાત્તાપ કરતી રઝીયા તરફ જોઇ જાહાગીરને આખમા આસુ ભરાઇ આવ્યા, તેણે રઝીયાને ધીરજ આપતા કહ્યું; "બાઇ! ખેદ કરો નહીં! તમે તમારા પોતાના ઉદયને માટેજ નહીં પરતુ મારા પોતાના ઉદયને માટે પણ સકટ વહોરવાને તૈયાર થયા હતા, તેને માટે તમારો હુ આભાર માનુ છુ, એટલુંજ નહી પરંતુ એક વખતે તમે પણ મારાં હૃદયેશ્વરી હતા અને હજી પણ હું તમને મારા અંતરમાથી વિસરી ગયો નથી.

રઝીયા, જહાપનાહ! હવે આ પાપિણીને હમેશાને માટે ભૂલી જજો આ અભાગિણી રઝીયા પોતાનુ મોહુ વધારે વખત તમને દેખાડવાને રાજી નથી આમ બોલતી બોલતી ડુસકા - ભરી ભરીને રડવા લાગી, અને રડતી રડતી બોલી, હુ જઇશ, હમેશાને માટે જઇશ! ફરીને આ પાપી મોહુ આપને બતાવીશ નહીં ઇશ્વર તમને સુખી રાખો! નૂરજહાનને પરણવાથી તમારી સુખી જીદગી જોઇને મને સતોષ થયો છે હવે મને મારાં પાપની ક્ષમા આપશો! આમ કહેતી કહેતી રઝીયા રાજમહેલમાથી એકદમ પસાર થઇ ગઈ. જાહાગીરે તેને પાછી બોલાવવા માટે એક દાસીને મોકલી પરતુ તેમા તે નિષ્ફળ ઉતર્યો રઝીયા પોતાને ઘેર ગઇ અને તે દિવસથી રાત દહાડો, કરેલા પાપોની શાતિને માટે ખુદાતાલાની બદગીમા ગુજારવા લાગી.

## પ્રકરણ ૧૨ :

—∘∘∘—

### કાવ્યતરંગ.

નોદ કરીને સાંસારિક સુખનો લહાવો લેવો એજ દંપતીના જીવનનુ ખરૂ ફળ છે. મનુષ્ય તો શુ પરંતુ ઝાડની ડાળીઓ-પર નિવાસ કરનારાં પક્ષીઓ પણ પોતાનું જીવન આનંદમાં ગુજારે છે, તે તો આપણે જોઇએ છીએ. આનંદ એ આત્માનુ જીવન અથવા તો પ્રાણ જે કહો ને છે નૂરજહાનને પણ જીવનનાં ખરા સુખનો લહાવો લેવાનો સમય હાથ આવ્યો હતો. જાહાંગીર જેવા એક રસિક પ્રિયતમને મેળવીને તેણે પોતાની જીંદગીને વધારે સુખી કરી હતી જાતે રસિક, કાવ્યરસનેજ જાણનારી નહી, પરતુ કવિતા પણ કરી જાણતી હતી બીજી બાજુએ જાહાંગીરના હૃદયમા પણ નાની વયથીજ કાવ્યની ખુમીઓએ નિવાસ કર્યો હતો. તે પણ ફારસી ભાષામા કવિતાઓ કરી જાણતો હતો આમ ઉભય કાવ્ય રસિક જોડું દૈવેચ્છાથી એકઠુ મળી ગયુ હતુ, તેમા પછી પુછવુંજ શું? જ્યારે જ્યારે આ રસિક જોડું નવરૂ પડતુ ત્યારે ત્યારે તેઓની વચ્ચે નિર્મળ કવિતાનો રસાત્મક પ્રવાહ ચાલી રહેતો હતો તેઓનો સવાદ કવિતામાંજ ચાલતો હતો આ રસિક પ્રસંગનો લાભ લેવાને માટે કોઇ કોઇ કવિઓ પણ આવી ચહતા હતા અને આ બાદશાહી જોડાની કવિતા સાભળીને બહુ જ પ્રસન્ન થતા હતા. આ રીતે નૂરજહાંનના સમાગમથી જાહાગીર બાદ શાહનો દરબાર અત્યારે કાવ્ય વિનોદનું મોટુ સ્થાનક થઇ પડયુ હતુ.

એક વખતે કોઇ એક કવિ તેના દરબારમાં આવી ચઢયો, એટલે જાહાગીરે નૂરજહાંનને સારૂ લગાડવા માટે તે કવિને કહ્યુ, તમે મારી વડી બેગમ નૂરજહાનની ખુબસુરતી વિશે કવિતા કઇક બનાવો! એક કવિ ઘણોજ બુદ્ધિમાન હતો, તેણે નૂરજહાનનુ સૌંદર્ય કોઇ દાહાડો નજરે જોયુ જ ન હતુ, માત્ર લોકોની પાસેથી સાભળ્યુ હતું તેથી તેણે બાદશાહને વિનતિ કરી કે આપનાં બેગમ સાહેબને મેં કોઇ પણ દાહાડો નજરે દીઠા નથી માટે તેની ખુબસુરતીના સંબંધમા મને જરા પણ જો ઇસારો કરવામાં આવે તો હું તેના ઉપર વર્ણન કરૂ

નૂરજહાન તે વખતે આડો ચક નાખીને અદરના ભાગમા બેઠી બેઠી સઘળું સાંભળતી હતી તે તુરત કવિતામા પોતાનુ સૌંદર્ય જણાવતાં બોલી,

બુલબુલ અઝગુલ બગુઝરદ, ગર દર ચમન બીનદ મરા;
બુદપરસ્તી કયે કુનદગર, બરહમન બીનદમરા

અર્થ. બુલબુલ પક્ષી ગુલાબના છોડ ઉપર બેઠું હોય તે જો મને જોઇ લે તો ત્યાથી ઉડીને મારા શરીરપર આવીને બેશે, અને મૂર્તિ પૂજક બ્રાહ્મણો જો મને જોઇ લે તો તેઓ પણ મૂર્તિની પૂજા છોડી દઇને મારી પૂજા કરવા મડી જાય.

પેલો કવિ નૂરજહાનની આવી પ્રાસાદિક કવિતા સાભળીને મૂંગો જ થઇ ગયો અને શાહને સલામ કરીને બોલ્યો કે, જહાંપનાહ! આપના વડા બેગમ સાહેબની કવિતા સાભળ્યા પછી મારે શુ વર્ણન કરવુ તે મને સૂઝતુ જ નથી

કોઇએક વખતે નૂરજહાન અને બાદશાહ જાહાગીર યમુના નદીના તીર ઉપર આવેલા એક મેહેલના ઝરૂખામા બેઠા હતા તે વખતે કેટલાએક વરડા લોકો જમીન તરફ પોતાનુ માથુ નમાવીને ત્યાથી જતા હતા. તેઓને જોઇને જાહાગીરે પુછ્યુ, કે વહાલી!

ચરાખમ્ ગરતામી ગર્દદ, પીરાને જાહાદીદા,

આ ઘરડા લોકો પોતાનુ માથુ નિચુ નમાવીને શામાટે ચાલતા હશે?

નૂરજહાને તુરત જ તેનો રસિક બોધોમા ઉત્તર આપ્યો કે,

બઝેરે ખાખમી જોયદ, અઇયામે જવાની

જમીનની માટીમા તેઓ પોતાની ગયેલી જુવાનીને શોધતા ફરે છે

એક દિવસે જાહાગીર ચાને નૂરજહાન વચ્ચે પ્રેમ સબધી વાતચિત ચાલતી હતી, તે વખતે જાહાગીર પોતાના અનુભવની વાત કવિતાના ઉભરામાં જણાવતા બોલ્યો,—

બુલબુલ નયમ કે નાગ કુનમ દર્દસરદહમ્,
પરવાનાઅમ્ કે સોઝમ વદમ્ બરનયાવદમ્

અર્થ—હુ બુલબુલ નથી કે બુમ પાડીને લોકોનુ માથુ દુખાવ્યા કરૂ, તેમ હુ કઇ પતંગીઓ પણ નથી કે, અગ્નિમા બળતા છતાં એક શ્વાસ પણ લેતો નથી

એટલે નૂરજહાને મોહોડુ મલકાવીને તેવી જ જાતનો પોતાના પ્રિયતમને ઉત્તર આપતા કહ્યુ કે,

પરવાના મન્ નયમ્ કે બયક સોલ જાહાંદીયમ્
શમ્ અમ્ કે શબ બશોઝમ વદમ્ બરનયા વરમ્

હું કંઇ પતંગીયો નથી કે મારા પ્રાણને અગ્નિની ઝાલમાં હોમી દઉ, પરતુ હું તો એક મીણબત્તીના જેવી છુ, તેથી આખી રાત બળ્યા કરૂં છુ પરંતુ એક પણ શ્વાસ લેતી નથી.

એક વખતે જાહાંગીર કોઇક કારણને લીધે નૂરજહાન ઉપ
બહુજ ગુસ્સે થઇ ગયો હતો અને લાલચોળ ડોળા કરીને નૂરજહાન
તરફ ક્રોધથી જોવા લાગ્યો; નૂર બહુજ બુદ્ધિશાળી હતી, તે ગરીબ
મોહોડુ કરીને કવિતાથી જાહાંગીરને રીઝવતી બોલી,—

મા, તગ ઝરફાને હરીફઇ કદ્રસખતીએ નેયમ્;
દાન એ અસ્કેમ મારા ગર્દીસે ચસ્મ આશી આસ.

અર્થ·—હું તો એક ટુંકી બુદ્ધિનુ માનવી છુ, હું કઇ આટલી બ
સખતાઇ ઉઠાવી શકુ તેવી નથી હુ તો એક આખનાં આંસુના જે
છુ; તમારી આંખનુ હરવુ ફરવુ, ઘટી જેમ અનાજને કચરી નાંખે તે
મને કચરી નાંખે છે.

હોળીના દિવસોમા એક વખતે જનાનખાનામા રંગ મહોત્સ
કરવામાં આવ્યો હતો; તેથી નૂરજહાનનુ પહેરણ કેસરના છંટકાવ
ગરકાવ થઇ ગયુ હતુ, એટલામા બાદશાહ જાહાંગીર ફરતો ફર
નૂરજહાનની પાસે આવ્યો અને બેગમના પહેરણને કેસરી રગનું જો
આનદમા આવી જઇને કવિતામાજ પોતાનો વિચાર દર્શાવતો બોલી ઉઠયો

ને સીન્નના બરગીરીબાને તો રગે જાફરા,
ઝર દીયે રગે રૂખે મનસુદગીરી બાગીરતો.

અર્થ·—તારા પહેરણની કલર ઉપર જે આ રગ છે, તે કલરનો ન
પરંતુ એ તો મારા પીળા ચેહેરાનુ પ્રતિબિંબ પડયુ છે.

જાહાંગીરે પણ તે વખતે ફકત એક રેશમી રગનુ બદન પહે
હતુ, અને તે હીરાના બુટ્ટાનની કાંતિથી ચળકાટ મારી રહ્યું હતુ, તે
તરફ જોઇએ નૂરજહાન પણ બોલી ઉઠી,—

તુરા તકમ એ લાલસ્ત બરલીબાસે હરીર,
શુદસ્તે કત્રએ ખુને, મનત ગરીબાંગીર.

અર્થ·—તમે જે રેશમી ખમીશ પહેર્યું છે તેમા જે માણેકનું બુટ્ટા
તે કંઇ માણેકનું નથી પણ ખરી રીતે જોતાં તો તે મારા લોહી
ટીપું છે કે જે તમારા નિર્દયપણાને લીધે તમારા ખમીસની કલર
પકડી રહેલુ છે.

એક વખતે જાહાંગીર નૂરજહાનની સુદર આખો જોઇને તે
વર્ણન કરતા બોલ્યો કે,—

તો મસ્તે બાદે એ હુસ્નની બે ફરમા ઇ દો નરગેસરા,
કે બરખીઝંદ અઝખાબો નેગેહ દારગ મજલેશરા.

અર્થઃ—તુ તારી ખુબસુરતીના શરાબથી મસ્ત થઇ પડી છે, મા
તુ તારી [illegible] જાતનુ ફુલ) ના જેવી બન્ને આખોને હુકમ

કર કે તેઓ મીજલસને ખાબમાંથી (સ્વપ્નામાંથી) ઉઠાડે અને તેની સંભાળ લે

નૂરજહાને તુરત તેના જવાબમાં જણાવ્યુ કે,—

યમુન, બીદાર અઓસાકી ઝે ખાબે નાઝ નરગેસરા,
કે બદમસ્તદો બરહમ મીઝનન્દ શીલહામ મન્જલેશરા.

ઓ સાકી! એ બન્ને આંખોને મસ્ત ઉંઘમાંથી તમે જગાડો નહી! કારણ કે તે જાદુઇ ઉપ્રથી ભરેલી છે, તેથી આખી મીજલસને ઉલટી મોહિત કરી નાંખશે.

તે વખતે નૂરજહાનની ખુબસુરતીના દેશદેશ વખાણ થવા લાગ્યા હતાં અને હજારો કવિઓ કવિતામાં તેનું વર્ણન કરવાને ઉતરી પડ્યા હતા, તે ઉપરથી એક ફકીરને એવી મરજી થઇ આવી કે, જ્યારે નૂરજહાનના રૂપના લોકો બહુજ વખાણ કરે છે ત્યારે એક વાર તો તેને નજરો નજર જોવીજ જોઇએ. તે ફકીર દક્ષિણમા રહેતો હતો, ત્યાથી છેક આગરા આવ્યો અને સા નૂરજહાનને કેવી રીતે જોઈ શકાય તે વિશે તપાસ કરતા જણાયુ કે, બાદશાહ અને બેગમ દરરોજ સાંજે શાહી બાગમા ફરવા આવે તે વખતે સા તેને જોઇ શકાય પેલો ફકીર તે ઉપરથી શાહી બાગના ઉપરી માળીને એક અસર્ફી આપીને બાગમા દાખલ થયો અને એક ઘાડા કુંજની અંદર છુપાઇ રહ્યો. સાંજનો વખત થયો કે, નૂરજહાન અને જાહાગીર ફરતાં ફરતાં પેલો ફકીર જ્યાં છુપાઇને બેઠો હતો સા આગળ આવી પહોચ્યા. તે વખતે પેલો ફકીર જેને જોવાને માટે ઘણા દહાડા થયા તલસી રહ્યો હતો, તે તેને વાંકો વળી નિહાળી નિહાળીને જોવા લાગ્યો, પરંતુ પોતે સાંભળેલુ રૂપ તેના જોવામાં આવ્યુ જ નહી, તેથી ઉંડો નિસાસો નાખીને બોલ્યો,

ચસ્મો મે ખુમારી હૈ, પેશાનીમા ડારી હૈ,
ખુબી ખલ્કકી સારી હૈ, બદનકી વજે ન્યારી હૈ
ઐસા સુના થા સબ મગર દેખા નહી દેખા નહીં;

જાહાગીરે તુરત જ પાછળ ફરીને જોયુ તો એક બુઢ્ઢા ફકીરને હાય મારતા દીઠો એટલે તેને ઉત્તર આપ્યો કે;

સાઇયે ઠંડી સાસ કેસી, ક્યા સુનાથા ? ક્યા ન દેખા ?
દેખો હમારે ચશ્મસે,ચશ્મા નૂરકા જારી હૈ.

આમ અનેક પ્રસંગોપર બાદશાહ જાહાગીર અને બેગમ નૂરજહાન વચ્ચે કવિતામાં જ વાતચિત થતી હતી; જેમાનું કેટલુંક ઉચી જાતનું સાહિત્ય વાંચીને અસારે પણ લોકો આનન્દ મેળવે છે.

# પ્રકરણ ૧૩ મું.

## કુંટુંબકલેશ.

દિવસે દિવસે અધિકારની સાથે નુરજહાનનો દોર દમામ પણ વધતો ગયો ખુદ શેહેનશાહ જાહાગીર પોતેજ નુરજહાનના હાથનુ એક રમકડુ બની ગયો હતો. તે ઉઠાડે ત્યારે ઉઠે અને બેસાડે ત્યારે બેસે એવા પરાધીન સ્થિતિમા તે આવી પડયો હતો રાજ્યના વડા વઝીરની જગ્યાપર નુરજહાનનો બાપ આયાસબેગ અને તેનો વડો દીકરો આસફખાન હતા, પરંતુ હમણા આયાસબેગ પરલોકવાસી થવાથી નુરે પોતાના ભાઇ આસફખાનને વડો વઝીર બનાવ્યો હતો, અને નાયબ વઝીરની જગ્યા નાના ભાઇ અત્તીયાદખાનને આપી હતી. અને પોતે નિર્ભયપણે જનાનામા પલંગપર બેઠી બેઠી આખું રાજ્યતંત્ર ચલાવતી હતી. દરબારમાથી એવો એક પણ હુકમ બાહાર પડતો નહતો કે જેનાપર નૂરજહાનની સહી અથવા તો સંમતિ ન હોય. અત્યારે રાજ્યની તમામ લગામ નૂરજહાને પોતાને હાથ કરીને આખી શેહેનશાહતની પોતેજ ધણી રણ્યાણી થઇ પડી હતી.

પરંતુ જેની ચડતી હોય છે તેનીજ એક દાહાડો પડતી પણ આવે છે. પૂર્ણિમાનો ચંદ્ર અમાવાસ્યાને દાહાડે તદ્દન ક્ષીણ થઇ જાય છે. આપણી કથાનાયિકા નુરજહાનની કીર્તિ જે હમણા છેક ટોચપર ચઢી હતી, તેની હવે પડતી થાય તેવા સંયોગો ઉભા થવાનો વખત નજદીક આવી લાગ્યો હતો. નુરજહાનને શેર અફગાનથી એક દીકરી થઇ હતી, તેજ તેની પાયમાલીનુ પરિણામે કારણ થઇ પડી હતી આ કન્યાને જાહાંગીરના કોઇ પણ એક શાહજાદાની સાથે પરણાવીને તેનેજ જાહાગીરની પાછળ ગાદીપર બેસાડવાનો નુરજહાને મનમાં વિચાર કર્યો હતો.

જાહાગીરને ચાર છોકરાઓમા વડો છોકરો ખુશરૂ હતો, તેણે જાહાંગીરની સામે ઉઘાડી રીતે બંડ કર્યું હતુ, તેથી તે તો કેદખાનામાં પડયો હતો, બીજો શાહજાદો પરવીઝ હતો, તે દારૂડીયો અને નિર્માલ્ય હતો તેથી તેના તરફ નૂરજહાન ધિક્કારની નજરે જોતી હતી. ત્રીજો ખુર્રમ હતો, તે પાણીદાર અને મહત્વાકાક્ષી હતો, તે નૂરના ભાઇ આસફખાનની દીકરી મમતાઝ મહાલ વેરે પરણ્યો હતો અને મેવાડને તાબે કરવામા તેણે મોટુ પરાક્રમ દર્શાવ્યુ હતુ, તેથી નૂરજહાનનુ મન તેનાપર ઠર્યું હતુ. નૂરજહાને મનમા એવો વિચાર કર્યો કે, શાહજહાન પાણીદાર અને મહત્વાકાક્ષી છે, તેથી તેની સાથે પુત્રીને પરણાવીને

બાદશાહની ગાદીનો વારસ કરવાથી જીવતાં સુધી રાજ્યમાં મારી સત્તા જેવી ને તેવી જ જળવાઇ રહેશે. આ વાતનો પ્રથમ તો નૂરજહાને પોતાના મનમા જ વિચાર કર્યો અને પછી તે વિચાર પોતાના ભાઇ વડા વઝીર આસફ્ખાનને પણ એકાતમા કહી સંભળાવ્યો.

આસફ્ખાનને પણ તે વિચાર ગમ્યો ખુર્રમ પોતાનો જમાઇ થતો હતો, તે જો શેહેનશાહની ગાદીપર આવે તો તેમા પોતાનો પણ ઉદયજ હતો, પરન્તુ તેણે તુરતજ પોતાની જે વાત એનના લક્ષમા બીલકુલ નહતી તે વાત તેને જણાવતા કહ્યુ કે, શેહેનશાહનો ખરો ગાદીવારસ તો ખુશરૂ છે હમણા જો કે તે કેદ છે પરન્તુ બાદશાહના મરણ પછી તેનો હક્ક આપણાથી ડુબાવી શકાશે નહી જ કારણ કે તે અબરના રાજા ભગવાનદાસનો ભાણેજ થાય છે અને ખાનઆઝમ જેવા મોટા સેનાપતિનો જમાઇ પણ થાય છે. માટે શેહેનશાહના જીવતાં જ તેનો કોઇ પણ રીતે જો ચડો લાડવો કરી શકાય તેમ હોય તો જ આપણા વિચારો પાર પડે, નહીંતર કર્યુ કરાવ્યુ બધુ ધૂળમા મળી જશે

નૂરજહાને થોડીક વાર વિચાર કર્યાં પછી તે વાત કબુલ કરી અને હિન્દુ કોટવાલના તાબામાથી પોતાના ભાઇના તાબામા લેવાનો વિચાર કર્યો અને તે વિચાર પોતાના ભાઇને કહી સભળાવ્યો આસફ-ખાને પણ તે વાતને ટેકો આપ્યો

ખુશરૂ પોતાના બાપની સામે બંડ કરવાના અપરાધથી તે વખતે અન્નારાય નામના એક બાહોશ ક્ષત્રિય અમલદારની દેખરેખ નિચે કેદખાનામા હતો. ત્યાથી પોતાના ભાઇ આસફ્ખાનના તાબા નિચે લાવવા માટે નૂરજહાને બાદશાહ જાહાગીર જ્યારે દારૂની ભર નિસામા પડ્યો હતો તે વખતે અરજ કરી નિર્દોષ બાદશાહે તે વખતે પરાધીન સ્થિતિમાં તેમ કરવાનો તુરત જ હુકમ આપ્યો. એટલે આસફ્ખાને અન્ના-રાયપર હુકમ લખીને તેને કહાવ્યુ કે, બાદશાહ જાહાગીર તમને હુકમ ફરમાવે છે કે તમારે હાલ ઘડીએ જ ખુશરૂને મારા તાબામા સોંપી દેવો

અન્નારાયે ઉપલકીયા હુકમ તરફ ધ્યાન ન આપતા આસફ્ખાનને કહાવ્યુ કે, મને ખુદ બાદશાહ પોતે જ્યા સુધી હુકમ ફરમાવશે નહી ત્યા સુધી હુ તમારો હુકમ અમલમા લાવી શકીશ નહીં. શાહજાદા ખુશરૂની જીદગીનું જોખમ મારા શિર સાટે છે. સુલતાન જ્યારે પુછે ત્યારે તેનો મારે જવાબ આપવાનો છે તેથી હુ લાચાર છુ.

ભાઇ બેહેન બન્ને અન્નારાયનો જવાબ સાંભળીને ગુસ્સે થઇ ગયાં અને તેઓએ બાદશાહની પાછળ પડીને ગમે તે રીતે પણ ખુશ-રૂનો ઘાટ ઘડવા માટે તેને પોતાના તાબામા લેવાનો વિચાર કર્યો.

બાદશાહ ભાળા મનના હતા, તેને નૂરજહાનના દુષ્ટ વિચારની બીલકુલ ખબર જ નહતી તેણે નૂરજહાનની આડીઅવળી સમજણથી તુરત જ અન્નારાયના તાબામાંથી ખુશરૂને છુટો કરીને આસફખાનના તાબામાં સોંપી દીધો. ખુશરૂને અન્નારાયના તાબામાથી મોકળો કરીને આસફખાનના તાબામાં સોંપવામા આવ્યો છે, એવા ખબર જે વખતે જનાનખાનામાં પહોંચ્યા કે, તેની બેહેનો તથા બેગમ વગેરે રડી કકળીને કલ્પાત કરવા લાગ્યા, અને તેઓના રડવાથી આખુ જનાનખાનુ ગાજી ઉઠ્યું, તે નાખુશી ઉપજાવનારો બનાવ બાદશાહને કાને જતાં જ બાદશાહે ખાસ નૂરજહાનને ખુશરૂની બેહેનોને અને બેગમને ધીરજ આપવા માટે મોકલી પરન્તુ ખુશરૂના કુટુંબે પોતાના જનાનખાનાના બારણાં બંધ કરી દીધા ને નૂરજહાનની મુલાકાત સુદ્ધાત લીધી નહી નૂરજહાન સમયની ભણેલી હતી વળી આ કાવતરામા તેનો મુખ્ય હાથ પણ હતો, તેથી કોઇ પણ જાતનો ક્રોધ ન લાવતા મૂગી મૂગી પાછી પોતાના મહેલમા આવી અને લોકમાં પોતાનો પ્રપંચ ઉઘાડો ન પડી જાય તેને માટે તુરતમા તેણે ખુશરૂને બાદશાહની હજુરમાજ રાખ્યો. જાહાગીર જ્યારે પોતાની સેના સાથે દક્ષિણ દેશમા માડવગઢ તરફ ગયો તે વખતે ખુશરૂને પોતાની સાથે લેતો ગયો તે વખતે અંગ્રેજો હિન્દુસ્તાનમા વ્યાપાર અર્થે આવ્યા હતા, તેઓ નૂરજહાનની આ સઘળી ઘાલમેલ મૂંગે મોઢે જોયા કરતા હતા, તેઓના જણાવ્યા પ્રમાણે ખુશરૂ ભોળા દીલનો અને ઉદાર વૃત્તિનો હતો તે પોતાના બાપની સાથે સાથે દક્ષિણની સવારીમાં ગયો એટલે તેનાં સગા સબંધીઓની શકા તુરત જ દૂર થઇ ગઇ. પરન્તુ નૂરજહાન પોતાની કપટજાળ સંકેલવાને બદલે પાથરતી જ જતી હતી, પણ તે જાણતી નહતી કે હું જે જાળ બીજાને માટે પાથરૂ છું તે જ જાળમા પરિણામે હુ પોતે જ ફસાઇ જવાની છું. ખોદે તે પડે, એ કહેવત નૂરજહાનના સબંધમા ક્ષરેઅક્ષર ખરી પડી હતી નૂરજહાને જો કે જગતની નજરમા ખુશરૂનાપર પ્રેમ બતાવીને તેને શેહેનશાહની સાથે દક્ષિણમાં રવાના કીધો હતો, પરન્તુ તેને ઠાર કરવા માટે જુદા જુદા ઉપાયો તયાર કરી રાખ્યા હતા, માત્ર તેનો ઉપયોગ કરવો જ બાકી હતો.

જ્યારે એક તરફ આ પ્રમાણે ઘોર કર્મ કરવા તયાર થઇ હતી ત્યારે બીજી તરફ પરિણામે વિરૂદ્ધ થઇ પડનારા ખુર્રમના તરફ મમતાથી વર્તતી હતી પ્રથમ તો તેનું દીલ પોતાના તરફ વાળવા માટે તેને અનેક ભેટો મોકલવા લાગી અને માતૃવત્સલતા પણ દર્શાવવા લાગી. પરન્તુ ખુર્રમ બડો બુદ્ધિમાન હતો, તે સમજી ગયો હતો કે

આમાં તેનો કંઇક પણ સ્વાર્થ હોવો જોઇએ. થોડાક દહાડા પછી નૂરજહાને માણસો મારફતે ખુર્રમને કહાવ્યુ કે, તુ ઘણો જ સમજુ ને શૂરો છે અને મારૂ તારાપર મન ઠર્યુ છે માટે હું મારી દીકરી તને પરણાવવાને ઇચ્છુ છું ખુરરમે તેના ઉત્તરમાં માથામા વાગે તેવી ચોખ્ખી ના પાડી, એટલુજ નહિ પરન્તુ દક્ષિણના સમર્થ સુબા ખાન ખાનાનની દીકરી સાથે સાદી કરી. તેની આવી ઉદ્ધતાઇ ભરેલી રીત-ભાતથી નૂરજહાનને બહુજ માઠુ લાગ્યું પોતે જેને ચહાતી હતી, તેણેજ પોતાનો તિરસ્કાર કર્યો, આથી નૂરજહાનને બમણો ગુસ્સો ચઢયો અને જે પોતાની સાથે તટસ્થ તરિકે વર્તતો હતો તેવા ભોળા મનના ખુશરૂને ઠાર કરવાના પ્રપચમા પોતે ઉતરી હતી, તેનો વિચાર કરતા તેને ક્રોધની સાથે પશ્ચાત્તાપ પણ થયો હવે તેની નજર અપ્રિય થઇ પડેલા ખુશરૂના તરફ દોરાઇ અને તેને પોતાની દીકરી સાથે સાદી કરવાનુ કહેણ મોકલાવ્યું. તેમ કરવાનુ કારણ પણ એ હતું કે ખુશરૂ ગાદીનો ખરો વારસ હતો તેથી પરિણામે રાજ્યસત્તા પોતાનાજ હાથમા રહે.

હવે નૂરજહાન ખુશરૂનું દીલ જીતી લેવાના ઉપાયો કરવા માડી અને તેને અનેક લાલચો આપી, તોપણ એકપત્નીનિષ્ઠ ખુશરૂએ લાલ-ચમા ન ફસાતા પરણવાને માટે ચોખ્ખી ના પાડી. છેવટે નૂરજહાને ખુશરૂની બેગમ કે જે વડા સેનાપતિ આઝીમખાનની દીકરી થતી હતી, તેને બોલાવીને સમજાવી અને તેણે પણ ખુશરૂને પ્રાર્થના કરીને કહ્યુ કે, આ સાદી કરવામાં તમારો પોતાનો ઉદય સમાયલો છે, રાજ્યની તમામ લગામ નૂરજહાનના હાથમાં છે તેથી તેનુ અપમાન કરવાથી વખતપર તમારો જીવ જોખમમા આવી પડવાનો ભય રહે છે માટે સમજો તો સારૂ છે પરન્તુ એકપત્નીનિષ્ઠ ખુશરૂએ પણ નૂરજહા-નની દીકરી સાથે સાદી કરવાની ચોખ્ખી ના પાડી

જ્યારે તે સર્વ ઠેકાણેથી નિષ્ફળ ઉતરી ત્યારે તેણે ચોથા છોકરા શેહેરીયાર સાથે પોતાની દીકરીને પરણાવવાનો વિચાર કર્યો પરન્તુ શેહેરીયાર ચોથો દીકરો હતો. ત્રણ પછી તેને રાજગાદીનો વારસો મળે તેમ હતુ વળી તે એક ખવાસણના પેટનો છોકરો હોવાથી બીજા શાહજાદા જેવો વગવસીલદાર તેમજ મા તરફથી ખાનદાન પણ ન હતો તોપણ નૂરજહાને પોતાના મનમા શેહેરીયાર જોડે દીકરીને પરણાવવાનો પક્કો ઠરાવ કર્યો અને તેની સાથે સાથે બીજા શાહજાદા-ઓના ઉપર રાજદ્રોહનો આરોપ મૂકીને અથવા તો હરકોઇ પણ ખટ-પટથી તેઓને ઠાર કરી નાખીને શેહેરીયારનેજ જાહાગીર પછી

તેટલા વખતમાં ખુર્રમે ઘણુાજ માનપાનથી તેનો સત્કાર કરીને તેને વશ કરી લીધો આમ કેટલાક દિવસો સુધી ચાલ્યા પછી એક દિવસે ખુર્રમ મદવાડનો બહાનો કાઢીને નજદીકના ગામોમાં હવા ફેર કરવાને ચાલ્યો ગયો, અને પાછળથી તેના સંકેત પ્રમાણે ખુસરૂનુ ખુન કરવામા આવ્યું વડા દીકરાના ખુનના ખબર બાદશાહને થતા ખુર્રમના ઉપર તેને બહુજ ગુસ્સો ચઢયો, તે તકનો લાભ લઇને નૂરજહાને બાદશાહના ક્રોધમાં વધારો કરવા માટે કહ્યુ કે, જહાંપનાહ! હવે તમે તેનાપર જો ખામોશ કરશો, તો તે એક વખતે તમારા ખુનથી પણ પોતાના હાથ ધોવાને ચુકશે નહીં તે ઘણોજ ખુની અને નીચ મનનો છે તે તમારો ઘાટ ઘડવાને પણ સઘળી છુપી તયારીઓ કરી રહ્યો છે, માટે તમે તેના કામો ઉપર બહુજ બારીકીથી ધ્યાન આપો. તેના હાથમાથી સઘળી સત્તા છિનવી લઇને તમારી હજુરમા બોલાવી મગાવો અને તેના તાબાના રાજ્યોપર તથા સેનાપર નવો અધિકારી નિમો! મનુષ્ય મોટો અધિકાર મેળવવા માટે રાત દાહાડો પ્રયત્ન કર્યાજ કરે છે અને તેને માટે જોઇએ તેટલો પ્રયત્ન પણ કરે છે રાજકુમારો અને શાહજાદાઓ ભોળા મનના હોય છે, તેઓને રાજ્યના અધિકારીઓ અને ઉમરાવો પોતાનુ હથીયાર બનાવીને તેની મારફતે પોતાના કામ સાધી લેવાના અનેક પ્રયત્નો કરે છે. જેણે એકવાર ફસાવ્યા, તેનો ફરીને કદી પણ વિશ્વાસ કરવો વાજબી નથી. હુ તમને ખાત્રીથી કહુ છુ કે; ખુર્રમ ઉપર ઉપરથી તો તમારી સાથે વિવેકથી તથા પ્રેમભાવથી વર્તીને નમ્રતા બતાવે છે પરતુ અદરખાનેથી તે બડો દગલબાજ છે.

નમે નમેકી રીતહે, બોહોત નમે નાદાન,
દગલબાજ દુના નમે, ચિત્તા ચોર કમાન.

તમારે તેને ફુલની શય્યામા છુપાઇ રહેલાં ઝેરી સર્પના જેવો જાણવો.

આ રીતે ખુર્રમની બાબતમાં નૂરજહાને બને તેટલી ખરાબ અસર જાહાંગીરના મનમા પેદા કરી ખુશરૂના ખુન થવાથી જાહાંગીરને પણ પોતાના શાહાજાદાનો ભય લાગવા માડયો. ખુની ખુર્રમની આવી ચાલને લીધે ગુસ્સે થઇને શેહેનશાહે તેને શિક્ષા કરવાનો પક્કો ઠરાવ કર્યો તે વાતની ખબર પડતા ભાઇના ખુનમાથી નિકળી જઇને શુદ્ધ થવા માટે ખુર્રમે પણ ઉપર ઉપરથી બહુજ શોક પાળીને, તથા રડી રસળીને એટલો બધો ઢોંગ કર્યો કે ઘણા લોકો ખુર્રમને નિષ્પક્ષપાતી-શુદ્ધ માનવા લાગ્યા. પરતુ નૂરજહાને અને જાહાંગીરે તેના ઉપર ઉપરના ઢોંગોપર જરા પણ ધ્યાન આપ્યુ જ નહી જાહાંગીરે ખુર્રમના ઉપર

તેટલા વખતમાં ખુર્રમે ઘણાજ માનપાનથી તેનો સત્કાર કરીને તેને વશ કરી લીધો. આમ કેટલાક દિવસો સુધી ચાલ્યા પછી એક દિવસે ખુર્રમ મહવાડનો બહાનો કાઢીને નજદીકના ગામોમા હવા ફેર કરવાને ચાલ્યો ગયો, અને પાછળથી તેના સંકેત પ્રમાણે ખુસરૂનુ ખુન કરવામા આવ્યું. વડા દીકરાના ખુનના ખબર બાદશાહને થતા ખુર્રમના ઉપર તેને બહુજ ગુસ્સો ચઢયો, તે તકનો લાભ લઇને નૂરેજહાને બાદશાહના ક્રોધમા વધારો કરવા માટે કહ્યુ કે, જહાપનાહ ! હવે તમે તેનાપર જો ખામોશ કરશો, તો તે એક વખતે તમારા ખુનથી પણ પોતાના હાથ ધોવાને ચુકશે નહી તે ઘણોજ ખુની અને નીચ મનનો છે તે તમારો ઘાટ ઘડવાને પણ સઘળી છુપી તયારીઓ કરી રહ્યો છે, માટે તમે તેના કામો ઉપર બહુજ બારીકીથી ધ્યાન આપો. તેના હાથમાથી સઘળી સત્તા છિનવી લઇને તમારી હજુરમા બોલાવી મગાવો અને તેના તાબાના રાજ્યોપર તથા સેનાપર નવો અધિકારી નિમો ! મનુષ્ય મોટા અધિકાર મેળવવા માટે રાત દાહાડો પ્રયત્ન કર્યાજ કરે છે અને તેને માટે જોઇએ તેટલો પ્રયત્ન પણ કરે છે રાજકુમારો અને શાહજાદાઓ ભોળા મનના હોય છે, તેઓને રાજ્યના અધિકારીઓ અને ઉમરાવો પોતાનુ હથીયાર બનાવીને તેની મારફતે પોતાના કામ સાધી લેવાના અનેક પ્રયત્નો કરે છે જેણે એકવાર ફસાવ્યા, તેનો ફરીને કદી પણ વિશ્વાસ કરવો વાજબી નથી. હુ તમને ખાત્રીથી કહુ છુ કે, ખુર્રમ ઉપર ઉપરથી તો તમારી સાથે વિવેકથી તથા પ્રેમભાવથી વર્તીને નમ્રતા બતાવે છે પરતુ અંતરખાનેથી તે બડો દગલબાજ છે.

નમે નમેકી રીતહે, બોહોત નમે નાદાન,
દગલબાજ દુના નમે, ચિત્તા ચોર કમાન.

તમારે તેને ફુલની શય્યામા છુપાઇ રહેલા ઝેરી સર્પના જેવો જાણવો.

આ રીતે ખુર્રમની બાબતમા નૂરજહાને બને તેટલી ખરાબ અસર જાહાગીરના મનમા પેદા કરી ખુશરૂના ખુન થવાથી જાહાગીરને પણ પોતાના શાહાજાદાનો ભય લાગવા માડયો. ખુની ખુર્રમની આવી ચાલને લીધે ગુસ્સે થઇને શેહેનશાહે તેને શિક્ષા કરવાનો પક્કો ઠરાવ કર્યો તે વાતની ખબર પડતા ભાઇના ખુનમાથી નિકળી જઇને શુદ્ધ થવા માટે ખુર્રમે પણ ઉપર ઉપરથી બહુજ શોક પાળીને, તથા રડી રસળીને એટલો બધો ઢોંગ કર્યો કે ઘણા લોકો ખુર્રમને નિષ્પક્ષપાતી— શુદ્ધ માનવા લાગ્યા. પરતુ નૂરજહાને અને જાહાગીરે તેના ઉપર ઉપરના ઢોંગોપર જરા પણ ધ્યાન આપ્યુ જ નહી. જાહાંગીરે ખુર્રમના ઉપર

એક પત્ર લખીને તેને જણાવ્યુ કે, ખુશરૂનુ મુડદુ જે, સા દફનાવ્યુ છે, તે મને જોવા માટે આ પત્ર મળતાજ તુરત મારી હજુરમા રવાના કરી દેજે ખુરરમે પિતાનો હુકમ મળતા તુરત ખુશરૂનુ મુડદુ આગ્રાસાં બાદશાહની હજુરમાં બંદોબસ્તની સાથે રવાના કરી દીધુ જાહાગીરે પુત્રનુ મુડદુ આવી પહોંચ્યુ કે શોકાશ્રુથી તેને સ્નાન કરાવીને દફનાવ્યું અને તેની ઘટતી ઉત્તર ક્રિયા કરી.

શાહજાદા ખુરરમને નૂરજહાનની ભત્રીજી પરણાવી હતી, તોપણ નૂરજહાન તે સબધ તરફ ધ્યાન આપે તેવી ન હતી જનાનખાનામા રહ્યા પછી ત્યા આગળ થતાં ભયકર કર્મોના સસ્કારથી તેનુ હૃદય બહુજ ક્રૂર થઇ ગયુ હતુ. ખુરરમને ખાત્રી હતી કે મારો બાપ જે આટલી બધી કરડી નજર મારા તરફ રાખે છે તેનુ કારણ માત્ર નૂરજહાનજ છે માટે બનતા સૂધી તેને તાબે કરી લેવી જોઇએ. પરતુ આસપાસના સયોગો ઉપરથી નૂરજહાન કોઇ પણ રીતે સરખી ઉતરે એમ તેને જણાયુ નહીં તે ઉપરથી તેણે જાહેર રીતે બાપની સામે બંડ કરવાનો વિચાર કર્યો જાહાગીરે જેવી અકબરની દશા કરી હતી તેવીજ દશા ભોગવવાનો આજે તેને પણ સમય આવી લાગ્યો પુત્ર ખુરરમને પકડી કેદ કરીને પોતાના તાબામા રાખવાનો ઘણોએ શેહેનશાહે વિચાર કર્યો, પરતુ તેને માટે જોઇએ તેટલુ લશ્કર પોતાની પાસે ન હતુ એટલામા મોહોબતખાન જે પોતાના પાચ હજાર રજપૂત સીપાઇઓની સાથે કદહારના કિલ્લામા પડયો હતો, તેણે શેહેનશાહને પત્રદ્વારા વિનતિ કરી કે હુ થોડાજ વખતમા આપની હજુરમાં કામ પ્રસગે હાજર થાઉ છુ એટલામા તો થોડાજ દિવસોમાં બાદશાહના લશ્કરે બડખોર ખુરરમનો પરાજય કરીને ખુરરમને મળી ગયેલા લોકોને વિખેરી નાખ્યા. પોતાનું આદરેલુ કામ આ પ્રમાણે દુર્દૈવને લીધે પડી ભાગ્યુ, તે ઉપરથી ખુરરમ નિરાશ થઇ ગયો અને તેણે આત્મહત્યા કરવાનો વિચાર કર્યો, પરતુ પાછળથી દુ ખ ઓછુ થવાને લીધે તે છુપી રીતે મેવાડના પર્વતોમા જઇને ભરાઇ બેઠો તેણે થોડાજ દિવસમા શેહેનશાહ અને નૂરજહાનની સાથે સલાહસપ કરી તેઓના ગુસ્સાને શાત પાડવાનો વિચાર કર્યો પરતુ તેનાં તેવા સારા ભાગ્ય ન હતા તેની ટોળીને ગુજરાતમા બાદશાહનાં લશ્કરે હરાવીને પાયમાલ કરી નાખી અને મોહોબતખાનના હાથ નિચે મોટુ લશ્કર આપીને બાદશાહે ખુરરમને પકડી પાડવા માટે મોકલ્યો. તે વાત ખુરરમના કાનપર આવતાંજ તે સાવધાન થઇ ગયો અને મેવાડના પહાડોને છોડી દઇને લઢાઇ કરવા માટે મેદાન પડયો. તે માળવામા થઇને નર્મદા નદી ઉતર્યા પછી પોતાની પાછળ જે

શાહનું લશ્કર પડયું હતું તેની સામે સફ સમારીને ઉભો રહ્યો. પરંતુ તેની પાસે જે લશ્કર હતું, તે નામર્દ હતું, કટોકટીને વખતે તે બાદશાહના લશ્કરની સામે ટકી શકયું નહી, તેથી ખુર્રમને પાછા પહાડોમાં છુપાઇ જવાની ફરજ પડી. પરંતુ તેણે પહાડમાં ઝાઝો વખત છૂપાઇ ન રહેતાં ત્યાંથી ગોવળકુંડાનો માર્ગ લીધો અને ત્યાંથી પરભાર્યો બંગાળા તરફ નાઠો.

બંડખોર ખુર્રમ હાથમાં ન આવતા નાશી છુટયો છે એવા ખબર સાંભળીને નૂરજહાનના મનમાં ઘણોજ ખેદ થયો, તેણે વિચાર કર્યો કે, બંડખોર શાહજાદાને કેદ કર્યા વિના કે ઠાર માર્યા વિના રાજ વ્યવસ્થા સરળતાથી ચાલશેજ નહી વળી બીજી બીક તેના મનમાં એ પણ હતી કે, જો ખુર્રમને ઠાર કરવામાં આવશે નહી તો મારા જમાઇ શેહેરીયારને રાજગાદી કદી પણ મળશેજ નહીં આવા વિચારને અંગે નૂરજહાને જાહાંગીરના મનમા શાહજાદા તરફ દ્વેષ ઉત્પન્ન કરાવ્યો હતો, તેથી ખુર્રમ પોતાના પિતા જાહાંગીરના પગમા પડીને, તેના મનનું સમાધાન કરવાની ઘણીએ ઇચ્છા રાખતો હતો, તો પણ તે આગ્રાની હદમા જવાની હિંમત કરી શકતો ન હતો. કારણ કે નૂરજહાન ખુની સ્વભાવની હતી, તે એકવાર સપડાઇ ગયા પછી કદી પણ છોડે તેવી નથી. આવી ખુર્રમને ખાતરી હતી, તેથી બાપદીકરા વચ્ચે છેવટ સુધી અંતરજ રહ્યુ છેવટ સુધી એક બીજાને એક બીજાના મોકળા મનના વિચારો દર્શાવવાનો વખતજ રહ્યો નહી અને તેને અંગેજ ઉત્તરોત્તર વૈરમાં વધારો થતો જ ગયો

ખુર્રમે બંગાલામા દાખલ થઇને ત્યા મોટું લશ્કર ઉભુ કર્યું અને તેની સહાયતાથી તિલીયાગોરના કિલ્લાને પોતાને હાથ કરીને ઢાકા શેહેરને પણ તાબે કર્યું આ શેહેર તે વખતે બંગાલાની રાજધાની ગણાતું હતું ખુર્રમે આ શેહેરને તાબે કરીને ત્યાંથી અઢળક દોલત ઉપરાંત હાથી, ઘોડા તથા લઢાઇના બેસુમાર હથીયારો મેળવ્યા ઉપરાત ત્યાંના જુના સુબેદારને હાંકી કાઢીને તેની જગ્યાપર નવા સુબેદારને નિમ્યો અને પોતાનુ શાહાજાહાન એવુ નામ જાહેર કરીને પોતાના તરફથી સઘળો વહીવટ ચાલુ કરી દીધો.

બંગાળાને તાબે કર્યા પછી બહાર પ્રાંત તરફ ચઢાઇ કરી, શાહાજહાનને ચઢી આવતો સાંભળીને ત્યાંનો હાકેમ શેહેર છોડીને નાશી ગયો અને ત્યાંની પ્રજાએ શાહાજહાનની છાવણીમા હાજર થઇને તેને અનેક પ્રકારનો નજરાણો આપ્યો. શાહજહાને પ્રજાનો નજરાણો લઇને તેણે પ્રદર્શિત કરેલી રાજભક્તિને લીધે ત્યાંની પ્રજાને ઘણુ માન આપ્યુ

એટલામા હોટસ કિલ્લાનો સુબેદાર મુબારિક એકદમ શાહજહાનને શરણે આવ્યો અને કીલ્લાની તમામ કુંચીઓ શાહજહાનના પગ આગળ મૂકી દીધી. આ કિલ્લો બહુ જ મજબૂત ગણાતો હતો, ઘણા ઘણા વીર પુરૂષો આ કિલ્લાને તાબે કરી શક્યા ન હતા, આવો દુર્ભેદ્ય કિલ્લો હાથમા આવવાથી શાહજહાનને મોટી સગવડ થઇ પડી. હમણાં સુધી તો તેને પોતાના કુટુંબ કબીલાને માટે બહુ જ ધાસ્તી રહેતી હતી, પણ તે ધાસ્તી હવે દૂર થઈ ગઇ. પોતાનાં કુટુંબને આ અભેદ્ય કિલ્લામાં રાખવાથી તેને હવે કુટુંબની રક્ષા કરવા સબંધી જરા પણ ભય રહ્યો નહીં, તેથી તે રણભૂમિપર આવી પડનારા ભારે સંકટની સામે તથા દુર્ભાગ્યને લીધે પોતાનાપર ગુજરનારી આફતની સામે ટક્કર ઝીલવાને તયાર થઇ ગયો. આ તરફ વિજય થવાથી શાહજાદાને બહુજ ગર્વ આવી ગયો હતો. તેણે મનમા વિચાર કર્યો કે, જે લશ્કરે મારાં લશ્કરને બે વાર હાર ખવરાવી છે, તે લશ્કરનો પરાજય કરવાની હવે મારામા પણ શક્તિ આવી છે. મોહબતખાન પણ પોતાના લશ્કરની સાથે બંડખોર રાજકુમારને શાહના ફરમાન મુજબ શિક્ષા કરવા માટે ગગા નદીના તીર ઉપર થઇને છેક બનારસ સુધી ચઢી આવ્યો. બંડખોરના લશ્કરના ચાલીસ હજાર માણસો હતાં અને તેણે નદીમા એક નાના કિનારા ઉપર પોતાનો પડાવ કર્યો હતો. બાદશાહનું લશ્કર બંડખોરના લશ્કર કરતા ઘણુજ થોડુ હતું, તો પણ તેણે તેના ઉપર હલ્લો કર્યો, બન્ને વચ્ચે ભયકર લડાઈ શરૂ થઈ સીપાઇઓ છાવપર આવીને લઢવા લાગ્યા, પરંતુ એટલામાં ખુર્રમ પોતે બાદશાહી લશ્કરના ઘેરા વચ્ચે ઘેરાઈ જવાની અણી ઉપર આવ્યો, તે જોઇને તેનો એક ઉમરાવ તેના ઘોડાની લગામ પકડીને તેને રણભૂમિપરથી દૂર ખેંચી ગયો અને ત્યા ખુર્રમ હોટસ કિલ્લામાં જ્યા પોતાના કુટુંબને રાખ્યું હતુ ત્યા નાશી ગયો. શાહજહાનની ગેરહાજરી જોઇને તેના લશ્કરમા ભગાણુ પડયુ, તેથી શાહનુ સૈન્ય તેની છાવણીમા લુટાલુટ કરવા મંડી પડયું, તે તકનો લાભ લઇને શાહજહાનને નાશી જવાનુ વધારે અનુકૂળ થઈ પડયુ.

શાહજહાનની જો કે ઉતરતી કળા હતી, તો પણ તેટલાથી તે ગભરાઈ ગયો નહીં. તેનુ મન બહુજ દઢ અને ધીર હતુ. જેમ જેમ તેની હાર થતી ગઇ તેમ તેમ તે વધારે સાહસીક થતો ગયો તેણે અબીરના રાજાને પોતાના પક્ષમાં મેલવી લીધો. કારણ કે તે રાજાને જાહાગીરની જોડે વેર હતું, તેથી તેણે રાજી ખુશીથી શાહજહાનને મદદ કરી. શાહજહાએ થઇ શકે તેટલુ લશ્કર એકઠું કરીને બહાણપુરપર હલ્લો

કરી તેને તાબે કર્યું. પરંતુ બાદશાહનાં લસ્કરે તુરતજ તેના ઉપર હુમેલો કર્યો. તે ઉપરથી ખુર્રમ બાલેઘાટ તરફ નાશી ગયો. તેણે નાશતાં નાશતાં પણ ખાનદેશના કેટલાએક મજબૂત કિલ્લાઓ તાબે કરવા માટે મેહેનત કરી. પરતુ તેની તે સર્વ મેહેનત ફોગટ ગઇ, તેની તેવી દુર્દશા જોઇને તેના સરદારો અને લસ્કર તેને છોડીને શત્રુના પક્ષમાં મળી ગયા. માત્ર એક હજાર ઘોડેસ્વારજ તેની તેહેનાતમા બાકી રહ્યા આ રીતે દુર્દશામાં આવી પડતાં બીજી તરફથી તે માંદો પડયો. બાદશાહનું લશ્કર તો તેની પુઠેજ પડયુ હતુ તેથી તે માદો માદો પણ રાત દાહાડો આમ તેમ નાશ ભાગ કરવામાજ કાઢતો હતો. મનુષ્ય માત્ર તેનાં શત્રુ થઇ પડયા હતા અને તે પણ સર્વનો શત્રુ થઇ પડયો હતો. કારણ કે તેણે જ્યા જ્યાં હલ્લો કર્યો હતો ત્યાં ત્યા રહેતી રૈયતને દુઃખ દેવામા બાકી રાખી ન હતી. તેથી તેની સ્થિતિ બહુજ કઢગી થઇ પડી. કોઇ પણ એવુ ઠેકાણુ રહ્યું ન હતુ કે જ્યા તેને આશ્રય મળે! આખરે શાહજહાંએ કંટાળી જઇને જાહાગીરના ઉપર એક પ્રાર્થના પત્ર લખ્યો, તેમા તેણે પોતાના તમામ અપરાધો કબૂલ કર્યા અને પોતાની થઇ પડેલી અત્યંત કઢંગી સ્થિતિનુ પણ તેમાં વર્ણન કર્યું. બાદશાહ જાહાગીર ભોળા સ્વભાવનો, દયાળુ અને ઉદાર હતો. પોતાના દીકરાની હૃદય દ્રાવક દુઃખી સ્થિતિ જોઇને તેના મનમા બહુજ ખેદ થયો અને પોતાના પુત્રે પોતાનો અપરાધ કબૂલ કર્યો તે ઉપરથી જાહાગીરના મનમાં તેને ક્ષમા આપવાનો વિચાર થયો.

જાહાગીર ખુર્રમની દગલબાજીથી જાણીતો થઇ ગયો હતો, તેથી તેણે પોતાના શાહજાદાને લખ્યુ કે, તું જો હોટર્સ, અમેરી અને બીજા જે જે કિલ્લાઓ તારા તાબામા હોય તે તે કિલ્લાઓનો અધિકાર છોડી દઇને મારા માણસને તાબે કરી દઇશ, તથા તારા છોકરા દારા, ઔરંગઝેબ, અને મુરાદ એ ત્રણેને મારી હજુરમાં મોકલીશ તો હું તને તારા તમામ અપરાધની માફી આપીશ ખુર્રમે પિતાની આજ્ઞાને મોટા આનદથી માથે ચઢાવી, પોતાના તાબામાં રહેલા તમામ કિલ્લાઓ જાહાંગીરને પાછા સોંપી દીધા અને પોતાના ત્રણે શાહજાદાઓને બાદશાહની હજુરમાં મોકલી દીધા. પરતુ પોતે આગ્રામા ગયોજ નહીં, કારણ કે જો પોતે આગ્રામાં જાય તો નૂરજહાન તેને કદી પણ જીવતો છોડે જ નહીં. તેથી તે પાચશો સવારોની સાથે મોજમજાહની ખાતર જુદા જુદા દેશોમા મુસાફરી કરીને દિવસો ગુજારવા લાગ્યો. આ બંડ બેસાડી દેવામાં અને શાહજહાનનો મદ ઉતારવામા નૂરજહાનની દીર્ઘદૃષ્ટિ તથા ધીરજ કેટલેક અંશે આભારી હતાં. તેમ બીજી

તરફ વફાદાર સેનાપતિ મોહોબતખાને બતાવેલી બહાદુરી પણ તેમાં કારણ હતી. આ બંડ બેસારી દેવામાં અથાગ પરાક્રમ તથા મેહેનત કરીને મોહોબતખાને જાહાંગીર અને નૂરજહાન એમ બન્નેના દીલ જીતી લીધા હતાં

## પ્રકરણ ૧૫ મું.

### લેને ગઇ પૂત ઓર ખોઈ આઈ ખસમ.

મોહોબતખાને ખુર્રમના બંડને તોડી પાડીને રાજ્યનું મોટામાં મોટું કામ બજાવવામાં જે ડાહાપણ વાપર્યું હતું, તે ખરેખર બીજા રાજભકતોએ પણ અનુકરણ કરવા જેવું હતું. તેમજ નૂરજહાનની પણ આખી જીંદગીમાં આના જેવું બીજું એક પણ કામ બન્યું ન હતું કે જેમાં તેના ધીર અને દૃઢ સ્વભાવની પરીક્ષા થઈ હોય મોહોબતખાન જાહાગીરનો વડો સેનાપતિ હતો; તેણે નિષ્પક્ષપાતપણે જે રાજકીય કાર્ય કર્યું હતું અને બીજા પણ કેટલાક કાર્યો બજાવ્યા હતા તેથી ખુદ શેહેનશાહ અને નૂરજહાન તેના ઉપર બહુજ પ્રસન્ન થયા હતા; તેઓએ તેના માનમાં ઘણોજ વધારો કરી આપ્યો એટલુંજ નહીં પરંતુ તેના કુટુંબનાં માણસોની પણ પોતાના દરબારમાં જોખમ ભરેલા હોદ્દાઓપર નિમણુક કરીને તેઓને મોટા મોટા મહત્વના કામો સોપ્યા. બાદશાહ તરફથી મોટું માન મળ્યું તે જોઇને અમીર ઉમરાવો તરફથી પણ તેને માન મળવા લાગ્યું પરનુ તે માન થોડા દાહાડાને માટે હતું.

બાદશાહના ઉપર ખુર્રમે જે ક્ષમાપત્ર મોકલ્યો હતો, તે આપણે આગલા પ્રકરણમાં વાચી ગયા છીએ. તે પત્ર ખુર્રમે ખરા અંતઃકરણથી કૃતજ્ઞપણે લખ્યો નહતો પરતુ તે પત્ર તો એક ઉપલકીયો પત્રજ હતો. કોઇ પણ ભયંકર પ્રસંગમાં ફસાઇ જતાં રાજાઓ અને રાજકુમારો આવી જ રીતે પોતાનું કૃતજ્ઞપણું દર્શાવવા ચુકતા નથી પરંતુ તેઓની ક્ષમા-પ્રાર્થના અંતઃકરણની છે કે ઉપલકીયા છે, તે કોઈ પણ જાણી શકતું નથી. તેઓનો સ્વભાવ ખીસકોલીના જેવો ચંચળ હોય છે, તેઓ કોઇ પણ કામ કરવામાં પાછું વાળીને જોતાજ નથી. તેમ તેઓને શંકા આવતાં પણ વાર લાગતી નથી. તેઓ જ્યારે સાહસ ભરેલું કામ કરવા ધારે છે ત્યારે તેના પરિણામનો બીલકુલ વિચારજ કરતા નથી. શાહાજહાન પણ તેમાંનોજ એક રાજકુમાર હતો;

જેમ જેમ દિવસો વીતતા ગયા તેમ તેમ શેહેનશાહની હજુરમાં મોહોબતખાનનું માન વધતું ગયું તેથી સુલતાના નુરજહાનના મનમા ભય થવા લાગ્યો. એટલુજ નહી પરતુ તેને ઈર્ષ્યા પણ થઇ આવી, તેને લીધે તે મોહોબતખાનપર થયલી બાદશાહની પ્રીતિમાં હવે ભગાણુ પાડવાનો પ્રસગ શોધવા લાગી. બાદશાહ જાહાગીર બહુ જ વહેમી મનનો હતો, તેમા તેના શાહાજાદા શાહજહાને બડ કરીને વધારો કરી મૂકયો હતો તેથી તે ચાલતાં કોઇનો પણ એકદમ વિશ્વાસ કરતો નહી તોપણ મોહોબતખાન કે જેણે ચાણીને વખતે મોટા બડને તોડી પાડીને રાજભક્તિ દર્શાવી આપી હતી, તેથી તેના તરફ વિશ્વાસની નજરથી જોતો હતો. ઘણા દરબારી લોકો મોહોબતનામાં રહેલી યોગ્યતાની ઈર્ષ્યા કરીને તેના સબધમાં બાદશાહના કાનમા ઝેર રેડવા મડ્યા હતા તોપણ રાજ્યના એક આધારસ્તંભ જેવા મોહોબતખાનના સબધમા બાદશાહને જરા પણ શકા કે વિકાર થતો જ નહીં. કારણ કે મોહોબતખાનના સબધમાં તેના વિરોધી લોકોએ જે ખરાબ વિચારો બાદશાહને જાહેર કર્યા હતા. તેને માટે પ્રયત્ન પૂર્વક શોધ કર્યા છતાં એક પણ પુરાવો બાદશાહને મળ્યો નહતો, તોપણ તેનો સ્વભાવ જન્મથીજ ચંચળ હતો, તેને લીધે દિવસે દિવસે મોહોબતખાનપર તેનો પ્રેમ ઓછો થવા લાગ્યો, તે વાત ડાહ્યા મોહોબતખાનથી ઝાઝો વખત સુધી અજાણી રહી નહીં. મોહોબતખાન બાદશાહની પોતાના તરફ થયલી ઉદાસ વૃત્તિ જોઇને સમજી ગયો કે આ બધાનું કારણ સુલતાના નૂરજહાનજ હોવુ જોઇએ. કારણ કે બાદશાહ તે વખતે નૂરજહાનના હાથનું રમકડું થઈ પડ્યો હતો, તે વાત દેખીતીજ હતી. જ્યાસુધી બીજાઓ દ્વેષ કરતા હતા ત્યાંસુધી તો તેનો ઉપાય ચાલે તેમ હતો પરતુ જ્યા વડી બેગમ નૂરજહાન જ આપણાથી વિરૂદ્ધ પડી છે ત્યા હવે કશો પણ ઉપાય ચાલી શકે તેમ નથી, આવો વિચાર કરીને તે બહુજ સાવધાન રહેવા લાગ્યો પાછળથી બાદશાહ અને મોહોબતખાન વચ્ચે એટલુ બધુ વૈર ઉભુ થયુ કે તે વૈરને લીધે મોગલ વશનું રાજ્ય બીજા વંશજોનાં હાથમાં જવાને તયાર થઇ ગયુ હતુ એટલું જ નહીં પરતુ ખટપટીયા દરબારીઓએ એક એવી તો ગપ ઉરાડી મૂકી કે, મોહોબતખાને શાહજાદાને મારી નાખવાની સુલતાનાને સલાહ આપી છે અને બાદશાહે તેનું વૈર લેવાનો નિશ્ચય કર્યો છે, ત્યારે બીજા કેટલાએક ખટપટીયાઓએ વળી એવી ખોટી વાત ઉરાડી કે, મોહોબતખાન, શેહેનશાહ અને સુલતાના બન્નેને મારી નાખીને શાહાજહાનને ગાદીપર બેસાર-

વાનો પ્રયત્ન કરી રહ્યો છે. આવી આવી રોજ ખુદ બાદશાહના અને સુલતાનાના સંબંધમાં અનેક ગપો ઉડવા લાગ્યાં એટલે બાદશાહ મોહોબતખાનના તરફ બહુ જ શંકાની નજરથી જોવા લાગ્યો અને મોહોબતખાને પ્રથમ દર્શાવેલી રાજ્યભક્તિને તથા ઇમાનદારીને એકદમ વિસારી દઇને જાહાંગીર વહેમથી આંધળો બની ગયો અને જાહેર રીતે તેની સાથે વૈરભાવથી વર્તવા લાગ્યો. આમા નૂરજહાનનો અને એક અફગાન સરદાર ખાનખાનાનનો મુખ્ય હાથ હતો. આ ખટપટ ચાલતી હતી તે વખતે મોહોબતખાન લાહોરના કિલ્લામા વડા સેનાપતિ તરિકે પાચ હજાર રજપૂત સીપાઇઓની સાથે પડાવ કરીને પડયો હતો. તેને સેનાપતિના હોદ્દાપરથી દૂર કરીને તેની જગ્યાપર એક અફગાન સરદાર ખાનખાનાનની નિમણુક કરી. આ કાર્ય ઉપરથી જાહાંગીરના રાજકીય કાર્યનુ ધોરણ સહજ ધ્યાનમાં આવે તે નૂરજહાનની પણ અફગાનોને તાબામાં રાખવા માટે જ્યારે રજપૂતોને [illegible] બન્યું ન હતુ કે ચઢાવ્યા હતા, ત્યારે જાહાગીરે રજપૂતોને દબાવવા હોય મોહોબત-ઉંચી પાયરીપર ચઢાવ્યા હતા પરન્તુ તેનુ પરિણામ નિષ્પક્ષપાતપણે જે ખરાબ આવ્યુ હતુ, જે ઇતિહાસવેત્તાઓથી જાણીતું [illegible] કાર્યો બજાવ્યા

મોહોબતખાને પોતાના હુદ્દાનો ચાર્જ ખાનખા[illegible]ર બહુજ પ્રસન્ન પોતાની હજુરમા હાજર થવાનુ બાદશાહ તરફથી ક[illegible] આપ્યો એટ-મોહોબતખાન શાહની દરબારમા હાજર થયો નહીં, [illegible]ના દરબારમાં તરફથી બહુ જ દબાણ ભરેલો બીજો હુકમ દરબારમાં હો[illegible] મોટા મહ-મોહોબતખાન ઉપર રવાના કરવામાં આવ્યો, તે જોઇને તે જોઇને પોતાનાપર થયેલી નાખુશીનુ તેણે તુરત જ અનુમાન કરી [illegible] તે માન સમજી ગયો કે મારા ઉપર ભવિષ્યમા ભયકર આફત આવ[illegible]

તોપણ પોતે નિર્દોષ હતો છતા બાદશાહ પોતાનાપર નાખુશ[illegible]તો, તે તે જોઇને તેના મનમાં ખેદની સાથે આશ્ચર્ય પણ થયુ. દરબ્બે ખરા અબ્બે હુકમો આવવાથી તે ખુદ આગરા જવાને તયાર થયો અને[illegible] થની વેળાએ તેણે પોતાના રક્ષણનો પક્કો નિશ્ચય પણ કરી નાખ્યો [illegible] જતાં પેહેલાં કેટલાએક સગીન સરદારોને પોતાનો વિચાર જણાવતાં તેઓએ મોહોબતખાનને કહ્યુ કે, અત્યારે જાહાગીર છેડાયલો છે. અને તમામ અમીર ઉમરાવો તમારા વિરૂદ્ધમા છે, માટે આપણે હમણા આપણો કિલ્લો હાથ કરીને બેસી રહેવુ વધારે સારૂ છે. શાહાનશાહ પોતાના ફરમાનનું અપમાન થયુ જાણીને બહુ જ ગુસ્સે થઇ ગયો અને તેણે એક સરદારને લશ્કર સાથે મોહોબતખાનને શિક્ષા કરવા માટે મોકલ્યો. તે સર્વ દેખાવો પરથી મોહોબતખાન ચારે તરફથી પોતાનો બચાવ-

કરી યુદ્ધની સર્વ તયારી સાથે કિલ્લામાં પડાવ નાખીને પડયો અને બાદશાહ ઉપર તેણે એક પત્ર લખીને તેને નિવેદન કર્યું કે, આપ બાર્વિંદે મારા જેવા એક સીપાઇની સાથે વૈર ઉભુ કરીને મને પજવવાની જે ઇચ્છા રાખી છે તે જાણીને મને આશ્ચર્ય થાય છે. જો કે આપની આરાપર સંપૂર્ણ રીતે પ્રીતિ છે, પરન્તુ આ ાના દુષ્ટ મુત્સદ્દી લોકો મારા તરફ બહુ જ દ્વેષભાવથી વર્તે છે તેથી હુ આપની હજુરમાં આવવાને રાજી નથી.

બાદશાહે તેનો પત્ર વાંચ્યો અને તેને હુકમ લખાવી મોકલ્યો કે, તમારે કોઇ પણ કારણ દર્શાવ્યા વિના એકદમ દરબારમાં હાજર થવુ; જો બાદશાહના ફરમાનને માન આપવામાં આવશે નહીં તો તમને રાજદ્રોહી ગણવામાં આવશે. બાદશાહનો બહુ જ સખત ભાષામાં લખારેલ્યા મળ્યા હતા ને તેના ઉત્તરમાં મોહોબતખાને જણાવ્યુ કે, હું મારા ખાનના સબધમની આપના શત્રુઓની સામે લઢીશ, પરન્તુ તમારા મત્સરી કારણ કે મોહોબતને અધીન થઇને તેઓના દ્વેષનુ પાત્ર બનવાને બીલવિચારો બાદશાહને તે પત્ર પણ બાદશાહની હજુરમા પહોચતા સુલતાના કર્યા છતાં એક પ દઇને વાચ્યો અને મોહોબતખાનના સબધમા જાહાગીરને સ્વભાવ જન્મથી કહ્યું કે, જોયુ! કેવો નિમકહરામ છે! તમે આટખાનપર તેનો પ્રેમોકલ્યા તોપણ ને આવે છે? કેટલું બધુ સાહસ! જાહાનથી ઝાઝો વખખાનની આવી ઉદ્ધતાઇથી બહુ જ ગુસ્સે થઇ ગયો અને પોતાના તરફ મોહોબતખાનને પોતાની હજુરમાં હાજર થવા માટે કારણ સુલતાયો. તે ઉપરથી મોહોમતખાન પોતાની તેહેનાતમા રહેનારા પાચ વખને નૂરજપૂત સીપાઇઓ, જેનાપર પોતાને સપૂર્ણ વિશ્વાસ હતો તેઓને હતી. જયાઇને લાહોરથી થોડે દૂર જયાં બાદશાહ છાંવણી નાખીને પડયો ચાલે તેમાં આગળ ગયો

પડી છે નૂરજહાનને જેવા ખબર મળ્યા કે મોહોમતખાન લશ્કર સાથે વિચારશાહની હજુરમા આવે છે એટલે તેને બહુ જ ભય લાગ્યો, તેના અને.નમાં તે વખતે અનેક વિચારો થવા લાગ્યા, કા તો બાદશાહ તેનાં મોટા લશ્કરને જોઇને તેની સાથે સલાહ કરશે અથવા તો યુદ્ધ કરતાં શેહેનશાહત મોટા ભયમા આવી પડશે! આવા વિચારો થવા એ વાત સહજ જ હતી. નૂરજહાને તુરત જ બાદશાહની હજુરમાં જઇને કહ્યું કે, મોહોબતખાનને લશ્કર સાથે છાવણીમા દાખલ થવા દેશો નહીં પરંતુ તેને એકલાને જ અદર દાખલ થવા દેવાનો હુકમ કરજો. તે વખતે બાદશાહી સવારી કાબુલ જવાની હતી, તેથી બાદશાહનું સૈન્ય લાહોરથી કાબુલ તરફ જતુ હતું. મોહોબતખાને બાદશાહની છાવણી

નજદીક આવ્યું પંજી બાદશાહને પોતાના આવવાના ખબર કહાવ્યા કે તુરત નૂરજહાનની સલાહ પ્રમાણે જાહાંગીરે તેને કહેવરાવ્યું કે, જે બનારસની લડાઇમાં જે લૂટ કરી હતી તેનો હિસાબ તું આપીશ નહી ત્યાં સુધી તને મારી હજુરમાં આવવાની હુ પરવાનગી આપતો નથી.

બાદશાહનો આવો સંદેશો સાંભળીને સેનાપતિને બહુજ અપમાન લાગ્યુ અને તેણે પોતાના એક શુરવીર જમાઇને બાદશાહની હજુરમાં આવુ અપમાન કરવાનું કારણ જાણવા માટે મોકલ્યો, તે જેવો બાદશાહની છાવણીમા દાખલ થયો કે બાદશાહના માણસોએ તેનાં લુગડા ફાડી નાખ્યાં અને તેને એક ઘોડાપર અવળે મોહોડે બેસાડીને આખી છાવણીમાં ફેરવી ફુર્યો ફુર્યો કરીને તેનુ જેટલુ કરી શકાય તેટલુ અપમાન કર્યું અને પછી છાવણીમાંથી હાકી કાઢયો તે ફાટાં તુટાં લુગડા સાથે અને ધુડ ધુડ શરીરે મોહોબતખાનનો જ્યા પડાવ હતો ત્યાં હાજર થયો અને પોતાના અપમાનની વાત ઝાહેર કરી, તે ઉપરથી મોહોબતખાનને માઠું લાગ્યુ. એટલુંજ નહી પરતુ હવે તેનામા બાદશાહ સંબંધે જે પૂજ્યભાવ હતો તે પણ દૂર થઇ ગયો, તેણે પ્રથમના સઘળા વિચારો બદલી નાખીને બાદશાહને કેદ કરવાનો નિશ્ચય કર્યો. આ કામ બરાબર રીતે સિદ્ધ થશે કે નહી તેને માટે તેને જો કે ખાતરી ન હતી તોપણ તેનો તે વિચાર મરદાનગી ભરેલો હતો.

બાદશાહનું લશ્કર તે વખતે એક નદીના તીર ઉપર પડાવ નાખીને પડયુ હતું. જે દાહાડે મોહોબતખાનના જમાઇનું અપમાન કરવામા આવ્યુ તેને બીજેજ દાહાડે બાદશાહનુ સૈન્ય કાબુલ જવા માટે આગળ વધવા લાગ્યુ. તે સરહદ શત્રુની સેનાના તાબા નિચે ન હોવાથી તેને કોઇ જાતનો ભય ન હતો. તેથી લશ્કર બે ફિકર આગળ આગળ કુચ કરતું જતું હતુ, ત્યારે બાદશાહ પોતાની સગવડ પ્રમાણે પાછળથી જવાનો હતો, તેથી પોતાના તંબુમાં નિર્ભયપણે રહ્યો હતો. બાદશાહનુ સૈન્ય જેલમ નદી ઓળગીને સામી બાજુપર ગયુ અને બાદશાહની કુમક કરે તેવુ કોઇપણ રહ્યુ નહીં તે તકનો લાભ લઇને તુરત મોહોબતખાન પોતાના પાચ હજાર રજપૂત સીપાઇઓની સાથે જેલમ નદીના પુલ તરફ ધસ્યો અને પુલ કે જે લાકડાનો હતો, તેને આગ લગાડીને બાળી નાખ્યો તેથી બાદશાહનો આગળ જવાનો માર્ગ બંધ થઇ ગયો, અને આગળ ગયેલા સૈન્યને શાહને મદદ માટે આવવાનો રસ્તો પણ બંધ થઇ ગયો આ કામ કર્યા પછી મોહોબતખાન લશ્કર સાથે બાદશાહની છાવણી તરફ ફર્યો તે વખતે મોહોબતખાનની મુખમુદ્રા ઉપર કર્તવ્યપાલનના દૃઢ વિચારો પ્રકાશી રહ્યા હતા તે એકદમ રજપૂત લશ્કરની સાથે

બાદશાહની છાવણીમાં દાખલ થયો અને બાદશાહના તંબુની આસપાસ જે પેહેગીરો હથીયાર બંધ થઇને ફરતા હતા, તેઓને ઘેરી લઇ તેઓનાં હથીયારોને એકદમ પડાવી લીધાં.

જાહાંગીર બાદશાહ તે વખતે હમામખાનામાં હતો. મોહોબતખાન આગળના તંબુમાં દાખલ થઇને સાથી હમામખાનાના તંબુ તરફ ગયો અને અંદર દાખલ થવા ગયો કે, કેટલાએક પેહેરેગીરોએ અને ઉમરાવોએ પોતાની તરવારો ઉચકીને મોહોબતને તુરતજ અટકાવ્યો. એટલે તેણે પોતાના હજારો સીપાઇઓના તરફ હાથ કરીને તેઓને શરણે થઇ જવાનો હુકમ કર્યો. પેહેરેગીરો અને ઉમરાવો હજારોનું લશ્કર જોઇને તુરત હથીયાર નાખી દઇ મૂગા મૂગા હવે શુ પરિણામ આવે છે તે જોતા ઉભા રહ્યા મોહોબતખાન ક્રોધાવેશમા આવી જઇને આગળ વધ્યો એટલે લોંડીઓએ હમામખાનામાં દાખલ થઇને બાદશાહને મોહોબતખાનની શીરજોરીના ખબર આપ્યા. તે સાંભળીને બાદશાહ તરવાર લઇને બાહાર આવ્યો અને જોયુ તો પોતાના તમામ સરદારોને હથીયાર વિનાના દીઠા. તે ઉપરથી બાદશાહના હોંશ ગગડી ગયા અને બીહીકે તેના હૃદય ઉપર પોતાની સત્તા બેસારી એટલે તે લાચારીથી મોહોબતખાન જે કહે તે હુકમ ઉઠાવવાને તયાર થઇ ગયો. તેને પોતાના મનમાં પોતાનો ઉપકાર કરનારા બહાદુર સરદારનું અપમાન કરવામાટે પશ્ચાતાપ પણ થયો, ને તેના મનમાં તે વખતે ઘણોજ ભય પણ ઉત્પન્ન થયો તોપણ તેણે ધીરજથી મોહોબતખાનની નજીકમાં જઇને કહ્યુ, મોહોબત! તને આટલું બધુ કરવાનુ શું પ્રયોજન હતુ? મોહોબતખાને બાદશાહના ચરણમાં માથુ ટેકવી, સલામ ભરીને કહ્યુ, ખુદાવિંદ! મારા શત્રુઓએજ આટલું બધુ કરવાની મને ફરજ પાડી છે. હુ મારા કુટુંબનો અને આપનો બચાવ કરવા માટે આપના ચરણમાં હાજર થયો છુ બાદશાહે તુરત કહ્યુ, તું નિર્ભય રહે! પરતુ તારે આવડુ મોટું લશ્કર સાથે લાવવાનું શુ પ્રયોજન હતુ? મોહોબતખાને હસીને કહ્યુ, ખુદાવિંદ! તે આપનાં અને મારા કુટુંબીઓના જીવન તથા માનપાનને માટે આપની પાસેથી ખાતરી મેળવવાને હાજર થયું છે તેને જ્યા સુધી આપની બાહેધરી મળશે નહી ત્યા સુધી તે અહીંથી જનાર નથી.

જાહાંગીર બોલ્યો, હુ તારા મનની સર્વ વાત સમજી ગયો. હજી પણ તારે જે જે કહેવું હોય તે મને કહી દે. તે સઘળું કરવાને હું તયાર છું પરતુ મોહોબત! તેં મારી બેઅદબી કરેલી છે. તેં જો મારા હુકમનું અપમાન કર્યું ન હોત તો હું તને દેહાંત દંડની શિક્ષા કરી

પણ કરત નહીં. તેં ખરા દીલથી મારી અને રાજ્યની જે સેવાઓ કરી છે તે હું વિસરી ગયો નથી. મારી તારાપર તેવી ને તેવીજ મેહેરબાની છે.

મોહોબતખાન અત્યાર સુધી મુગો મુગો બાદશાહનુ કહેવુ સાંભળતો ઉભો હતો, તેણે તુરત એક ઘોડો મગાવ્યો અને તેના ઉપર બાદશાહને બેસવાની વિનતિ કરી. એટલે બાદશાહ ઘોડાપર સવાર થયો. પછી મોહોબતખાન તુરત પગ પ્યાદો બાદશાહના ઘોડાને તેની છાવણીમાંથી હાંકીને પોતાની છાવણી તરફ રવાના થયો. થોડેક દૂર જઇને બાદશાહને હાથીપર બેસવાની વિનતિ કરી બાદશાહ અત્યારે નૂરજહાનના હાથમાથી છુટો થઇને મોહોબતના હાથમાં સપડાયો હતો તેથી કઇ પણ બોલ્યા ચાલ્યા વિના તુરતજ હાથીપર સ્વાર થઇ ગયો અને તેના અંગ રક્ષક તરિકે મોહોબતનાં માણુસો તેની આસપાસના ખાનામા બેસીને બાદશાહનું રક્ષણ કરવા લાગ્યા. થોડાંજ વખતમાં મોહોબતખાનની છાવણી આવી લાગી એટલે મોહોબતખાન તેને મોટા માનની સાથે હાથીપરથી નિચે ઉતારીને ખાસ ઉભા કરાવેલા એક તબુમાં લઇ ગયો, ત્યા બાદશાહને છાજતી સર્વ સામગ્રીઓ તયાર હતી. ત્યા બાદશાહે વિશ્રાંતિ લીધા પછી મોહોબતખાને તેને બે હાથ જોડીને પ્રાર્થના કરી કે, ખુદાવિંદ! આટલુ બધુ કરવાનુ કારણ માત્ર મારો પોતાના બચાવ શિવાય કશું પણ નથી મારે મારા જીવનો બચાવ કરવો જ જોઇએ.

જે વખતે મોહોબતખાને બાદશાહના ઉપર હલ્લો કર્યો હતો તે વખતે બાદશાહના તંબુમા મોટો ગભરાટ પથરાઇ ગયો હતો, ને લોકો ચો તરફ નાશભાગ કરવામાં ગુંથાઇ ગયા હતા તે તકનો લાભ લઇને નૂરજહાન પણ જીવ લઇને તબુમાંથી નાશી ગઇ અને પાસેના હાથીખાનામા જઇ એક હાથીપર ચઢી જેલમ નદી ઉતરીને પોતાના લશ્કરને જઇ મળી, અને સરદારોને બાદશાહના કેદ થવાના ખબર તથા મોહબતખાને કરેલા હલ્લાના ખબર કહ્યા.

જ્યાં સુધી સુલતાના નૂરજહાન હાથમા આવી નથી ત્યાં સુધી આપણે નિર્ભય સ્થિતિમા નથી આમ વિચારીને મોહોબતખાને હવે નૂરજહાનને કેદ કરવાનો વિચાર કર્યો નૂરજહાન અને તેના ભાઇ વઝીર આસફખાનપર તમામ અમીર ઉમરાવો તેઓની આપખુદી અને અન્યાયને લીધે નાખુશ હતા, તેથી તેને કેદ કરતા વિલબ લાગશે નહી, આમ વિચાર કરી મોહોબતખાન પોતાના બહાદુર સીપાઇઓને સાથે લઇને જેલમ નદી તરફ પાછો ચાલ્યો અને જેવો કિનારાપર આવ્યો કે તેના જાણવામાં આવ્યુ કે સુજાતખાન નામનો મોટો સરદાર બાદશાહની મુલાકાત લેવા માટે આવે છે તેથી તેના તરફ પોતે જાતે ચાલીને ગયો અને તેની

લાકાત લીધી. સુજાતખાએ પહેલી જ મુલાકાત વખતે મોહોબતખાનનું અપમાન કરીને બાદશાહને કેદ કરવા માટે તેને બહુ જ ઠપકો આપ્યો. આ વાત મોહોબતખાનની હાથ નિચેના માણસોથી સહન થઇ શકી નહીં, તેઓ એકદમ તરવારો ઉચકીને તેના શરીરપર ધસી ગયા અને જોત જોતામા તો તેને અને તેનાં માણસોને કાપી નાખ્યાં, તેથી બાદશાહના લશ્કરમાં મોહોબતખાનનો બહુ જ ત્રાસ બેસી ગયો

બાદશાહને કેદ કર્યો તેને લીધે નૂરજહાનને અને તેના ભાઇ આસફખાનને મોહોબતના ઉપર બહુ જ ગુસ્સો ચઢ્યો એટલું જ નહી પરંતુ પાછળથી નાશી આવેલા સરદારોને નૂરજહાને જાતે પોતાની હજુરમાં બોલાવીને બહુ જ સખત ઠપકો આપ્યો, અને પછી એક દરબાર ભરીને નૂરજહાને પોતે સઘળા લશ્કરી અમીર ઉમરાવોને કહ્યું કે, બડખોર મોહોબતને હવે તેના નીચ કૃત્યને માટે ઝટ શિક્ષા કરવી જોઇએ. વિલંબ કરવાથી તે પોતાના રક્ષણના મજબૂત ઉપાયો એકઠા કરવાને સમર્થ થઇ પડશે છેવટે સૌ મતે એમ ઠર્યું કે હવે એકદમ મોહોબતપર હલ્લો કરીને બાદશાહને તેના તાબામાથી છોડાવવો. નૂરજહાને તુરત જ એક છૂપા જાસૂસ મારફતે આ સર્વ હકીકત બાદશાહને જાણ કરી, પરંતુ જાહાગીર ભીરૂ હૃદયનો હતો, તેણે વિચાર કર્યો કે, તેમ કરવા જતા વળી કોણ જાણે મારાપર બીજુ કઇક સંકટ ગુજરશે ! તથા તેણે તુરત જ છુપા જાસુસ મારફતે વઝીર આસફખાનને હલ્લો કરવાની ના કહાવી. પરન્તુ વઝીર આસફખાને મનમાં વિચાર કર્યો કે કેદી થએલા બાદશાહનું કહેવું પાળવાને હુ કઇ બંધાયલો નથી. તેમ આ પ્રયત્ન તેના લાભને અર્થે જ કરવામાં આવે છે માટે તેમાં તેનો મત લેવાનું પણ કઇ જરૂર નથી આમ વિચાર કરીને તેણે લશ્કરને સજ્જ થવામાટે હુકમ કરી દીધો.

---

## પ્રકરણ ૨૬ મું.

---

### હાથનાં કર્યાં હૈયે વાગ્યાં.

પહો ફાટતાં જ આસફખાન વઝીર મોટાં લશ્કર સાથે લાહોર તરફ કુચ કરવા લાગ્યો, પરન્તુ જેવો જેલમ નદીનાં તીરપર આવ્યો કે ત્યાંના પુલને બળી ગયેલો દીઠો. બીજી તરફ નદીમાં પણ ભરતી હતી તેથી તેણે ઉતાર વખતે સામે કિનારે ઉતરવાનો વિચાર કરીને

મારી સાથે બાદશાહની છાવણીમા ચાલ્યા આવો. જો તમે મારૂં કહેવું કબૂલ કરશો નહી તો તમને કેદ કરીને છાવણીમા લઇ જવામાં આવશે.

નૂરજહાને ધીરજ ધરીને જવાબ આપ્યો; હુ તારૂ કહેવુ કબૂલ કરૂ છુ તારી વર્તણુક અને મારા તરફ માન એ બન્ને ઘણાજ ઉત્તમ છે. બોલ, તને હુ તારા આવા ઉત્તમ વિચારને માટે શુ બદલો આપુ ? પેલો રજપૂત સીપાઇ તુરત જ નમ્રતાથી બોલ્યો, સુલતાના ! એ તમે શુ બોલો છો ? રજપૂત બચ્ચો શત્રુની પાસેથી કદી પણ ઇનામ લેવાની આશા રાખે જ નહીં. હુ તમને એક સુલતાના તરિકે નહી પણ તમે સ્ત્રી જાતિ થઇને આટલુ બધું જે પરાક્રમ બતાવ્યુ છે તેને લીધે જ તમારા તરફ માનની નજરથી જોઉ છું. ચાલો હવે ઘણો વખત થઇ ગયો છે ! તમારા લુગડા ભીના છે માટે વધારે વખત તેવી સ્થિતિમા રહેવાથી તમને શરદી લાગશે એમ કહીને રજપૂત સીપાઇ આગળ થયો અને નૂરજહાન તેની પાછળ પાછળ ચાલવા માંડી થોડા વખતમા બન્ને જણા બાદશાહી છાવણીમાં આવી પહોચ્યા. સઘળા સીપાઇઓએ નૂરજહાનને જોઇને આનંદધ્વનિથી મોહોબતખાનની છાવણીને ગજાવી મૂકી.

તુરત જ મોહોબતખાને એક સવારને મોકલીને નૂરજહાનનો પક્ષ લઇને લઢતા વઝીર આસફખાનને કહાવી મોકલ્યુ કે હવે લડાઇ બંધ કરો. તમારા શરીરને કોઇ પણ રીતનું નુકસાન પહોંચનાર નથી. તમારા બેહેન નૂરજહાને છાવણીમા હાજરી આપી છે. તોપણ વઝીરે માન્યુ નહીં, પરન્તુ થોડોક વખત યુદ્ધ ચાલુ રાખ્યુ. પણ જ્યારે જોયું કે, આપણો ઝાઝો વખત સૂધી ટકાવ રહે તેમ નથી એટલે તેણે તુરત જ યુદ્ધ બંધ કર્યું અને અમીર ઉમરાવો તથા સીપાઇઓની સાથે તે મોહોબતખાનની છાવણી તરફ આવ્યો આસફખાન સલાહ કરીને છાવણી તરફ આવે છે એવા ખબર મળતાં જ મોહોબતખાન જાતે તેને લેવા માટે સામો ગયો અને વડા વઝીરને છાજતા માનની સાથે છાવણીમાં તેડી લાવ્યો. મોહોબતખાનનો આવો માયાળુ સ્વભાવ અને નિરભિમાનીપણું જોઇને આસફખાનને બહુ જ લાગણી થઇ આવી અને ત્યારથી બન્ને વચ્ચે ગાઢ મિત્રતા બંધાઇ.

મોહોબતખાને તુરત જ બીજી તરફ જે તંબુમાં નૂરજહાનને ઉતારો આપ્યો હતો, ત્યા જઇને તેને માટે સઘળી જાતનો બંદોબસ્ત કરી દીધો અને રજપૂત સીપાઇઓના સખત પહેરા નિચે તેને કેદ કરી દીધી કે જેથી બાદશાહ અને નૂરજહાન એકઠા મળી શકે જ નહીં. મોહોબતખાને નૂરજહાનના પર રાજદ્રોહનો આરોપ મૂકીને તેને કેદ કરી હતી. કારણ કે અપરાધ વગર કેદ કરવાથી

પોતાનો અન્યાય ગણાય. તેણે બાદશાહને આગ્રહ સાથે જણાવ્યું કે, જહાંપનાહ! નૂરજહાને રાજ્યની સામે જે જે કાવતરા કર્યાં છે તેને માટે તેને ગરદન મારવાની શિક્ષા કરવી જોઈએ. તમે મુગલ વંશના બાદશાહ છો તેથી અમે તમને બહુ જ માન આપીએ છીએ, પરન્તુ તમારે પણ આ વખતે સમદૃષ્ટિ રાખીને યોગ્ય ન્યાય કરવાની જરૂર છે. ચચળ મનના બાદશાહે અત્યારે પરાધીન સ્થિતિમાં તેમ કરવાનું મોહોબ્બતખાનને વચન આપ્યું. એટલે મોહોબ્બતખાને પોતાનું કાર્ય સિદ્ધ થયુ એમ માન્યું. બાદશાહો અસ્થિર મનના હોય છે તેનો અનુભવ છતાં પણ મોહોબતખાન તુરત વેળા વિસરી ગયો.

## પ્રકરણ ૧૭ મું.

### જેવી કરણી તેવી પાર ઉતરણી.

જ્યાં સુધી નૂરજહાન જીવતી છે ત્યાં સુધી બાદશાહી કુટુંબમાંથી કદી પણ ટટાબખેડાઓ શાંત પડવાના જ નહીં, આવો વિચાર કરીને મોહોબતખાને નૂરજહાનને ઠાર કરવા માટે રાત્રિને વખતે તેના તંબુમાં એક મારાને મોકલ્યો. અર્ધ રાત્રિ વીતિ ગયા પછી જે વખતે નૂરજહાન પોતાના તંબુમાં નિદ્રાવશ હતી તે વખતે એક મારો છુપી રીતે તેના તંબુમાં દાખલ થયો. તે વખતે નૂરજહાન એક ધરાની ગલીચાપર નિર્ભય રીતે સુતી હતી તેની નજદીક એક રૂપેરી કંદીલમાં ઝાંખો ઝાંખો દીવો બળતો હતો તેની કાંતિ પેલા ગાલીચાપર પડીને આખા તંબુમાં પ્રસરી રહી હતી. તે વખતે ભયંકર સ્વપ્નાઓ આવવાથી નૂરના મનમાં મોટો ગભરાટ મચી રહ્યો હતો. જો કે તે ગાઢ નિદ્રામાં ન હતી, તોપણ જાણે ગાઢ નિદ્રામાં હોય તેમ તેના મુખ ઉપર શાંતિનું રાજ્ય પ્રકાશ કરી રહ્યું હતુ ધુપમાંથી જેમ થોડો થોડો ધુમાડો બાહાર નિકળે તેમ નિદ્રાધીન નૂરના મુખમાં શ્વાસોશ્વાસ ચાલી રહ્યો હતો. તેના જે હાથમાં લડતા લઢતાં જખમ પડેલો હતો તે ધાવવાળો કમળના નાળ જેવો ગોરો હાથ તેણે પોતાની છાતિપર મૂક્યો હતો ને મુખ ઉપર પરસેવાના ટીપાઓ આવી રહ્યાં હતાં આવો મનોહર દેખાવ જોઈને પેલા મારાનું મન ગભરાટમાં પડી ગયું. તે નૂરની છાતિપરથી તેનો હાથ ખેસવી નાખીને જેવો કટાર ભોંકવા ગયો કે તેનું સૌંદર્ય નજરે પડવાથી બાવરો બની ગયો, એટલુજ નહી પરતુ તેના કંપતા હાથમાંથી કટાર

મણુ આચુમાણોટ કરતી જમીનપર પડી કે તેના આચુમણુારથી એકદમ નૂરજહાન જાગી ઉઠી અને જુવે છે તો પોતાની નજીક એક ખુનીને બેઠો દીઠો, એટલે ગુસ્સામાં આવી જઇને તુરત તે બોલી, ઉઠી; એ દૈત્ય! તુ કોણ છે અને અત્યારે અર્ધી રાત્રીએ મારા તખુમા શા માટે દાખલ થયો છે?

પેલા ખુનીએ થર થરતાં શરીરે સઘળી વાત કહી દીધી. એટલે નૂરજહાને ગંભીર અવાજથી તેને કહ્યુ, જા! તને આ કામમાં પ્રેરણું કરનારને કહે કે તું આમ છુપી રીતે મારાપર શા માટે હુમલો કરે છે? તારે મને જો યોગ્ય ન્યાય આપવો હોય તો જાહેર રીતે મારો ન્યાય કર. હું હમણાં તો તારા હાથમાં કેદી બની છુ, માટે અત્યારે તું જે કરવા ધારીશ તે કરી શકીશ.

પેલા ખુનીએ મોહોબતખાનની પાસે જઇને તેને તે વાત કહી સમજાવી, એટલે મોહોબતખાનનું મન પણ જરા ઠેકાણે આવ્યું તે તુરતજ બાદશાહના તખુમા ગયો અને તેણે બાદશાહની પાસે ઘુંટણીએ પડીને કહ્યું, જહાપનાહ! નૂરજહાનને રાજ્યમાંથી દૂર કર્યા વિના કંઇ ફીસાદ કદી પણ ઓછાં થશે નહી, માટે હુ હવે તેનાપર રાજદ્રોહનો આરોપ મૂકીને તેને ગરદન મારવાનો હુકમ કરનાર છું, માટે તમે તે હુકમ ઉપર તમારી મોહોર મારીને સહી કરો! બાદશાહ બીચારો તે વખતે પરાધીન હતો, નૂરજહાનનો આમા જરાપણ અપરાધ નથી એમ તો તે જાણતો હતો તોપણ તેણે મોહોબતખાનની શરમમાં દબાઇ જઇને તથા સહી ન કરવાથી કદાચ પોતાની પણ તેવીજ દુર્દશા થાય તેવા ભયથી તુરત મોહોબતખાનના હુકમપર સહી અને મોહોર કરી આપી. મોહોબતખાન જાતે તે હુકમ લઇને નૂરજહાનના તખુમા ગયો અને તેને તે હુકમ વાંચી સંભળાવ્યો.

નૂરજહાન હુકમ સાંભળીને ગભરાટમા પડી ગઇ, પરંતુ તુરતજ ધીરજ ધરીને બોલી, મોહોબતખાનજી! હુ બાદશાહના હુકમને માથે ચડાવું છું, પરંતુ મરતા પહેલાં મને એકવાર મારા ખાવિંદ ધણીના દીદારના-દર્શન કરવાની પરવાનગી મળવીજ જોઇએ! આટલું હુ તમારી પાસેથી માગી લઉ છું. આવી નૂરને વિનતિ કરવાનું કારણ એ હતું કે એકવાર પણ જો બાદશાહની સાથે મને મેળાપ થાયતો પછી કોઇનો પણ ભાર નથી કે બાદશાહની પાસેથી મને દૂર કરી શકે

મોહોબતખાને ખુશીથી તેમ કરવાની પરવાનગી આપી. એટલે નૂરજહાન સુંદર પોશાક સજીને બાદશાહને મળવા માટે આવી પ્રસંગ ઘણોજ બારીક હતો તો પણ નૂરના મોહોડાપર સંપુર્ણ રીતે શાંતિ દેખાયલી

હતી. તેણે બાદશાહની નજદીકમાં જઇ આંખમાં પાણી આણીને તુરત તેના ચરણમાં પોતાનુ ઝુલતા કેશવાળુ મસ્તક ટેકવી- આંખમાં આંસુ આણીને દયાપણે મોહોડે કહ્યું; વહાલા ! તમારી આ દાસીના ગળાપર બીજો કોઇપણ છરી ફેરવે તેના કરતાં તમે પોતેજ છરી ફેરવવાની તસ્દી લો કે જેથી મારો બેહેસ્તમાં વાસ થાય! નૂરજહાનનું દયામણું, ને આંસુ ભર્યું મોહોડું જોઇને બાદશાહનુ હૃદય પીગળી ગયું અને તેણે નૂરનો હાથ પકડીને તેને જમીનપરથી ઉઠાડી અને મોહોબતખાનને કહ્યું, અરે મોહોબત! તુ મારે માટે આ અનાથ સુંદરીના પ્રાણને બચાવીશ નહી? બાદશાહનું આજીજી ભરેલુ બોલવુ સાંભળીને મોહોબત ખાનનુ હૃદય વધારે કોમળ થયુ. તે માથુ નમાવીને બોલ્યો, નામદાર મોગલ બાદશાહનું કહેવુ મારે સદાય માન્ય જ કરવું જોઇએ! સરકાર પોતાની મરજી પ્રમાણે કરવાને સમર્થ છે.

આમ વાતચિત થતી હતી તે વખતે મોહોબતખાને જેવો પોતાના રજપૂત સીપાઇઓને આંખનો ઇસારો કર્યો કે બધા સીપાઇઓ, જેઓ નૂરજહાનનાપર દેખરેખ માટે હથિયાર ઉંચકીને ઉભા હતા, તેઓ વિખરાઇ ગયા અને નૂરજહાન કેદીની સ્થિતિમાથી મોકળી થઇ ગઇ, તોપણ તે પોતાના મનમા મોહોબતખાનનાપર વૈર રાખી રહી. માત્ર ઉપર ઉપરથીજ તેના તરફ મેહરબાની દેખાડવા લાગી. તેણે વખતો વખત હસતે ચેહેરેજ મોહોબતખાન સાથે વાત કરીને પોતાની તરફથી થતો તેનો અસંતોષ તદ્દન દૂર કરી નાખ્યો મોહોબતખાન સ્વભાવનો નિડર હતો, તેમ વળી તેની પાસે જે સીપાઇઓ હતા, તેઓ રજપૂત જાતિના હોવાથી ખરા વિશ્વાસુ હતા. બીજી તરફ પોતે બાદશાહની માગણીપરથી નૂરજહાનને ગરદન નહીં મારતા તેનો જીવ ઉગાર્યો હતો. તેને લીધે પણ તે બાદશાહ તરફથી વિશેષ નિર્ભય થયો હતો. પરંતુ નૂરજહાનના ઝેરી હૃદયની હજુ તેને બીલકુલ ખબર જ નહતી.

જે નૂરજહાન એક વખતે ધર્મ, નીતિ અને દયા વગેરે સદ્ગુણોથી ભરપૂર હતી, તેનુ જીવન અત્યારે અનેક પ્રપચીઓ અને પ્રપચના સહવાસથી કલુષિત થઇ પડયુ હતુ. તે જ્યારે જ્યારે એકાંતમા બેસતી ત્યારે ત્યારે મોહોબતખાને પોતાને કરેલી કેદની શિક્ષા, તથા પોતાનાપર રાજ્યદ્રોહનો ગુન્હો મૂકીને બાદશાહ પાસે પોતાને ગરદન મારવાનો હુકમ કરાવવો વિગેરે અપમાનો સંભારી સભારીને રાતદહાડો મોહોબતખાનનું વૈર વાળવાનો વિચાર કર્યા કરતી હતી. આવા વિચારોમા ને વિચારોમાં છ મહિના વીતિ ગયા. પરન્તુ એવો કોઇ પણ ઉપાય અથવા તો પ્રસગ હાથમા આવ્યો જ નહિ કે જેથી તે પોતાનુ વૈર વાળે. જાહાગ

ઉપલો પ્રસંગ બન્યા પછી મોહોબતખાનની સાથે અત્યંત પ્રેમભાવથી વર્તતો હતો. નૂરજહાન પણ બાદશાહને સારૂં લગાડવા માટે અને મોહોબ્બતનો પોતાનાપર વિશ્વાસ બેસાડવા માટે ઉપર ઉપરથી મોહોબતખાનના તરફ બહુ જ સ્નેહભાવથી વર્તતી હતી, તેને લીધે કેટલોક વખત બહુ જ શાન્તિમાં પસાર થઇ ગયો.

ગમે તેટલી ખત્તા ખાય અને ગમે તેટલી વાર નિષ્ફળ ઉતરે તોપણ જેનો સ્વભાવ ખટપટીયો હોય છે તેઓને ખટપટ કર્યા વિના ચેહે ન જ પડે નહી. નૂરજહાનનો સ્વભાવ પણ તેની ઉત્તર જીંદગીમા બહુજ ખટપટીયો થઇ પડયો હતો, તેથી પોતાની ઉત્તરોત્તર હાર થયા છતા પણ તેણે ખટપટ કરવી છોડી દીધી જ નહી. એક વખત મોહોબતખાન પોતાના રજપૂત સીપાઇઓની સાથે બાદશાહને મળવાને માટે બાદશાહી મહેલમા દાખલ થયો. અસલના વારામા બાદશાહી મહેલો બહુ જ આટપટી રીતે બાંધવામા આવતા હતા અને અત્યારે પણ બાદશાહોના અને નવાબના મેહેલો ઘણુ કરીને તેવી જ પદ્ધતિપર બાંધવામા આવે છે મોહોબતખાન બાદશાહી મહેલની ડોઢીમા દાખલ થઇને એક સાકડી ગલીમા જેવો દાખલ થયો કે તેના ઉપર બંદુકોનો અને તીરોનો મોટો મારો ચાલવા લાગ્યો, તેથી મોહોબતખાનના ઘણાક સીપાઇઓ ઘાયલ થયા ત્યારે કેટલાએક તો ત્યા જ મરણ પામ્યા. કાવતરૂ એટલેથી જ અટક્યું નહતુ જોતજોતામા કેટલાએક પઠાણો ઉઘાડી તરવારો સાથે મોહોબતખાનના શરીર ઉપર ધસી આવ્યા. પરન્તુ મોહોબતખાને અને તેના અંગરક્ષકોએ પોતાની તીખી તરવારોથી તેઓને ઘાસની પેઠે કાપી નાખ્યા શાહીમોહોલમા મોટી ગડબડ મચી રહી, અને મોહોબતખાન તુરત જ આગળ નહી વધતા બાકી બચેલા સીપાઇઓની સાથે તુરત જ રંગ મહેલની બાહાર નિકળી ગયો અને કેટલાએક વિશ્વાસુ સીપાઇઓની સાથે આગ્રા છોડી જઇને તેની સરહદપર છૂપી રીતે ભટકવા લાગ્યો તેણે હવે શાહાજહાનનો પક્ષ પકડવાનો વિચાર કર્યો કારણકે તેનો પક્ષ પકડયા શિવાય નૂરજહાનને મહાત કરી શકાય તેમ ન હતુ, શાહાજહાન મહત્વાકાંક્ષી હતો અને નૂરજહાનની સાથે તેને જબરૂ વૈર બધાણુ હતુ. તેથી પણ નૂરજહાનનો અત આણવાની તદબીર શોધતો હતો. મોહોબતખાન કેટલાએક દાહાડા સુધી તો આગ્રાની આજુબાજુના મુલકોમાજ ભરાઇ રહીને લશ્કર એકઠુ કરવામા ગુંથાયો.

નૂરજહાન, બાદશાહ જાહાંગીર ઉપર પ્રથમના જેવોજ કાબુ મેળવીને, પાછી પ્રથમની પેઠેજ સઘળો રાજ્યતંત્ર ચલાવવા માંડી હતી. તેણે પોતાના ખટપટીઆ સ્વભાવ પ્રમાણે પોતાનુ રાજ્યમાં

જેવું જોર વધ્યું કે તુરતજ બાદશાહને સમજાવીને તેની મોહોર છાપ સાથે એવો હુકમ બાહેર પાડ્યો કે "જો કોઇ પણ રાજદ્રોહી અને બડખોર મોહોબતખાનને જીવતો અથવા તો તેને મારીને તેનુ માથુ બાદશાહની હજુરમા હાજર કરશે તો તેને બાદશાહ તરફથી મન માનતુ મોટુ ઇનામ આપવામા આવશે." નૂરજહાનનો જુલમી અને સાહસિક હુકમ બાદશાહને અને વઝીર આસફખાનને બીલકુલ ગમ્યો નહી. પરતુ તેઓને મગે મોહોડે સહન કરવો પડયો. બાદશાહ અને વઝીર બન્ને જણા મોહોબતખાને કરેલી રાજ સેવા તથા તેમણે આફતના સમયમા આપેલુ માન વિસરી ગયા ન હતા. વઝીર જ્યારે લઢતા લઢતાં હારી ગયો હતો અને સલાહ કરીને બાદશાહની છાવણીમાં દાખલ થયો હતો, તે વખતે મોહોબતખાને વઝીરને તેની પદવીને છાજતુ જે માન આપ્યુ હતુ તે માન અત્યારે વઝીરને યાદ આવ્યુ. તેમ બાદશાહે પણ મોહબતખાને પોતાના તરફ દેખાડેલી રાજભક્તિનો વિચાર કરીને નૂરજહાનના જુલમાટ ભરેલા કામ તરફ બહુજ અણગમો દેખાડયો. પણ કરે શુ? જાહાગીર બાદશાહની પેઠે હજારો બાદશાહોએ બેગમોની તિરચ્છી આખના એક કટાક્ષપર મોહી પડીને હજારોને ફાંસીને લાકડે લટકાવી દીધા છે ત્યારે બીચારો જાહાગીર તે કોણ બીસાતમા!

મોહોબતખાને જ્યારે નૂરજહાનને પોતાની પાછળ પડેલી જોઇ, ત્યારે એકવાર તેના ભાઇ વઝીર આસફખાનની મુલાકાત કરવાનો વિચાર કર્યો અને છુપા જાસૂસ મારફતે તેને તે વાત જાણ કરી. આસફખાન કરેલા ઉપકારનો જાણનાર હતો, તેણે ઘણીજ ખુશીથી એકાંતમા મળવાનુ અને તેમ કરવામા સર્વ રીતે નિર્ભય રહેવાનું વચન આપ્યું એટલે મોહોબતખાન એક દિવસે રાત્રિના છૂપા વેશમાં આસફખાનને મળ્યો. આ વખતે મોહોબતનો પહેલાના જેવો ઠાઠ નહતો તેનો પોષાક ચીથરેહાલ હતો, મોહોડું પણ નિસ્તેજ થઇ ગયુ હતુ અને રાત દહાડો આમ તેમ રખડવાથી થતા પરિશ્રમને લીધે શરીર પણ કૃશ થઇ ગયુ હતુ કૃતજ્ઞ વઝીર મોહોબતખાનની આવી સ્થિતિ જોઇને તુરતજ રડી પડયો. પરતુ મોહોબતખાને તેને ધીરજ આપીને કહ્યુ કે, એમા કઇપણ શોક કરવાનુ કારણ નથી. ચઢતી પડતી સૌને ભોગવવી પડે છે, તો પછી હુ કઇ બીસાતમાં? આમ કેટલીએક વાતચીત કર્યાં પછી મોહોબતખાને આસફખાનને કહ્યુ કે, તમારા બેહેન નૂરજહાનના હાથમા જ્યાસૂધી રાજ્યતંત્ર છે ત્યાસૂધી રાજ્યમાથી કોઇપણ દાહાડો ટટાબખેડાઓ ઓછા થાય એમ મને જણાતુ નથી. માટે બાદશાહને અને તેને બન્નેને પાછા કેદ કરી

દેવા અને તમારા જમાઇ શાહજહાનને રાજ્યાસન ઉપર બેસા
આવો મેં મારા મનમાં વિચાર કર્યો છે. તમારી જો સલાહ હોય તે
હું તેમ કરવાને પ્રયત્ન કરૂં ? જો બાદશાહી અમલદારો આપણા કામ
વચ્ચે પડશે તો ઉદેપુરના તરફથી મને મોટી મદદ મળનાર છે
હું રાજપૂતોની સહાયતાથી પહેલેજ ઝપાટે તેઓના બડને દાબી દઇશ
આસફખાને થોડીકવાર વિચાર કરીને તેમ કરવાની સલાહ આપી
અને પોતે પણ તેમાં મદદ આપવાને બંધાયો. કારણ કે તે પણ તેન
બહેનથી કંટાળી ગયો હતો. મોહોબતખાન આમ એક તરફનો પા
દઢ કરીને ત્યાંથી દક્ષિણમાં જ્યાં શાહજહાન લશ્કર એકઠું કરીને સકે
પ્રમાણે મોહોબતખાનની વાટ જોતો બેઠો હતો ત્યાં તેને જઇ મળ્યો
અને સર્વ હકીકત તેને કહી સંભળાવી.

પરંતુ શાહજહાનને દૈવ અનુકૂળ હતું તેથી તેને અને તેના સોબત
મોહોબતખાનને કોઇપણ જાતની ખટપટમાં ઉતરવાનો પ્રસંગજ આવ્યો
નહીં પણ બાદશાહ જાહાંગીરે પોતેજ તેઓનો માર્ગ સરળ કરી આપ્યો.

જાહાંગીર બાદશાહ ઉનાળાના ઉષ્ણ દિવસોમાં કાશ્મીરની ઠંડી
હવા લેવાને ઉતરી પડતો હતો. હમણાં પણ ઉનાળાની ઉષ્ણૠતુ આરંભા
હતી, તેથી નૂરજહાનની સાથે કાશ્મીરના હરીયાળા પહાડોપર પોતાની છાવણ
નાખીને શીતળ હવાનો ઉપભોગ કરતો હતો. પરંતુ કેટલેક વખત થયા તે
દમનું દરદ લાગુ પડ્યું હતું તે વડીના જોરથી એકદમ વધી પડવાને લીધે
તે કાશ્મીરથી લાહોરમાં આવી રહ્યો હતો. અને બહુબહુ દવાઓ કર
છતાં પણ તેને કોઇ જાતનો ફાયદો જ થયો નહીં. રોગની સાથે સા
નૂરજહાને ઉભા કરેલા કુટુંબ કલેશથી પણ તેનું કલેજું કોરાઇ ગયું હત
તેણે ઇ. ૧૬૨૭ ના અકટોબરની તારીખ ૨૮ મીને દિવસે અને
બળતરાઓની સાથે આ ફાની દુનિયાનો ત્યાગ કર્યો.

તેમના મરણની સાથેજ નૂરજહાનની પણ સર્વ સત્તા પડી ભાગી
તેણે મરતી વેળાએ પોતાની ગાદીપર ખુશરૂના છોકરા બુલકી
બેસારવાનું ફરમાવ્યું હતું પરંતુ નૂરજહાન પોતાના જમાઇ શેહેરીયાર
રાજ્યગાદી આપવાને રાજી હતી. આસફખાન અત્યાર સુધી સર્વ નાટક જોય
કરતો હતો, તેણે પોતાની બહેનને વડી બેગમ પ્રમાણે માન આ
અને જાહાંગીરને લાહોરમાં બાદશાહી દરજ્જા પ્રમાણે દફનાવીને તુરત
બુલકીની સાથે આગ્રા ગયો અને તેને મોટી ધામધુમની સાથે બાદશાહ
તખતપર બેસાર્યો. પરંતુ એટલામાં તો શાહજહાન, મોહોબતખા
અને મોટા લશ્કરની સાથે શહેરમાં દાખલ થયો અને એકદમ બુલકી
મારી નાખીને પોતે બાદશાહી તખતપર બેઠો. તખતપર બેસતાં વેંત

તેણે બાદશાહી વંશનો કોઇપણ જીવતો હશે તો વળી મારી સાથે બાઝ કરવાને ઉભો થશે આવો વિચાર કરીને તુરતજ જેની પાસે પોતે ખુશરૂનું ખુન કરાવ્યું હતું તેજ અમલદારને બાદશાહી વંશના શાહજાદાઓને મારી નાખવા માટે મોકલ્યો, પરવીઝ તો પ્રથમથીજ મરી ગયો હતો તેણે તુરત જ લાહોરમા જઇને મોગલ વંશના શેહરીયારને તથા પરવીઝ અને દાનીયેલના શાહજાદાઓને મારી નાખીને તેઓના માથા શાહાજહાનની હજુરમાં મોકલી દીધા તેના આ કરપીણ કામથી આખા દેશમાં ત્રાસ ફેલાઇ ગયો.

જેવી કરણી તેવી પાર ઉતરણી. મોહાબતખાને પોતાના ધર્મનો ત્યાગ કર્યો હતો, પોતાના દેશની સ્વતન્ત્રતાનો નાશ કરવા માટે પરદેશીઓનું દાસત્વ સ્વીકારીને સ્વદેશીઓના રૂધિરથી હાથ ધોયા હતા, રજપુત વીરાંગનાઓના યવનો તરફથી થતા શીયળભંગને માટે તેના મનમાં એક દિવસ પણ અરેરાટી થઇ નહતી તેથી તેને છેલ્લી જીંદગી દુ:ખમા ગાળવી પડી હતી. જાહાગીરે પણ પોતાનાં પાપી કૃત્યનો ઘટતો બદલો પોતાની જીંદગીમાજ અનુભવ્યો હતો. નૂરજહાને પણ પોતાની મિથ્યા આશા તૃષ્ણામા તણાઇ જઇને જે કુટુંબકલેશ ઉભો કર્યો હતો તેનું ફળ તેણે પણ છેવટની જીંદગીમાં સપૂર્ણપણે ભોગવીને છેવટના દાહાડાઓ નેરાશામા ગાળ્યા હતા. અને શાહાજહાન કે જેણે રાજ્યાસન પર આવતાં તમામ કુટુંબીઓનુ ખુન કરીને રૂધિરથી હાથ ધોતાં પાછું વળીને જોયું નહતુ તે ઘોર કર્મનું ફળ તેને પણ પોતાની પાછલી જીંદગીમાં સંપૂર્ણ પણે ભોગવવું પડયું હતું જેવી કરણી તેવી પાર ઉતરણી એ અક્ષરો ખરેખરા ધ્યાને આપવા જેવા છે.

## પ્રકરણ ૧૯ મું.

### દેશદ્રોહનું પ્રાયશ્ચિત્ત.

જાહાગીર બાદશાહ જેમ કંઇક ભોળા સ્વભાવનો હતો તેમ કાચા કાનનો, વિષયી અને વ્યસની પણ હતો. જુદા જુદા લોકોએ પોતાના સ્વાર્થને અંગે તેને પોતાનું હથીયાર બનાવીને રાજ્યમાં અનેક બખેડાઓ ઉભા કર્યા હતા અને છેવટની જીંદગીમાં મહત્વાકાક્ષી નૂરજહાને પણ કુટુંબકલેશમા તેને જ પોતાનુ હથીયાર બનાવ્યો હતો. એમ અનેક સુખ દુ:ખાત્મક પ્રસંગોનો અનુભવ કરીને જાહાંગીર સાઠ વર્ષની ઉમરે લાહોરમા મરણ પામ્યો. તેના મરણની સાથેજ રાજ્ય-

તંત્રને હાથમાં ધારણ કરીને સર્વોપરી સત્તા ધરાવનારી નૂરજહાંની તમામ સત્તા પડી ભાગી અને બીજાને માટે ફેલાવેલી કપટ જાળમાં પોતેજ ભોગ થઇ પડી. મહત્વાકાંક્ષી, સદ્ગુણી અને પવિત્ર હૃદયની એક મહાન રાણીનું આવું પરિણામ તેની કપટનીતિને લીધે જ આવ્યું હતું અને તે કપટનીતિના પાઠો બાદશાહી જનાનખાનામાં દાખલ થયા પછી જ તે શીખી હતી. સર્વ બળના કરતાં સંગ બળ અધિક હોય છે, તેનું નૂરજહાન દૃષ્ટાંત હતી.

લાહોરથી ત્રણ ગાઉ દૂર રાવી નદીના તીર ઉપર આવેલા એક દિવ્ય બગીચામાં જ્યાં જહાંગીરને દાટવામાં આવ્યો હતો ત્યાં તેની કબર આગળ જ નૂરજહાને સઘળી આશા તૃષ્ણાનો ત્યાગ કરી, પોતે કરેલાં ઘોર કર્મોની શાંતિ માટે તથા પોતાના ખાવિંદે કરેલા ગુના-

---

* આગ્રા શેહેરથી ૩ મૈલ દૂર જગતપ્રસિદ્ધ અકબર શાહના બેટો જહાંગીર બાદશાહનો રોજો છે, જે "જેહાંગીરકા મકબરા"ને નામે ઓળખાય છે. તેના બેટા શાહજહાંએ બહુ ખર્ચ કરીને આ દરગાહ બધાવી છે. મને લાગે છે કે તાજમહાલથી આ મકાન ખૂબી અને ખુબસુરતીમાં સહેજ ઉતરતું છે. તેની આસપાસની ૧૦૦ વિઘા જમીન એ રોજાને લગતીજ છે. રોજાની જમીનને બે ભાગમાં વહેંચેલી છે, જેમાંનો એકની આસપાસ ચોરસ દીવાલમાં ૨૦૦ કોટડીઓ મુસાફરોને ઉતરવા માટે બાંધી લીધી છે, અને માંહે ૧૬ વિઘા જમીનનો ગંજાવર ચોક બનાવેલો છે, જેની એક બાજુએ એક પુરાણી મસજીદ હાલ ઉજડ પડેલી છે. આ ચોકમાં હાલ ખેતી થાય છે. આ ચોકવાળો-ભાગ છોડીને બીજા ચોકમાં એક ઉંચા દરવાજા વાટે દાખલ થતાં પહેલા ફુલોનો એક સુંદર બાગ આવે છે, જેની વચ્ચે ફુવારો છે. બાગ છોડીને વધારે આગળ જતાં રોજો અને કબર આવે છે. એ મકાન સંગેમરમરની ફરસબંદી તથા લાલ પથ્થરની દીવાલોનુ છે. ફરસબંદી ઉપર બહુજ ઉંચો સંગેમરમરનો ઓટલો બનાવીને તે ઉપર કબર બાંધેલી છે. ઉપર રંગીન પથરોનાં ફુલો કળીઓ વગેરે કોતરીને એવા તો બેસાડ્યા છે કે તે આપણને પહેલી નજરે ખરેખરા ફુલોની ચાદર ઓઢાડેલી હોય અથવા તો તાજા ફુલ પાથર્યા હોય એમજ લાગે છે. આ સર્વ કારીગીરી સ્તુતિપાત્ર છે. આ નક્શીકામ ઉપર ખોદા-તાલાના ૯૯ નામો તથા કોરાને શરીફની એક આખી આયાત કોતરેલી છે. અહીં વળી સફેદમાં કાળા સંગેમરમરના આરબી અક્ષરો કોતરી તથા બેસા-ડીને મરહુમ શેહેનશાહ જહાંગીરના નામ તથા મરણની તારીખ આપી છે. રોજાના ૮૨ પગથીયાના ચાર મિનારા છે, જે પરથી લાહોર શેહેર, રાવી નદી તથા આસપાસનો રમણીય દેખાવ નજર પડે છે. મિનારાના પાંચ વિભાગો કરેલા છે, તે દરેકમાં સંગેમરમરનું નક્શીકામ છે. અહીં બીજો પણ ઘણો શણગાર હતો તે રણજીતસિંહે પાછળથી અમૃતસર ખાતેના સીખ દહેરાસરમાં લઈ જઈને ગોઠવેલો કહેવાય છે.

હાની માફી માટે રાત દાહાડો ખુદાતાલાની બંદગી કરવામાં સત્તર વરસો ગાળી કાઢ્યા અને અઢારમે વર્ષે તે પણ મરણ પામી. તેને પણ શાહજહાને જાહાંગીરની ડાબી બાજુપર દફનાવીને મોટું માન આપ્યું

પૂર્વજોના સારા અથવા નઠારા કામો તેના વશજોને ભોગવવાં પડે છે એવો ઇશ્વરી નિયમ છે જાહાગીરે પોતાના અમલમા એક મોટી ભુલ કરી હતી તે ભૂલ એ હતી કે અકબરે જ્યારે પઠાણોને તાબે રાખવા માટે તેઓની સરદારી રજપૂતોને સોપી હતી સારે જાહાગીરે પોતાના અમલમા તેથી ઉલટો ક્રમ આરંભ્યો હતો. તેને પરિણામે કદહારમા કેટલીએક અવ્યવસ્થા ઉભી થઇ હતી અને તેની અસર છેક પજાબમા પણ થઇ હતી. આ અવ્યવસ્થા દૂર કરવા માટે શાહોજહાને વિશ્વાસુ સેનાપતિ મોહોબતખાનને અને અકતીયાદ-ખાનને મોટા લશ્કર સાથે કદહાર તરફ મોકલ્યા હતા. તેઓ ત્યાં આગળ બંદોબસ્ત કરીને જ્યારે પાછા ફર્યાં ત્યારે લાહોરની બાહારના મેદાનમા પડાવ નાખી પડયા અને જાહાગીરની તથા નૂરજહાનની રૂહ ઉપર ફાતીયો પઢવા માટે ગયા.

ફાતીયો પઢી રહ્યા પછી જાહાંગીરે તથા નૂરજહાને પોતાના તરફ બતાવેલી માયા મમતાને સભારતા મોહોબતખાનની આંખમા પાણી આવી ગયા, ને જોઇને અકતીયાદખાન બોલી ઉઠયો,

મોહોબતખાનજી! રડો છો કેમ?

મોહોબતખાન બોલવા તો ગયો, પરન્તુ દુઃખના ઉભરાને લીધે બોલી શકયોજ નહીં, દુઃખનો ઉભરો શાત પડતા બોલ્યો, મે બાદશાહ અને સુલતાનાની હજુરમા જે મોઝમજાઓ ભોગવી છે તે મોઝમઝા-ઓને યાદ કરતા આજે મારૂ હૈયુ ભરાઇ આવે છે.

અકતીયાદખાન,–તમે જાહાગીરને માટે કદાચ તેમ કહો તો માની શકાય પરન્તુ સુલતાનાએ તો તમને દુખ દેવામાં કશી પણ મણા રાખી નહતી. તેના તરફ આટલી બધી માયા મમતા શી?

મોહોબતખાન,–તમારી સમજણમાં ભૂલ છે! હુ જે આફતમા આવી પડયો હતો તેનુ કારણ સુલતાના નહતી, પરતુ મારા પોતાના ગુહાઓજ હતા મેં મારા સ્વદેશનો ને સ્વદેશીઓનો દ્રોહ કર્યો હતો, તેઓના રૂધિરથી હાથ ધોઇને તેઓની સ્વતંત્રતા છિનવી લેવા માટે રાતદહાડો હું મચ્યોજ રહ્યો હતો, એટલુજ નહી પરતુ મેં પોતે મારા અસલ ધર્મનો પણ સાગ કરીને પરધર્મીઓનું દાસત્વ અગીકાર કર્યું હતુ તે ગુનાહના બદલામા, મને તે ફળ મળ્યુ હતું, તેમા પાક નૂરજહાનનો જરા પણ દોષ નથી. પરન્તુ ખુદાતાલાએ તેના હૃદયમા પ્રવેશ કરીને

તેના મારફતે મને શિક્ષા કરાવી હતી. ખુદાની લાકડીને અવાજ નથી, તે હર બાહાને ગુનેહેગારોનેશિક્ષા કરે છે તેમ મને પણ મારા ગુનાની શિક્ષા મળી છે, તેને માટે હુ ઇશ્વરનો મોટો ઉપકાર માનુ છુ.

અકતીયારખાન અત્યાર સુધી સાભળતો બેઠો હતો, તે તુરત હાય મારીને બોલી ઉઠયો, તમારૂ કહેવુ વાજબી છે. એક શાહેર કહ ગયો છે કે,—

કેસને છોડા અપના મઝબ, ઓર મુલ્કો ખાનદાં,
યા બુરાઇકી વતનકી, અપને ઉસને જાવિદા,
સર બસર એહદ કર વફાદાર ઉસકુ સમજ તુ અય અઝીઝ,
નાઝલ ઉસપે હે ગઝબ ખાલીકના દરહર દો જહા.

આમ કેટલીએક વાતચિત કર્યા પછી બન્ને જણા પાછા, પોતાની છાવણી તરફ રવાના થઇ ગયા.

૧૯૭૨૮



કેમ લાભકારી સગવડ જોશો કે?

સૌથી સસ્તો ને સરસ માલ મસાલો પુરો પાડવાની પહેલ કાઢનાર.

# બેહેરામ બ્રધર્સનું.

## જાણીતું ખાતું.

અચરત કરે એવા જાણીતા ગલેન દેલના બગીચાની ચાહના બાવો કોગો રૂ ૨ાા, પીકો સુચોગ રૂ ૩)= પેક કરેલાં પાચ રટલી ટીનના દબામા આ વખણાયલી ચાહે બગીચાવાળાને હીશાબે વેચાતી હાવે બહુ સસ્તી વેચી શકીએ છે જેનો લાભ દરેક શોખીને લેવો તેમજ હમારી પ્રજા પસંદગી પામેલી ઉમદા ખુશબોદાર ચાહ નીચે જણાવેલા ભાવે મલી શકશે

| | |
|---|---|
| રોઝ પીકો (ગુલાબના જેવી ખુશબોવાળી) એક રટલના . | રૂ ૦ાાા |
| રોઝદસ્ત ,, ,, ભુકી .. . | રૂ ૦ાા= |
| રાયલ મીક્ષચર (દીલખુશ ટેસ્ટથી ભરપુર) .. ... .. | રૂ ૦ાા= |
| ઓરેનજ દસ્ત (કડવાસવાળી ઓગ ભુકી) . | રૂ ૦ાા |
| ઓકનમીક્ષચર (સ્વાદમા ટેસ્તમા તથા ખુશબોમા સરસ) .. | રૂ ૦ાા |
| સીલોન દસ્ત. (બચરવાળ કુટુંબ માટે) . . ... | રૂ ૦ા= |

**કોફી કોફી**

કાફી (મોખા—નુકશાન કારક ભેળસેલથી નીરાલી રટલના) રૂ ૦ાાા=

ઉપર જણાવેલી કોઇ પણ જાતની ચાહ ખરીદવા માગશો, તો હમો ઉપર દરસાવેલા ભાવે અસલ માલ આપીશુ અને કદી પણ જાણીતી ચાહનુ નામ દઇ (જેમ કેટલાક વેપારીઓ કરે છે તેમ) બીજી હલકી ચાહ આપીશુ નહી તેની પુરી ખાતરી રાખવી.

જથાબંધ માલ લેનારને તેમજ વેપારીને સારૂ દીસકાઉનટ આપીશુ.

બહાર ગામના આદરપર (પૈઇસા એડવાન્સ મોકલવે) તુરત ધ્યાન આપશું તેમજ વી પીથી મોકલશુ

**બેહરામ બ્રધર્સ**

ચાહ, કાફી, મસાલો, સરકો, આચાર તથા ઘી,
ખાંડ, સુખડ, લોબાન વીગેરેના વેપારી.

**ઠા૦—દા૦ મે૦ જ૦ હકીમની પડોસમાં—ધોભીતલાવ.**

**બ્રાંચો**—વાણીઆ વાડીના રસ્તાપર તથા કોફરદ મ.ર-કીટ સ્ટોલ ના૦ ૨૭૭.

# ગુજરાતી પ્રીંટીંગ પ્રેસમાં વેચાતાં પુસ્તકો.

| | | |
|---|---|---|
| **વેદાન્ત.** | | રૂ. આ. પૈ. |
| ૧ | પંચદશી—વિસ્તારવાળા વિવરણ સહિત ... | ૬—૦—૦ |
| ૨ | ચન્દ્રકાન્ત—પ્રથમ ભાગ (ચોથી આવૃત્તિ) | ૨—૮—૦ |
| ૩ | ચન્દ્રકાન્ત—બીજો ભાગ . . | ૨—૮—૦ |
| ૪ | શ્રી અધ્યાત્મ રામાયણ .. .. . | ૨—૮—૦ |
| ૫ | પંચરત્ન ગીતા (રેશમી) . . | ૧—૦—૦ |
| ૬ | ભગવદ્ગીતા શ્લોક અને ભાષાંતર સહીત રેશમી | ૦—૮—૦ |
| ૭ | ભગવદ્ગીતા—મૂળ, ગુજરાતી, હિંદી ને જુ કવિતા | ૧—૦—૦ |
| ૮ | ભર્તુહરી શતકત્રયસંગ્રહ . | ૦—૧૮—૦ |
| ૯ | મુક્તિપ્રકાશ હિંદીમાં—સાધુ (નિશ્ચલદાસકૃત) | ૧—૦—૦ |
| ૧૦ | પરમહંસ રામકૃષ્ણના બોધ વચન (મહાત્માના ચિત્ર ચરિત્ર સાથે) . . | ૦—૮—૦ |
| **ધર્મ.** | | |
| ૧૧ | શ્રીમદ્ભાગવત, પોથીના આકારમાં સંસ્કૃત શ્લોક તથા ગુજરાતી ટીકા . . . | ૧૦—૦—૦ |
| ૧૨ | શ્રીમદ્ભાગવત, મોરલીધરનું પદબંધ .. | ૫—૦—૦ |
| ૧૩ | શ્રીમદ્ભાગવત મૂળસ્વરૂપનું ગુજરાતી ગદ્ય ભાષાંતર . . .. .. .. | ૪—૦—૦ |
| ૧૪ | શ્રી વાલ્મીકિ રામાયણ .. .. . | ૭—૦—૦ |
| ૧૫ | વ્રતરાજ . .. .. ... .. | ૮—૦—૦ |
| ૧૬ | યમસ્મૃતિ . . . . . .. | ૦—૨—૦ |
| ૧૭ | ધર્મવિચાર (કવિ ન. લા. બીજી આવૃત્તિ) | ૧—૮—૦ |
| **કાવ્ય** | | |
| ૧૮ | પ્રહ્લાદાનંદ કાવ્ય .. .. ... ... | ૧—૮—૦ |
| ૧૯ | નર્મ કવિતા (ત્રીજી આવૃત્તિ) .. .. | ૭—૦—૦ |
| ૨૦ | બૃહત્કાવ્યદોહન ભાગ ૧ લો (ચોથી આવૃત્તિ) | ૧—૮—૦ |
| ૨૧ | બૃહત્ કાવ્યદોહન ભાગ ૩ જો .. | ૩—૦—૦ |
| ૨૨ | બૃહત્ કાવ્યદોહન ભાગ ૪ થો .. . | ૩—૦—૦ |
| ૨૩ | બૃહત્ કાવ્યદોહન ભાગ ૫ મો . ... | ૩—૦—૦ |
| ૨૪ | બૃહત્ કાવ્યદોહન ભાગ ૬ ઠ્ઠો . . . | ૩—૦—૦ |
| ૨૫ | શ્રીકૃષ્ણચરિત્ર (ગિરિધરકૃત ટપાલ સાથે) | ૨—૦—૦ |
| ૨૬ | દયારામકૃત કાવ્ય સંગ્રહ (પાકા પુઠાં) | ૨—૦—૦ |
| | " કાચા પુઠાં .. | ૧—૮—૦ |
| ૨૭ | નર્મકવિતા (નાની) ભાગ ૧ લો . . ... | ૦—૬—૦ |
| ૨૮ | નળાખ્યાન (કવિ ન. લા. ટેક્સ્ટબુક) . | ૦—૫—૦ |
| ૨૯ | સવિતાકૃત કવિતા . . ... .. | ૧—૦—૦ |
| **નવલ કથા.** | | |
| ૩૦ | કથાસરિત્સાગર . . . .. . . . | ૬—૦—૦ |
| ૩૧ | અરેબીયન નાઇટ્સ (૧૭૫ ચિત્ર સાથે સંપૂર્ણ) | ૩—૮—૦ |
| ૩૨ | દિલ્હીપર હલ્લો ... ... ... | ૨—૦—૦ |
| ૩૩ | શાહજાદો અને ભીખારી . . | ૨—૦—૦ |

| | રૂ. આ. પૈ. |
|---|---|
| ૩૪ ઔરંગજેબ અને રાજપૂતો | ૨— ૦—૦ |
| ૩૫ અઢારમી સદીનું હિંદુસ્તાન | ૧— ૦—૦ |
| ૩૬ હેસ્ટીંગ્સની સોટી | ૨— ૦—૦ |
| ૩૭ પાણીપતનું યુદ્ધ | ૨— ૦—૦ |
| ૩૮ ગંગા—એક ગુર્જર વાર્તા | ૧— ૮—૦ |
| ૩૯ લીલા (લૉર્ડ લીટન કૃત યોગની એક વાર્તા) | ૧— ૪—૦ |
| ૪૦ માલતી માધવ | ૦— ૫—૦ |
| ૪૧ વિક્રમોર્વશિય | ૦— ૩—૦ |
| ૪૨ શકુન્તલા | ૦— ૩—૦ |
| ૪૩ સરળ કાદમ્બરી | ૧— ૦—૦ |
| ૪૪ ચાંદબીબી (ઐતિહાસિક નૉવેલ) | ૨— ૦—૦ |
| ૪૫ હાજીબાબાના સાહસ કર્મો | ૧— ૪—૦ |
| ૪૬ વિક્રમાદિત્ય | ૧— ૦—૦ |
| ૪૭ રાસેલાસની કથા | ૧— ૦—૦ |
| ૪૮ મહાકવિ દંડીકૃત દશકુમાર ચરિત્ર | ૧— ૦—૦ |
| **નીતિ** | |
| ૪૯ શુક્રનીતિ (પાકા પુઠાં) | ૨— ૪—૦ |
| ,, (કાચા પુઠા) | ૧—૧૨—૦ |
| ૫૦ વિદુરનીતિ ગુજરાતી (ત્રિજી આવૃત્તિ) | ૦— ૨—૬ |
| ૫૧ નીતિસુધાતરંગિણી | ૧— ૦—૦ |
| ૫૨ કળા વિલાસ (બીજી આવૃત્તિ) | ૦— ૮—૦ |
| ૫૩ ચારૂચર્યા (બીજી આવૃત્તિ) | ૦— ૨—૬ |
| ૫૪ પુત્રીશિક્ષા | ૦— ૪—૦ |
| ૫૫ નીતિબોધ | ૦— ૬—૦ |
| ૫૬ હિતવચન માળા | ૦— ૧—૦ |
| ૫૭ પંચતંત્ર | ૧— ૮—૦ |
| ૫૮ રાજધર્મ | ૦— ૮—૦ |
| **ઐતિહાસિક.** | |
| ૫૯ રાજતરંગિણી ભાગ ૧ લો (કાશ્મીરનો પ્રાચીન ઇતિહાસ | ૩— ૦—૦ |
| ૬૦ હૈદરઅલિ ને ટીપુ સુલતાન | ૧— ૪—૦ |
| ૬૧ લૉર્ડ લૉરેન્સ | ૧— ૪—૦ |
| ૬૨ લૉર્ડ વિલ્યમ બેન્ટીક | ૧— ૪—૦ |
| ૬૩ ઔરંગજેબ | ૧— ૪—૦ |
| ૬૪ મહારાણીનું જીવનચરિત્ર | ૪— ૦—૦ |
| **નાટક** | |
| ૬૫ વિક્રમોર્વશિય નાટક-(કવિ કાલિદાસ કૃત કોલેજના વિદ્યાર્થીઓને ઉપયોગી) | ૧—૧૨—૦ |
| ૬૬ રાજભક્તિ વિડંબણ (ભાણ) | ૦— ૨—૦ |
| ૬૭ તપાસવરણ નાટક | ૦— ૨—૦ |
| ૬૮ બાળકૃષ્ણ વિજય નાટક (ન. લા પા પુ) | ૦— ૮—૦ |
| (કાચા પુઠા) | ૦— ૬—૦ |

## ઈનામ! ઈનામ!! ઈનામ!!!

# ગોવિંદજી વસનજીની મીઠાઈઓ માટે.

## વાંચો!

### એક કહેવત!

"બનીઆ અયસા ભોલા કી લવંગમે પૈસા તોલા."!!!

એ શહેરમા એક ગાંધી રહેતો હતો, જે હલદ, મરચાં, ધાણા વગેરે દરેક મશાલો વેચી પોતાનુ ગુજરાન કરતો હતો. એજ શહેરમા એક દોશી રહેતી હતી, જેની ઉમર લગભગ ૭૫ પોણોસો વરસની હશે, તેને સા-સતાનમાં ફક્ત એક છોકરાની છોકરી હતી, એ બે શીવાય એઓની સાથે બીજું કોઇ રહેતુ નહોતુ. એક દીવસ દોશીએ પોતાની છોકરીને કહ્યુ કે બે આનાના લવગ બજારમાથી લઇ આવ. પેલી છોકરી ઉપર લખેલા ગાંધીની દુકાને ગઇ, અને બે આનાના લવંગ માગ્યા તે ગાંધીએ બે આના લઇ લવંગ તોળી બાંધી આપ્યા. પેલી છોકરીએ રસ્તે ચાલતાં લવંગનુ પડીકુ ખોલી જોતા અદરથી બે પૈસા નીકલ્યા, તે જોઇને છોકરી ઘણી ખુશી થઇ ને જાણ્યુ જે ગાંધી બીચારો બહુજ ભોળો છે, જે લવગમા પૈસા તોલી આપ્યા એટલે ઘેર જઇ પોતાની દોશીને કહ્યુ કે અમા, **"બનીઆ અયસા ભોલા કી લવંગમે પૈસા તોલા."** દોશી કે જેણે પોણોસો દીવાળી કહાડી હતી તે કાચી નોહોતી તેણે તરત કહ્યું કે બેટી **'બનીઆ નહી હય ભોલા ઇસમે ભેદ સમાયા ભોલા.'** સાભળ બેટી એ ગાંધી બે આનાના ત્રણ પૈસા ભાર લવગ આપે છે, તેણે ત્રણ પૈસા કાટામા મુકયા, અને આગલા છાબડામાં થોડા લવગ તથા બે પૈસા મુકયા એટલે ફક્ત એક પૈસા ભાર લવગ આપ્યા, અને બે પૈસા રોકડા બાંધી આપ્યા. એટલે છ દોઢીઆના ફક્ત એક પૈસા ભાર લવગ આપ્યા **ગાંધી બીચારો બહુ ભોલો!?** સાર માત્ર એટલો કે કોઇબી વેપારી ગાહનાં ગોપી ચદન કરવાને વેપાર કરતો નથી. અમો વેપારીઓ એટલા બધા ભોલા, પરમાર્થી અથવા લક્ષાધિપતી નથી કે મેહેનત કરીને કમાવાની આશા નહીં રાખીએ. દરેક વેપારી **કમાવવાની મતલબથીજ વેપાર કરે છે, ફોકટ મેહેનત કોઇ કરતુ નથી.** જેને સારો માલ વેચવો છે, વાજબી ભાવ અને પ્રમાણીકપણાથી પોતાનો વાજબી નફો મેળવી વેપાર ચલાવી ગરાકોને સંતોષ આપવો છે, તો એજ વધો વધારવાનો ઉપાય છે.

ગોવિંદજી વસનજીની દુકાને જે નામ મેળવ્યું છે, તે ફક્ત
રા માલથીજ! ગોવિંદજીની મીઠાઇઓ માટે જાણીતાં દેશી છાપા,
ા ગ્રહસ્થોની પુષ્કળ સરટીફીકેટો મલી છે.

## ગોવિંદજીની દુકાનનાં ચાલુ ધોરણો!

૧. એકજ ભાવ દરેકને કહેવો.
૨. માલ એક સરખોજ આપવો.
૩. રંગ મુદ્દલ મીઠાઇમા વાપરવો નહીં
૪. ફક્ત ઉંચુ કેશર વાપરવુ.
૫. તમામ મસાલો સારોજ વાપરવો.
૬. દરેક ગરાક સાથે સભ્યતા તથા પ્રમાણીકપણાથી ચાલવુ.
૭. ખાલી ખુશામત કોઇની કરવી નહીં.
૮. ખાલી વાતોનાં ફડાકા મારવા નહીં.
૯. કોઇબી રીતનો દગો કરવો નહી.
૧૦. સારો માલ આપી વાજબી ભાવ લેવો અને તેથી વગર કારણે કોઇના તાબેદાર નોકર બનવાની જરૂર નથી.
૧૧. કોઇ પણ ગરાકને ઘેર વગર બોલાવે જવું નહીં અને કાલા વાલા કરવા નહીં.
૧૨. કોઇબી વેપારી સાથે હરીફાઈ કરવી નહીં.
૧૩. ફક્ત ઇશ્વરનો ડર રાખી પ્રમાણીકપણાથીજ વેપાર કરવો.

ગોવિંદજીના કોઇબી માણસની ગેર રીતી માટે ખબર પડતા તરત તેનો બદોબસ્ત કરવામા આવે છે. વરદી પ્રમાણે તમામ મીઠાઇઓ તાજી બનાવી વાયદાસર પોહોંચતી કરવામાં આવે છે. બાહેરગામના ઓરડરો પૈસા આવ્યાથી અથવા વી. પી થી સરસ પેકીંગ કરી મોકલી આપવામાં આવે છે. એકજ વાર વરદી નોધાવી ખાત્રી કરવાને અરજ કરવામાં આવે છે.

**ગોવિંદજી વસનજી,**
ઠાકોરદ્વાર મોટી દુકાન.
કોટ બજારગેટ શાખા.

# મગનભાઇની કુમ્પની.

## ઇનજીનીયરો અને મશીનરી ઇમ્પોર્ટરો.

નં૦ ૧૮ એલફીસ્ટન સરકલ—મુંબઇ.

આ પંપ હિંદુસ્તાનમાં ઘણોજ
મોટે ભાગે વપરાસમાં છે.



એક માણસના બળથી સારી રીત
કુવામાંથી પાણી કાઢે છે

કુવામાંથી પાણી કાઢવાના હેન્ડ રોટરી ફોર્સ પંપ.

ફકત સ્ટીમ૦ મદદથી ઘણાજ
મોટા જથામાં પાણી કાઢે છે.



ખેતરો બાગો અને રેલવેના
મોટા ભાગોમાં વપરાય છે.

હોરીઝેન્ટલ સ્ટીમ ફોર્સ પંપ.

# બી. મગનભાઈ ની કું.

## ઈનજીનીઅરો અને મશીનરી ઈમ્પોર્ટરો

નાં૦ ૧૮ એલફીન્સ્ટન સરકલ—મુબંઈ

દરેક જાત કુવામાંથી પાણી કાઢવાનો પંપો
હમારી પાસેથી મળી શકશે. ઊંડા કુવાને માટે અમોએ
તદન શુધરેલી ઢપના પંપો મંગાવેલા છે.



મસલનરીને લગતો સરવે સામાન હમારી પાસે
મોટા જથામાં સ્ટોકમાં રહે છે.
હમારા ભાવો ઘણુજ કીફાયત છે.

**સુધરેલી ઢપનો સ્ટેન્ડ રોટરી પંપ.**

હમારે ત્યાં દરેક જાતની મશીનરીઓ હમેશાં સ્ટોકમાં રહે છે તેમજ વીલાત અને અમેરીકાના કોઈ પણ ભાગમાંથી માલ ઓરડરથી મંગાવી આપીએ છીએ.

**પત્ર વહેવાર કરવા નમનતાઇપુરવક અરજ કરીએ છીએ.**